# ચંપારણ્યમાં
# મહાત્મા ગાંધીજી

રાજેન્દ્રપ્રસાદ

ધર્મ ગ્રન્થમાળા ૩.

# ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી

આરંભ
૧૦ : ૪ : ૧૭

અંત
૪ : ૩ : ૧૮

લેખક

રાજેન્દ્રબાબુ

પ્રત ૧૧૦૦

સંવત ૧૯૭૯

કાચું પૂંઠું
રૂ. ૧–૪–૦

ખાદીનું પૂંઠું
રૂ. ૧–૮–૦

યુગધર્મ કાર્યાલય,

અમદાવાદ.

# બે બોલ



આ બરાબર ટાંકણે જ છપાતાં પુસ્તકને પ્રસ્તાવનાની ભાગ્યે જ જરૂર હોય. ચંપારણ્યની ગાંધીજી ગયા પહેલાંની અને ગાંધીજી ગયા પછીની સ્થિતિનું તાદૃશ ચિત્ર શ્રી રાજેન્દ્રબાબુએ સરસ રીતે આપ્યું છે, એનાથી એ વધારે તાદૃશ ચિત્ર શ્રી જીવતરામ કૃપલાની કદાચ આપી શકત. કારણ એ પુસ્તકમાં શ્રી રાજેન્દ્રબાબુ તો ઢંકાઇ જ ગયા છે. એ પુસ્તકમાં કાંઈ પણ ઊણપ હોય તો તે એટલી જ કે ચંપારણ્યની લડતમાં બિહારે પોતે જે હિસ્સો આપ્યો છે તેનો વિનયમૂર્તિ રાજેન્દ્રબાબુએ કેવળ નિર્દેશ માત્ર કીધેલો છે. ચંપારણ્યની લડતનો ઇતિહાસ રાજેન્દ્રબાબુ અને બ્રજકિશોરબાબુના ઇતિહાસ વિના અપૂર્ણ જ ગણાય. મને તો ગાંધીજીની પાસે જવાનું સદ્ભાગ્ય લડતને અંતે જ પ્રાપ્ત થયેલું. લડતમાં જે વીરતા, જે રસ, જે વિટંબણાઓની લહેજ્જત ચાખવાની હતી તે તો મારા ગયા પહેલાં ચખાઇ ગયેલી.

સોણ નદીના કિનારા ઉપર સોનપુર સ્થળ છે, જ્યાં વર્ષો વર્ષ હજારો હાથીઓનો બજાર ભરાય છે. લોકવાયકા એવી છે કે ગજેન્દ્ર-

મોક્ષમાં અમર થયેલું ગજગ્રાહનું યુદ્ધ સોણ નદીમાં તે જ સ્થાને થયેલું હતું. એ કથામાં કેટલું સત્ય છે તે તો પુરાતત્ત્વાભ્યાસીઓ જાણે, પણ ગાંધીજી જ્યારે ચંપારણ્યમાં ગયા ત્યારે ગજગ્રાહનું યુદ્ધ પૂર જોરમાં હતું, ગજની બિચારાની સૂંઢની અણિ જ જળ બહાર હતી, અને ગાંધીજીએ જઇને ગ્રાહના જડબામાંથી ગજને છોડાવ્યો એમ કહું તો અતિશયતાના વચન વાપરું છું એમ નહીં કહેવાય.

આજે જ્યારે આખા દેશમાં ગજ અને ગ્રાહનું યુદ્ધ ચાલી રહ્યું છે, ત્યારે ગજના દુર્ભાગ્યે તે ગ્રાહના જડબામાં સપડાયલો છે એવું જ્ઞાન પણ તેનું બ્હેર મારી ગયેલું જણાય છે. ચંપારણ્યની લડતનું આ વર્ણન એ જ્ઞાન પાછું સતેજ કરી ગજને ભગવાન પાસે સાચી પ્રાર્થના કરવા પ્રેરશે એવી આશા રાખીએ.

ચંપારણ્યમાં રૈયતની મુક્તિ કેવી રીતે થઇ તેનું વર્ણન આ પુસ્તકમાં અપાઈ શકે તેટલા વિસ્તારથી આપવામાં આવ્યું છે. કેવી રીતે એ લડત ગાંધીજીને માથે આવી પડી, કેવી રીતે બિહારના મોહનલાલ પંડ્યા–રાજકુમાર શુકલ–ગાંધીજીને ગળે પડયા, અને તેમને ચંપારણ્ય લઈ ગયા, કેવી રીતે તેમના જવા પછી સાંજે બીડાયલી કળિ જેમ સવારે ખીલી કુસુમમાં પરિણમેલી દેખાય તેમ સરળ, સ્વાભાવિક, અને અકળ રીતે એ લડત વધી અને વિકાસ પામી એ આ પુસ્તકમાં સરસ રીતે વર્ણવાયલું છે. પણ તોયે કેટલીક વાતો તો એ મુક્તિના યુદ્ધમાં ભાગ લેનારાઓની સ્મૃતિમાં જ રહેશે. ગાંધીજીએ ચંપારણ્યને ઉંબરે પગ મૂકયો તે દિવસે તેમનો ત્યાંથી પગ કાઢવાની સરકારની આતુરતા અને તૈયારી, અને ૭ માસને અંતે સરકારના ઘણાખરા પ્રતિનિધિઓની–પ્રાંતના ગવર્નરની સુદ્ધાં–ગાંધીજીની સાથે મૈત્રી–એ કેમ બની શકયું એનો ઇતિહાસ કહેતાં

તો અહિંસા અને પ્રેમના જાદુ ઉપર એક નિબંધ લખવો પડે. તે કાળે અમલદારોની સાથે થયેલી મુલાકાતો અને મુલાકાત દરમ્યાન થયેલી વાતચીત તથા તેના પરિણામ વિષે, પુસ્તકમાં આપવામાં આવી છે તેના કરતાં વધારે માહિતી આપી શકાઇ હોત તો કેવું સારૂં થાત! ઘણા અમલદારોના પત્રો તો. ગાંધીજીની રજા નહીં હોવાને લીધે જ, નથી આપી શકયા. બેતીઆના સબ-ડિવિઝનલ ઑફિસર લુઇસના પત્રો તો મેં ઘણાએ જોયેલા. તેમના પત્રે પત્રમાં ગાંધીજી પ્રત્યે આદર અને પ્રીતિ ટપકતી. બેતીઆ રાજના મેનેજર મિ. વિટી સાથે એક તકરારી બાબતમાં થયેલો પત્રવ્યવહાર હું હજી ભૂલ્યો નથી. મિ. વિટીએ અનેક આક્ષેપો કરેલા તેના ઉત્તરમાં ગાંધીજીએ એક મીઠો પત્ર લખી, અંતે સુપ્રસિદ્ધ અંગ્રેજી ભજનની નીચેની કડી ટાંકી હતી:

We shall know each other better
When the mists have rolled away.

( જ્યારે ધાડાં ધુમસઆસ વિખરાશે જો
પરિચય સાચો થાશે હો અમતમ તણો )

આ કડીઓથી તે અમલદારના અંતર ઉપર જાદુઇ અસર થઈ હતી, અને તેમણે ઘણા આક્ષેપો વિષે માફી માગી હતી. મિ. લુઈસના પત્ર તો ચંપારણ્યનું પ્રકરણ સમાપ્ત થયા પછી પણ ઘણો કાળ સુધી આવ્યા કરતા. એ જ મીઠાશથી ગાંધીજી અગલદારો અને નીલવરોની બનેલી કમિટીની સાથે ત્યારના જટિલ પ્રશ્નની બાબતમાં એકમત થઈ શકયા. સર ફ્રાન્ક સ્લાઈ તે વેળા મિ. સ્લાઇ હતા, તેમને ગાંધીજીનો સાચો પરિચય થયો હતો, એટલે જ તેમની સરકાર આજે પોતાની પત્રિકાઓમાં તેમનો "મહાત્મા ગાંધી" કહીને ઉલ્લેખ કરે છે, અને તેમના સત્યાગ્રહથી સોગંદ લે છે.

બિહાર કાઉન્સિલના સભ્ય મિ. મૉડની સાથેનો એક પ્રસંગ યાદ આવે છે. ચંપારણ્ય કૃષિકારોનું બિલ તે વેળા ધારાસભામાં ચર્ચાતું હતું. મિ. મૉડે એ બિલ રજુ કર્યું હતું. એ બિલના મુદ્દાઓ બરાબર સમજવા અને ચર્ચવા માટે ગાંધીજીને સરકારે બોલાવ્યા હતા. કેટલીક કાનૂનોમાં અમુક ફેરફાર ગાંધીજીએ સૂચવ્યા, તેની ઉપર મિ. મૉડની ટીકા આવી, પાછા સાંજે મિ. મૉડને તેઓ મળ્યા, અને બીજે દિવસે સવારે આખા બિલની દરેકે દરેક કલમના સંબંધમાં પોતાના વિચારો રજુ કરીશ એમ કહીને ગાંધીજી ઉતારે આવ્યા. રાત્રે ભોજન પછી રાજેન્દ્રબાબુના ઘરમાં ચર્ચા શરૂ થઇ. ચર્ચા એક વાગ્યા સુધી ચાલી. પછી ચર્ચાનું પરિણામ ગાંધીજી મને લખાવવા બેઠા. બે વાગે એ પૂરૂં થયું. પાછો આખો ખરડો વંચાયો. બ્રજકિશોરબાબુએ પાછા કેટલાક વાંધા લીધા, એટલે ફરી ગાંધીજીએ નવો ખરડો લખાવ્યો, અને લખવાનું કામ પૂરૂં થયું ત્યારે સવારે પોણાચાર વાગ્યા હતા. પોણાચારે સૂઇ, સવારે ૬ વાગે ઉઠી, જાનેવારી માસની બિહારની ઠંડીમાં ઠંડે પાણીએ ન્હાઇ, હાથે જ રસોઇ કરી જમી, ૮ વાગ્યાને સુમારે ગાંધીજી મિ. મૉડની પાસે પહોંચ્યા. મિ. મૉડ તાજુબ થયા. બધી સમજુત થઇ ગયા બાદ મિ. મૉડે પૂછ્યું, 'આટલી એક રાતમાં તમે આ બધું શી રીતે પતાવ્યું ?' ગાંધીજીએ પોતાના સાથીઓનો પરિચય મિ. મૉડને કરાવ્યો, અને કહ્યું કે 'મારી પાસે તો સાચા સેવકો થઇને મોટા મોટા વકીલો રહેલા છે, જેની સેવા મને ચોવીસે કલાક મળી રહે છે.' જે વકીલોને કેવળ વિઘ્નસંતોષી ચળવળીઆઓ તરીકે સરકાર વર્ણવતી હતી, તે વકીલો સાચા સેવકો છે એવું મિ. મૉડને પ્રતીત થયું, અને તેઓને ગાંધીજીની કળા અને કાર્યશક્તિનો પરિચય થયો.

સર એડવર્ડ ગેટ ત્યારના ગવર્નર હતા. તે આજના ગવર્નર વાઇસરોયના કરતાં જૂદા જ પ્રકારના હતા. ગાંધીજી તેમને ઘેર રાજેન્દ્રબાબુને ઘેરથી ચાલતા જ જાય. એક દિવસ એ પ્રમાણે તેઓ

પણ સર માઇલ ચાલતા ગયા. સર એડવર્ડ પોતાના સુખદુઃખની વાતો કરવા લાગ્યા–પોતાના ( હું ભૂલતો નહીં હોઉં તો ) પુત્રના લડાઇમાં ઘવાયાની વાત સંભળાવી ગાંધીજીની સહાનુભૂતિ મેળવવા લાગ્યા. ગાંધીજીને ખાવાનો આગ્રહ થયો. તેમણે નારંગી લીધાં, પણ બીજાં ફળો ન લઈ શકાય એમ કહ્યું, એટલે પોતાના પાંચ ચીજો જ લેવાના વ્રતનો ખુલાસો આપી ગાંધીજીએ સર એડવર્ડને હસાવ્યા. બપોર થઈ ગયા હતા. સર એડવર્ડ ગાંધીજીને વળાવવા નીકળ્યા. ચાલતા જતા જોઇને સ્તબ્ધ થઈ ગયા. પોતાની દરબારી ગાડી બોલાવી, અને તેમાં બેસાડીને ગાંધીજીને વિદાય કર્યા. આ એ ગાંધીજીના પ્રેમનું જાદુ.

નીલવરોની સાથેનો સંબંધ પણ આખર આખરે તો સરસ થઇ ગયો હતો. પણ તેમની સાથે ગાઢ પરિચયમાં આવેલા નીલવરોનો મને પરિચય નથી.

એક મૈત્રીની વાત અહીં નોંધ્યા વિના નહીં ચાલે. ત્યાં અનેક મિશનરીઓ છે. તેમાંના એક મિ. હોજે તો ગાંધીજી સાથે જીંદગીની દોસ્તી બાંધી. તેઓ અનેકવાર ગાંધીજીને પોતાને ત્યાં બોલાવતા, તેમની સાથે લાંબી ચર્ચાઓ કરતા, અનેકવાર તેમને ત્યાંથી ફળો પુસ્તકો વગેરે આવતાં–ગાંધીજીને હિંદીભાષાનું ડૉ. કેલોગનું બૃહદ્ વ્યાકરણ પ્રથમ બતાવનાર એઓ જ–તેઓ અને તેમનાં પત્ની તથા બાળકો સૌ અતિશય પ્રેમથી મળવા આવતાં, અને અમારે મુકામે જમતાં. એ જ મિ. હોજ જેમણે ૧૯૨૧ માં જ્યારે અસહકારે સરકાર ત્રાસી હતી ત્યારે ‘ ગ્લાસગો હેરલ્ડ ’ માં ‘ ગાંધીસાહેબ ’ નામના લેખમાં લોકનાયક તરીકે ગાંધીજીની અજબ સત્તાનો તાદૃશ ચિતાર આપ્યો હતો. ચંપારણ્યમાં એક બાજુએ અમલદારો અને નીલવરો અને બીજી બાજુએ ગાંધીજી વચ્ચે મેળ કરવામાં મિ. હોજનો ઘણો હિસ્સો હતો એમ કહેવું જોઈએ.

અને આખરે ત્યાંના સેવકોનો નિર્દેશ કર્યા વિના નહીં ચાલે. શ્રી રાજેન્દ્રપ્રસાદે અને બ્રજકિશોરપ્રસાદે તો તે વેળાનાં સેવાનાં વ્રત લીધાં તે લીધાં. જ્યારે જ્યારે કાંઇ પ્રસંગ આવ્યો છે ત્યારે ત્યારે " બિહારના જેવા નિર્મળ સેવકો મને ક્યાંયે નથી મળ્યા. બિહારની પ્રમાણિકતા તો ન્યારીજ" એવાં વચનો ગાંધીજીએ ઉચ્ચાર્યાં છે. ગાંધીજીએ સરકારના પ્રથમ હુકમનો તા. ૧૫ મી એપ્રિલે અનાદર કર્યા પછી જ્યારે ત્યાં મુકામ નાંખ્યો, ત્યારે એક નાનકડા બંગલામાં પંદરવીશ સ્વયંસેવકોનું ધાડું પડતું. બિહારીઓને રાત્રે નવ વાગે જલપાન—એટલે નાસ્તો—અને બાર એક વાગે વાળુ કરવાની ટેવ રહી. ગાંધીજીને લાગ્યું કે આતો નહીંજ ચાલે. તેમણે તરતજ લશ્કરના સરદારની જેમ હુકમો કાઢ્યા. સાંજે ૭ વાગે ખાવાનું પતી જવુંજ જોઇએ. સૌએ પ્રેમપૂર્વક એ નિયમ માથે ચડાવ્યો. ૭ વાગે વાળુ પછી આખા મોતિહારીની પ્રદક્ષિણા થાય એવી રીતે બધા સ્વયંસેવકોને લઇ ગાંધીજી ફરવા નીકળે. એકાદ કલાક દક્ષિણ આફ્રિકાની લડતની, જીંદગીના અનેક કિસ્સાઓની વાતો કરીને આઠેક વાગે બધું મંડળ ફરીને આવે. " એવા એ દિવસો પણ પ્રીતમ વહી ગયા. "

પ્રોફેસર કૃપલાનીએ મુઝફ્ફરપુરમાં ગાંધીજીને પ્રથમ આવકાર આપેલો. એ આવકારને લીધે તેમને પોતાની પ્રોફેસરી છોડવી પડેલી. પ્રોફેસરી છોડીને તેઓ ગાંધીજી પાસે આવી રહ્યા હતા. પહેલાં જુબાનીઓ લેવાના કામમાં ભાગ લેતા હતા, પણ પછીથી તેમણે ગાંધીજીને માટે રાંધવાનું માથે લીધું. એટલે ઘણો કાળ તેઓ ગાંધીજીના રસોઇઆ હતા. જ્યારે કાંઇ અગત્યનો પત્ર મોકલવાનો હોય, કાળી રાતે બાર વાગે કાગળ લઇને, કોઇ અમલદાર પાસે જવાનું હોય તો પટાવાળા પણ પ્રો. કૃપલાની, અને ' ગાંધીજીકા બણવા જીવે હો રામ, મેરા મુકદમા સુનો હો રામ ' કહી કનકગત આવનારા

દેહાતીઓને રોકનારા ચપરાસી પણ પ્રો. કૃપલાની. ચિઠ્ઠી આપવા જાય ત્યાં ભાંગીતૂટી હિંદી સિવાય બીજી ભાષામાં વાતો ન કરે, અનેક વાર તેમને અંગ્રેજી આવડતું જ નથી માનીને અમલદારોએ તેમની સામે એક બીજા વચ્ચે અંગ્રેજીમાં કંઇ કંઇ વાતો કરી છે. એ પ્રો. કૃપલાની ઉપર બિહાર હજી આશક છે, અને પ્રોફેસરને પણ બિહારમાં જેવું કામ કરવાનું ગમે છે તેવું બીજે કયાંય ન ગમે.

આવા સાથીઓને લીધે, ચારે દિશામાં પ્રેમના વાતાવરણ ફેલાવવાને લીધે, લડતનો અંત આવ્યો, અને ગ્રાહના મુખમાંથી ગજ છૂટયો. પણ ચંપારણ્યની રાંકડી પ્રજા હજી સંપૂર્ણ રીતે છૂટી તો ન જ કહેવાય. ૧૯૨૧ના આખરમાં જયારે ગાંધીજી બેતીઆ ગયા ત્યારે પોલિસના ત્રાસથી દબાઈ, બચ્ચાંછોકરાંને છોડી ભાગીને નાશી છૂટેલા લોકોની આગળ ગાંધીજીને ઉપદેશ આપવો પડયો હતો કે બાયલાપણાથી ભાગવું એ સત્યાગ્રહ નથી, એ બાયલાપણા કરતાં તો લાઠી લઇને ઉભા રહેવું, અને પોતાનાં બચ્ચાંછોકરાંનું રક્ષણ કરવું એમાં સાચી મર્દાનગી રહેલી છે. હજીએ નીલવરોનો ગ્રાહ કયાંક કયાંક મ્હોં ફાડી દાંતો બતાવ્યા કરે છે જ. એ સ્થિતિ તો બિહારી પ્રજા પોતાના પગ પર ઉભા રહેવાની તાકાત જે દિવસે સંપૂર્ણ મેળવે તે દિવસે જ સમાપ્ત થવાની. આ લડતનો ઇતિહાસ સંચવાવાથી અને તેનાં મનન થવાથી, આજની પ્રજામાં નહીં તો તેની ઓલાદમાં સ્વાભિમાન સંપૂર્ણપણે જાગી ઉઠશે, બીજી અનેક લડતો માટે લોકો ત્યાં અને બીજે ઠેકાણે કમર કસશે, અને પ્રેમ અને અહિંસાના પ્રભાવના ઇતિહાસમાં નવાં પ્રકરણો ઉમેરાશે.

સત્યાગ્રહાશ્રમ,
૨૨—૭—૨૩.

મહાદેવ હરિભાઈ દેસાઈ



# પ્રસ્તાવના



આ પુસ્તક 'યુગધર્મ ગ્રન્થમાળા' નું ત્રીજું પુસ્તક છે. પુસ્તકના મૂળ લેખક જન્મભૂમિના નેતા શ્રી રાજેન્દ્રબાબુ છે. આ પુસ્તકમાં રાજેન્દ્રબાબુના હિન્દી પુસ્તકનો અનુવાદ પૂર્વાર્ધમાં આપ્યો છે અને મહાત્માજીએ સન ૧૯૨૧ માં કરેલું ભાષણ, લડતનો ક્રમ તથા તારીખો વગેરે ઉત્તરાર્ધમાં આપ્યાં છે. આથી ચંપારણ્યની લડતના ઇતિહાસનો વાચકોને પૂરેપૂરો ખ્યાલ આવશે એવી આશા છે.

આ પુસ્તકનો "શુદ્ધ અને સરસ" અનુવાદ કરવા માટે અમે રા. ભીમજીભાઇ હરજીવન પરીખ ( સુશીલ ) ના આભારી છીએ.

અમદાવાદ.
બીજા જેઠ શુદ ૭ ને બુધવાર,
૧૯૭૯.

પ્રકાશક



# વક્તવ્ય



આ પુસ્તક ઈ. સ. ૧૯૧૮ અને ૧૯૧૯ ના દુર્ગાપૂજાના તહેવારોમાં લખાયું હતું, પણ કેટલાંક કારણોથી તે પ્રસિદ્ધ ન થઇ શક્યું. મહાત્માજીએ ઇ. સ. ૧૯૨૦ થી ૧૯૨૨ સુધીમાં સત્યાગ્રહ અને અસહકાર વિષે જે ચળવળ ચલાવી હતી તેનો આભાસ આ ચંપારણ્યની લડતમાં વાંચનાર જોઇ શકશે. દક્ષિણ આફ્રિકામાંથી હિંદુસ્તાનમાં આવ્યા પછી મહાત્માજીએ પહેલવહેલું મહત્વનું કાર્ય ચંપારણ્યમાંજ આરંભ્યુ હતું. તે વખતે દેશમાં ચોતરફ 'હોમરૂલની' ઝુંબેશ ચાલી રહી હતી. એ ઝુંબેશમાં આ ચંપારણ્યને પણ ભેળવી દેવાનું જ્યારે અમે મહાત્માજીને કહેતા ત્યારે તેઓ માત્ર એટલોજ જવાબ દેતા કે આપણે ચંપારણ્યમાં જે કામ ઉપાડયું છે તે જ 'હોમરૂલ'ની સ્થાપના કરવા બસ છે. તે વેળા આ દેશમાં ભાગ્યેજ કોઇ એ કાર્યનું મહત્વ સમજતું હશે અને અમે પોતે પણ સમજતા ન હતા. પણ હવે જ્યારે અમે એ વખતની કાર્યપ્રણાલી વિષે વિચાર કરીએ છીએ અને છેલ્લાં ત્રણચાર વર્ષનો રાષ્ટ્રીય ઇતિહાસ લક્ષમાં લઈએ છીએ ત્યારે અમને લાગે છે કે અત્યારની આ ચાલુ મહાન્

ચળવળ, વસ્તુતઃ ચંપારણ્યની લડતનું જ એક વિશાળ અને વિરાટ રૂપ છે. જો ચંપારણ્ય અને ખેડાની લડતના ઇતિહાસને એક સાથે ગોઠવવામાં આવે તો તેમાં અસહકાર અને સત્યાગ્રહનો પૂરેપૂરો પ્રતાપ જોઈ શકાય. અસહકાર અને સત્યાગ્રહ શું કરી શકે અથવા તો જે મુરાદ હજી સુધી આપણે બર લાવી શકયા નથી તે પાર પાડવા શું કરવું જોઇએ તે બધું ઉપરની બન્ને લડતના ઇતિહાસમાંથી મળી રહે છે.

હિંદુસ્તાનને અન્યાય અને દુરાચારથી રીબાતું જોઈ મહાત્માજીએ અસહકાર શરૂ કર્યો તેમ ચંપારણ્યની પ્રજાને અન્યાય તથા અત્યાચારથી પીડાતી જોઈ, તેનો ઉદ્ધાર કરવા મહાત્માજીએ પોતાની ફરજ સમજી ત્યાં પગલાં કર્યાં. સભાઓ, લેખો, ઠરાવો અને કાઉન્સિલમાં ઉપરાઉપરી સવાલો પૂછવા છતાં કાંઇ ન વળ્યું ત્યારે જ મહાત્માજીએ સત્યાગ્રહ અને અસહકાર પોકાર્યો તેમ ચંપારણ્યમાં પણ જ્યારે એવાને એવા આડાઅવળા ઘણા ઇલાજ કરવા છતાં બિમારી સુધરે એમ ન લાગ્યું, ત્યારે જ ત્યાંની પ્રજાએ મહાત્માજીને નિમંત્રણ મોકલ્યું. સત્ય અને અહિંસાના સિદ્ધાંતને ચૂસ્તપણે વળગી રહેવાની મહાત્માજીએ સારા દેશને જે તાલીમ આપી છે તેજ તાલીમ તેમણે ચંપારણ્યના દરિદ્ર, ભલા, ભોળા અને અભણ માણસોને પણ પોતાના વ્યાખ્યાનો દ્વારા જ નહીં પણ પોતાના વર્તન અને ક્રિયાથી આપી હતી. વધારે શું ? જેવી રીતે આજે દુઃખો અને કષ્ટો પોતાના માથે ઇરાદાપૂર્વક વ્હોરી લેવાની ભાવના પેદા કરી છે અને પોતાની જાતને મુશ્કેલીમાં મૂકી દેશોદ્ધાર અર્થે સહન કરવાનો જુસ્સો પેદા કર્યો છે તેવીજ રીતે મહાત્માજીએ પોતે જેલને માટે તૈયાર રહી, સર્વ પ્રકારની મુશ્કેલીઓ સહી લેવાની ખુદ તત્પરતા બતાવી ચંપારણ્યની પ્રજાને તપશ્ચર્યા અને આપભોગનો સિદ્ધાંત પ્રતિબોધ્યો છે. મહાત્માજીના ઉદ્દેશને સારી પેઠે સમજવા

છતાં, પ્રજાનાં દુઃખ તથા અમલદારોના અત્યાચાર આંખે નિહાળવા છતાં, સરકારી સત્તાવાળાઓએ પહેલવહેલા તેમને કામ કરતા અટકાવવાની તથા જેલમાં એકલવાની પણ પેરવી કરી વાળી હતી તેવીજ રીતે આ સમગ્ર દેશવ્યાપી ચળવળમાં પણ સરકારે એજ ધોરણ સ્વીકાર્યું છે.

મહાત્માજી ચંપારણ્યમાં આવ્યા તે પહેલાં ત્યાંની પ્રજામાં કોઇ કોઇ વાર ભારે ઉફાળા આવેલા, કોઇ કોઇ વાર અસહકારની પણ તૈયારીઓ ચાલેલી, પરંતુ મૂળમાં 'અહિંસા' જોઈએ તે કોઇને સુઝયું ન હતું. અને હિંસાના સિદ્ધાંતમાં અચળ શ્રદ્ધા ધરાવનાર સરકાર તથા નીલવરો પોતાની હિંસાને લગતી તમામ સાધનસામગ્રી વડે હિંસાત્મક હિલચાલને જોતજોતામાં દાબી દે એમાં શી નવાઈ? ચંપારણ્યની પ્રજા એવી રીતે ઘણી વાર પાછી પડેલી. આપણી આ દેશવ્યાપી હિલચાલમાં પણ જ્યારે જ્યારે આપણે અહિંસાના મૂળ સિદ્ધાંતથી નીચે ઉતરી ગયેલા ત્યારે ત્યારે આપણે પોતેજ આપણા પોતાના પગમાં કુહાડા મારેલા. હજી પણ જો એ સિદ્ધાંતને નજર સામે રાખી આપણે આપણી ચળવળ આગળ ધપાવતા જઇએ તો ચંપારણ્યની જેમ સમગ્ર દેશવ્યાપી હિલચાલને ફત્તેહમંદ બનાવી શકીએ એ નિર્વિવાદ છે. અને એ માટે પંજાબના અકાલીભાઇઓનો દાખલો આપણી આગળ મોજૂદ છે. લગભગ ૬૦ વર્ષ સુધી રોદડાં રોઇને તેમજ વખતે-કવખતે લડીઝગડીને પણ દિલની જે વેદના ચંપારણ્યની પ્રજા પૂરી રીતે પ્રકટ ન કરી શકી તે વેદના એકદમ સરકારના સમજવામાં આવી ગઇ, તેવીજ રીતે હિંદુસ્તાનની સરકારને અને સરકારના નોકરોને પણ હિંદુસ્તાનની માગણી સમજવી અને સ્વીકારવી પડશે.

આ પુસ્તક લખાયું તે સમય અને આજના સમય વચ્ચે ઘણું અંતર પડી ગયું છે. જો આ પુસ્તક અત્યારે લખવાનું શરૂ કર્યું હોત તો

વળી કંઇક જૂદાજ સ્વરૂપમાં લખાત. પરંતુ મને લાગે છે કે જેવું લખાયું છે તેવું જ વાચકોની સેવામાં રજુ કરી દેવું એથી બીજું કંઇ નહીં તો આજની આ જબરદસ્ત હિલચાલનું એક ન્હાનું શું બીજ તો જરૂર જોવા મળશે. અને એક બીજ ધીમે ધીમે વૃદ્ધિ પામતું શી રીતે વૃક્ષરૂપે પરિણમે તેની પણ તુલના થઇ શકશે.

ભાતૃદ્વિતીયા, સં. ૧૯૭૯ — રાજેન્દ્રપ્રસાદ



# અનુક્રમણિકા



## પૂર્વાર્ધ

# ચંપારણ્ય



ચંપારણ્ય એક જીલ્લાનું નામ છે, અને તે બિહાર ને ઓરિસાના પશ્ચિમોત્તર ખૂણામાં આવેલું છે. તેની ઉત્તરે હિમાલય અને નેપાળ, પશ્ચિમમાં સંયુક્તપ્રાંતનો ગોરખપૂર જીલ્લો. પૂર્વમાં મુઝફ્ફરપુર અને દક્ષિણમાં સારન જીલ્લો આવેલો છે. હિમાલયના કેટલાક દક્ષિણ ભાગનું નામ સોમેશ્વર છે. તેનો થોડો ભાગ ચંપારણ્યમાં પણ આવી જાય છે, અને તે જ ચંપારણ્ય તથા નેપાળની વચ્ચેની સરહદ ગણાય છે. તેની ઉંચાઈ લગભગ ૧૫૦૦ ફુટ છે. સોમેશ્વર પહાડની એક ટેકરી જ્યાં એક કિલ્લો પણ બનેલો છે તેની ઉંચાઈ ૨૮૮૪ ફુટ ગણાય છે.

આ જીલ્લામાં સૌથી મોટી અને પવિત્ર નદી નારાયણી છે. તેને શાલગ્રામી અથવા ગંડક પણ કહેવામાં આવે છે. કોઈ એક જુના જમાનામાં આ નદી જીલ્લાની બરાબર વચ્ચે થઇને વહેતી હોવી જોઇએ. આજે તેનો તે જૂનો પ્રવાહ સૂકાઈ ગયો છે, અને

તે જીલ્લાની દક્ષિણ સીમામાં વહે છે. હિમાલયનું ત્રિવેણી નામનું સ્થાન એ તેનું ઉદ્દ્ભવ સ્થાન છે. ઠેઠ ત્રિવેણી સુધી વહાણ જઇ શકે છે. ઉન્હાળાના દિવસોમાં પાણી સુકાઇ જવા છતાં વહાણના આવરજવરમાં કંઇ હરકત નડતી નથી.

વર્ષાઋતુમાં પાણીનું પૂર વધી જાય છે, અને પ્રવાહ ખૂબ બળવાન બને છે. નદીમાં મગર જેવા ભયંકર પ્રાણીઓનો પણ તૂટો નથી. ગજ—ગ્રાહની જે પૌરાણિક વાર્તા આપણે સાંભળીએ છીએ, તે આ સારન જીલ્લામાં આવેલી આ નદીના જ કોઇ એક સ્થાનમાં બની હોવી જોઇએ. ગંડક સિવાય બીજી એક નાની ગંડક છે, તેનો પણ આ સ્થળે ઉલ્લેખ કરવો જોઇએ. તે સોમેશ્વર પહાડમાંથી નીકળી જીલ્લાના બરાબર મધ્ય ભાગમાં થઇને વહી જાય છે. પહાડમાંથી નીકળ્યા પછી થોડે દૂર સુધીના ભાગને લોકો હરહા નામે ઓળખે છે. ત્યારબાદ થોડા ભાગને સીકરહના અને આગળ જતા ભાગને લોકો બુઢ્ઢીગંડકના નામથી ઓળખે છે. તેમાં બીજી ઘણી નાની નાની પહાડી નદીઓ આવી મળે છે. ઉન્હાળામાં જે સીકરહના માત્ર બસો હાથ પહોળી હોય છે, તે વર્ષાઋતુમાં કોઈ કોઇ ઠેકાણે ૨ માઈલ જેટલી વિસ્તારવાળી બની જાય છે. આ નાની નાની નદીઓ ઉપરાંત સરકારે ત્રિવેણી નામની એક નહેર પણ ખોદાવી છે.

ગંડક નદી કોઇ એક કાળે જીલ્લાની વચમાંથી વહેતી હતી એમ કહી ગયા છીએ. જો કે આજે તે ધારા ત્યાંથી ખસી ગઇ છે, તો પણ તેનાં કેટલાંક ચિન્હો નાનાં મોટાં ઉંડાં સરોવર અને ખાડાના રૂપમાં હજી ત્યાં જોવામાં આવે છે. આવાં ઉંડાં સરોવરો આખા જીલ્લામાં લગભગ ૪૩ જેટલાં હશે. કેટલાંક તો એટલાં ઉંડાં છે કે કદિયે તેનું પાણી સૂકાતું નથી. તે પાણી પીવાના કામમાં નથી વપરાતું, પણ ગળીના કારખાનાઓમાં તે કામ આવે છે, અને

કેટલીક ગળીની કોઠીઓ તો આ સરોવરોના કિનારા ઉપર જ બાંધવામાં આવી છે.

ચંપારણ્ય જીલ્લાની જમીનના બે ભાગ છે. સીકરહના નદીની ઉત્તર તરફ માટી કાંઇક સખ્ત અને જમીન નીચી હોવાથી ધાન્યની ખેતી માટે તે બહુ સારી ગણાય છે. તેમાં ગળી પેદા નથી થઇ શકતી. તે માટીને બાંગર કહેવામાં આવે છે. સીકરહના નદીની દક્ષિણ તરફની માટીમાં રેતી અધિક હોવાથી તે ધાન્યની ખેતીને માટે અયોગ્ય ગણાય છે, જો કે તેમાં મકાઇ, ઘઉં વિગેરે સારાં પાકે છે. વળી તેમાં ગળી તો ખૂબ પેદા થાય છે. આ ભાગને ભીટ કહેવામાં આવે છે. પહાડની તળેટીની જમીનમાં પેદાશ ઘણી સારી થાય છે, પણ ત્યાં રહેનાર માણસોનું આરોગ્ય સારૂં રહેતું નથી. તળેટીમાં મોટે ભાગે ધાન્યની-જ ખેતી થાય છે, અને જીલ્લાભરમાં ધાન્યની પેદાશ એ જ મોટી પેદાશ છે. ખેતી લાયક જમીનમાં ૫૬ ટકા તો ધાન્યની ખેતી માટે વપરાય છે. આ તરફ એક એવી કહેવત પ્રચલિત છે કે:—

**अजब देश मझोआ**
**ज्यां भात न पूछे कौआ**

મંઝોઆ એ ચંપારણ્યનું સૌથી મોટું પરગણું છે.

ચંપારણ્યનાં હવાપાણી બિહારના બીજા જીલ્લાઓ કરતાં ઘણા ખરાબ છે; તળેટીની હવા તો બહુ જ નુકશાનકારક છે, ત્યાં તાવ વિગેરેના પ્રકોપો તો હંમેશ ચાલુ જ રહે છે, અને વર્ષાદ થયા પછી કોઇ ઘર એવું નથી હોતું કે જ્યાં માંદાના ખાટલા ન પડયા હોય. દક્ષિણ તરફની હવા પણ કાંઇ સારી ન ગણાય, કારણ કે બીજા જીલ્લાઓ કરતાં અહીં શરદી કાંઇક વધારે અને ગરમી કાંઇક ઓછી પડે છે. આ શરદીવાળા ભાગને અંગ્રેજો બહુ પસંદ કરે છે. ગંડક અને સિકરહના નદીઓના કાંઠાના પ્રદેશમાં હવામાં ને પાણીમાં

કાંઇક એવું છે કે જેથી બધા લોકોને ગળે મોટી મોટી રસોળીઓ થાય છે. એ પ્રદેશના લોકોની બુદ્ધિ પણ બુઠ્ઠી હોય છે.* જ્યાં જુઓ ત્યાં લંગડાં, લૂલાં અને રસોળીવાળાં માણસો નજરે પડે. તેઓને સાદા હિસાબ ગણતાં પણ ન આવડે, સીધી વાત પણ કરી ન જાણે, સામાની વાત સમજી ન શકે અને વખતે-કવખતે જ્યારે મોજ આવે ત્યારે હસી પડે. આ પ્રદેશની આસપાસના લોકો આ કાંઠાના લોકોને 'બાઘડ' કહે છે, અને આખા બિહાર પ્રાંતમાં 'મંઝોઆના બાઘડા' એ જાણે કહેવત થઇ ગઇ છે. ત્યાંના જનાવરોને પણ કોઇ કોઇ વાર રસોળી થાય છે.

આ જીલ્લામાં માત્ર બે મ્હોટાં શહેરો છે—મોતીહારી, જે જીલ્લાનું મુખ્ય શહેર ગણાય છે તે અને બીજું બેતીયા, જે વેપારનું એક વેળા મથક હતું અને આજે પણ રાજાની રાજધાની તથા સબડિવિઝનના મુખ્ય શહેર તરીકે પ્રસિદ્ધ છે. આ જીલ્લાનો વિસ્તાર ૩,૫૩૧ વર્ગ માઇલનો છે. ગામડાંઓની સંખ્યા ૨૮૪૧ ની છે. ઇ. સ. ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે વસ્તી ૧૯,૦૮,૩૮૫ માણસોની ગણાય. સેંકડે બે માણસો શહેરમાં અને બાકીના બધા ગામડામાં વસે છે. એક વર્ગ માઇલના હિસાબે જીલ્લાની વસ્તી સરેરાશ ૫૪૦ ની આવે. ચંપારણ્યનો પૂર્વ અને દક્ષિણ તરફનો ભાગ સૌથી વધારે આબાદ ગણાય છે. આ ભાગ મુઝફ્ફરપુર અને સારન જીલ્લાઓના સીમાડા સાથે ભળી જાય છે. પશ્ચિમ અને ઉત્તર ભાગનાં હવાપાણી બહુ ખરાબ હોવાથી એ ભાગ જેવો જોઇએ તેવો આબાદ નથી. સારન અને મુઝફ્ફરપુરના ઘણાખરા માણસો, ઉપર કહ્યા તે આબાદીવાળા ભાગમાં આવી વસ્યા છે અને

---

* ગળાની Thyroid Gland વધવાથી માણસની બુદ્ધિ જડ થઇ જતી હશે.

તેમની સંખ્યા રોજ વધતી જાય છે. આનું કારણ માત્ર એટલું જ કે આ ભાગમાં ખેતી બહુ ફત્તેહમંદ નીવડે છે.

બિહારના બીજા જીલ્લાઓની માફક આ જીલ્લામાં પણ હિંદુઓની મ્હોટી સંખ્યા વસે છે, અર્થાત્ તેમની સંખ્યા ૧૬,૧૭,૪૫૬ જેટલી છે. મુસલમાનોની સંખ્યા ૨,૮૬,૦૬૭ જેટલી છે. બેતીયા શહેરમાં તથા તેની આસપાસ ઘણા ખ્રીસ્તિ લોકો વસે છે. એમ કહેવાય છે કે બેતીયાના રાજા ધ્રુવસિંહજીની પત્ની એક વખત બહુ બીમાર પડી હતી તેને એક ખ્રીસ્તિ પાદરીએ સાજી કરેલી. આથી રાજાએ પોતાની રાજીખુશીથી ઇ. સ. ૧૭૪૫ ની લગભગમાં ખ્રીસ્તિ પાદરીઓને બોલાવી પોતાના રાજ્યમાં વસવાની સગવડ કરી આપી. તે વખતથી ખ્રીસ્તિઓની સંખ્યા વધતી જાય છે. આજે તેમની વસ્તી લગભગ ૨૭૭૫ માણસોની છે. આ ખ્રીસ્તિઓ અને બીજી જાતિઓના લોકોની રહેણી કરણીમાં બહુ લાંબો તફાવત નથી હોતો. ખ્રીસ્તિ બૈરાં જે એક પ્રકારનો ઘાઘરો પહેરે છે તે હિન્દુ જાતિનાં બૈરાંઓ નથી પહેરતાં. તે સિવાય હિન્દુ, મુસલમાન અને ખ્રીસ્તિઓ, બિહારના અન્ય જીલ્લાઓની જેમ એકજ પ્રકારના રીતરિવાજને વળગી રહે છે. હિન્દુઓમાં એક ખાસ થારૂ જાતિના માણસો આ જીલ્લા સિવાય બીજે કયાંય નથી મળતા. તેમની સંખ્યા ૩૪,૬૦૨ ની છે. આ લોકો મ્હોટે ભાગે તળેટીમાં રહે છે. તેઓ ત્યાંના હવાપાણીનો પ્રકોપ ઠીક સહન કરી શકે છે. તેઓ બહુ સાચા, સાદા, સીધા અને અદાલતના ઝઘડાથી ભાગતા રહેનારા છે. મહેમાનગીરીમાં એ લોકો ખૂબ ઉદાર હોય છે. તેમનામાં એક ગુણ એ છે કે ગામમાં કંઇ પણ ગરબડ જેવું લાગે અથવા કંઇ વિપત્તિ આવી પડે તો ગામનું ગામ ઝપાટાબંધ છોડી બીજે સ્થળે ચાલ્યા જાય છે. અનાજ ખૂબ પાકતું હોવાથી અને કોઠીવાળાના ત્રાસમાંથી એ લોકો મુક્ત હોવાથી એમનું જીવન સુખી ગણી શકાય.

ચંપારણ્યના હિંદુ અને મુસલમાનોની ભાષા હિન્દીનું જ એક રૂપાંતર છે. તેને ભોજપુરી કહે છે, અને તે સારનની બોલીને બહુ મળતી આવે છે. જીલ્લાની દક્ષિણ–પૂર્વ ભાગની બોલીમાં, મુઝફ્ફર-પુરની મિથિલા ભાષાની અસર જોઇ શકાય છે. થારૂઓની બોલી પણ ભોજપુરી જ છે, માત્ર તેમની પોતાની મૂળ ભાષાના કેટલાક શબ્દો તેમની બોલીમાં ઘુસી જાય છે. ×



× ઘણાખરા લોકો હિંદી ભાષા સમજી અને બોલી શકે છે. ત્યાં લિપિ કૈથી ચાલે છે, જે ગુજરાતીને બહુ જ મળતી છે.

# ચંપારણ્યનો ઇતિહાસ



ચંપારન એ મૂળ ચંપારણ્યનો અપભ્રંશ છે. પુરાણોમાં તેનો ઉલ્લેખ મળી આવે છે. પહેલાં અહીં ઋષિમુનિઓનાં તપોવનો હતાં. કહેવાય છે કે ધ્રુવના પિતા રાજા ઉત્તાનપાદની રાજધાની આ જ પ્રદેશમાં હતી, અને ધ્રુવે અહીંના જ કોઇ એક તપોવનમાં જન્મ લઇ અહીંના જ જંગલોમાં તપશ્ચર્યા કરી હતી. વાલ્મીકિ મુનિનો આશ્રમ પણ આ જીલ્લાની અંદર જ કોઇ એક ભાગમાં હોવો જોઇએ. જગત્પૂજ્ય જાનકીજીને વનવાસના અંતે એ જ આશ્રમમાં આશ્રય મળ્યો હતો, અને એ જ આશ્રમમાં લવ અને કુશ જેવા વીર પુત્રોનો પ્રસવ થયો હતો. શ્રી રામચંદ્રજીને પોતાના એ બે પુત્રો સાથે જે યુદ્ધ થયું હતું તે પણ એ જ સ્થાને. વિરાટ રાજાની રાજધાની પણ એક વખત આ જ પ્રદેશમાં હતી એવી લોકવાયકા છે. પાંડવોએ પોતાના વનવાસના દિવસો આ જ પ્રદેશમાં વીતાવ્યા

હતા. રામનગરથી થોડે દૂર આવેલા બરાહી ગામમાં પૂર્વે વિરાટ રાજાની રાજધાની હોવી જોઇએ, એવું અનુમાન કરવામાં આવે છે. અત્યારે જેને ચાનકીગઢ કહે છે તે પૂર્વે જાનકીગઢ હોય અને વિદેહ-રાજાનું એક કાળનું જુનું રાજધાનીનું નગર હોય એવી કલ્પના થઇ શકે છે.

ઇ. સ. પૂર્વે પ્રાયઃ ૬૦૦ વર્ષ ઉપર ચંપારણ્યમાં લિચ્છવી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. મગધ દેશના રાજા અજાતશત્રુ સાથે યુદ્ધમાં હારી જવાથી લિચ્છવી રાજાઓ મગધરાજને ખંડણી ભરતા હતા. અત્યારે પણ નંદનગઢ વિગેરે સ્થાનો ઉપર પુરાણા કિલ્લાનાં ચિન્હો જોઇ શકાય છે. ઇતિહાસવેત્તાઓ કહે છે કે એ ચિહ્નો લિચ્છવી રાજાઓના સમયનાં હોવાં જોઇએ.

ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષના પુરાણા સિક્કાઓ પણ જૂનાં સ્થાનોમાંથી આજે મળી આવે છે. બૌદ્ધોનાં સ્મારકો તો ચં-પારણ્યમાં જોઇએ તેટલાં મળી શકે છે. એમ કહેવાય છે કે બુદ્ધદેવ જ્યારે પલાસીથી કુસીનાર ગયા ત્યારે આ ચંપારણ્યમાં થઇને જ ગયા હતા. લૌરિયા—નંદનગઢમાં અથવા તો તેની આસપાસના કોઇ સ્થાનમાં તેમની ભસ્મ કોઇ સ્તૂપમાં અવશ્ય હોવી જોઇએ. રાજા અશોકના બનાવેલા ઘણા સ્તંભો આ જીલ્લામાં મળી આવે છે. જ્યાં જ્યાં આવા સ્તંભ હોય છે તેને લોકો લૌરિયા અથવા થાંભ-લાનું સ્થાન એવું નામ આપે છે. આ ઉપરથી, અહીંઆ એક વખતે બૌદ્ધોનો ભારે પ્રભાવ હોય એવું અનુમાન નીકળે છે. રાજા અશોક જ્યારે તીર્થયાત્રાએ નીકળ્યા ત્યારે પાટલીપુત્રથી રવાના થઇ, આ જીલ્લાના કેસરિયા, લૌરિયા, અરેરાજ, લૌરિયા—નંદનગઢ વિગેરે સ્થાનોમાં થઇ રામપુરવા ગયા હતા, અને તે બધાં સ્થળોમાં સ્તૂપ બનાવરાવ્યા હતા. તે સમયે નેપાળ પણ મગધરાજ્યની સીમાની અંદર જ આવી જતું, અને તેથી રાજ્યના સઘળા નોકરોને આ જ

રસ્તે-ભિખનાટોરી થઇ નેપાળમાં દાખલ થવું પડતું. ચીનના જાણીતા મુસાફરો, ફાહિયાન તથા હ્યુએનસંગ પણ આ જ માર્ગે આવેલા હોવા જોઇએ, કારણ કે તેમના વૃત્તાંતમાં ઉપર કહ્યાં તે સ્થાનોના ઉલ્લેખ મળી આવે છે. બૌદ્ધોની પછી, ચંપારણ્ય ઉપર ગુપ્ત રાજાઓની સત્તા જામી અને રાજા હર્ષવર્ધનની વિજયપતાકા અહીં સુધી ફરકવા લાગી. ૧૩ મા સૈકા પહેલાંનો પૂરેપૂરો ઇતિહાસ અત્યારે મળી આવતો નથી. પણ એટલું અનુમાન થઇ શકે છે કે છેદી વંશના રાજાઓએ પણ ચંપારણ્ય ઉપર, કોઇ એક જમાનામાં અધિકાર જમાવેલો હોવો જોઇએ.

તે પછી, ચંપારણ્ય તિરહુતના રાજાઓના અમલ નીચે આવ્યું. તે સમયના સિમરા અને સુગાંવનાં રાજ્ય ઇતિહાસપ્રસિદ્ધ છે. ૧૩ મા અને ૧૪ મા સૈકામાં મુસલમાનોએ ચંપારણ્ય ઉપર હુમલા કર્યા, પરંતુ તેમનું રાજ્ય વધારે વખત ટકી ન શક્યું. ૧૬ મા સૈકાની શરૂઆતમાં સિકંદર લોદીએ તિરહુત ઉપર કબજો મેળવ્યો. તે વખતથી તિરહુત—જેની અંદર ચંપારણ્ય પણ આવી જાય છે—મુસલમાન રાજ્યમાં સ્થાયીરૂપે ભળી ગયું. ત્યાર પછીના ઇતિહાસનો કંઈ પત્તો લાગતો નથી. કારણ કે ચંપારણ્યનો ઇતિહાસ બીજા જીલ્લાના ઇતિહાસ સાથે ગુંચવાઇ ગયેલો હોવાથી તેને જૂદો પાડવો મુશ્કેલ થઇ પડે છે. ૧૮ મા સૈકામાં જ્યારે અલીવર્દીખાં બિહાર અને બંગાળનો સુબો નીમાયો ત્યારે તેણે ફરી ચંપારણ્ય ઉપર ચઢાઇ કરી અને એ ચઢાઇમાં દરભંગાના અફઘાનોએ તેને પૂરી મદદ આપી. આથી અલીવર્દીખાંની ફત્તેહ થઇ અને લૂંટફાટ ચલાવી તે ખૂબ ધન લઈ ગયો. થોડા દિવસ ગયા ન ગયા એટલામાં પેલા અફઘાનો વિફર્યા અને તેમણે અલીવર્દીખાં સામે જ મોરચા માંડ્યા. પણ તેમાં અફઘાનો હાર્યા. સમશેરખાં અને સરદારખાં નામના બે અફઘાન અમલદારો બેતીયા રાજ્યને શરણે ગયા. અલીવર્દીખાંએ બે-

તીયા રાજ્ય ઉપર ધસારો કર્યો. પરિણામે બેતીયાના રાજાએ પેલા અફઘાનો અલીવર્દીખાંને સપરિવાર સોંપી દીધા.

લગભગ ઇ. સ. ૧૭૬૦ માં ચંપારણ્યમાં અંગ્રેજો અને મોગલો વચ્ચે યુદ્ધ જામ્યું. એ યુદ્ધમાં શાહઆલમ હાર્યો. પુર્ણિયાનો સુબેદાર ખાદિમ હુસેનખાં એ શાહઆલમનો એક મોટો મદદગાર હતો. તે લડાઇમાં હારી બેતીયા તરફ નાઠો. અંગ્રેજ સરદાર મીરન અને જનરલ કલૌડે તેનો પીછો પકડયો. પરંતુ મીરન ઉપર વિજળી પડવાથી અને તે અકસ્માત્ મૃત્યુ પામવાથી કલૌડ નિરાશ થયો, અને બેતીયાના રાજા પાસેથી થોડીઘણી ખંડણી લઇ પાછો ફર્યો. કલૌડના ગયા પછી થોડા દિવસે બેતીયાના રાજાએ બળવો કર્યો, તેથી મીર કાસિમ બેતીયા ઉપર ચઢી આવ્યો અને રાજાને હરાવ્યો. ઇ. સ. ૧૯૬૫ માં બંગાળ અને બિહારની સાથે ચંપારણ્ય પણ શાહઆલમે અંગ્રેજોના ચરણમાં ધરી દીધું. પણ એટલાથી લડાઇ અને બળવાની શાંતિ થાય એમ નહોતું. થોડા જ દિવસોમાં રાજા જુગલકિશોરે અંગ્રેજો સામે માથું ઉંચકયું. પણ જુગલકિશોર બહુ લાંબો વખત ટક્કર ન ઝીલી શકયો અને તેથી તેને પોતાનું રાજ્ય છોડી બુંદેલખંડ ભણી નાસી જવું પડયું. આ વખતે ચંપારણ્યની સ્થિતિ ભારે દયાજનક થઈ પડી. અંગ્રેજોએ વિચાર્યું કે જુગલકિશોર વિના બેતીયા રાજ્ય ફરી આબાદ નહીં બને. તેથી તેમણે બુંદેલખંડથી જુગલકિશોરને પાછો બોલાવી લીધો અને ઇ. સ. ૧૭૭૧માં મંઝોઆ તથા સિમરૌન નામના બે પરગણાં તેને હવાલે કર્યાં. તેના કુટુંબીઓ પૈકી શ્રી કૃષ્ણુસિંહ અને અબધુતસિંહને પણ મેહસી અને બબરા નામના બે પરગણાં સુપ્રત કરવામાં આવ્યાં.

ઇ. સ. ૧૭૯૧ માં જ્યારે નવું બંધારણ કરવામાં આવ્યું ત્યારે પણ એ જ બે પરગણાં જુગલકિશોરના પુત્ર વીરકિશોરસિંહની

સત્તા નીચે મુકવામાં આવ્યાં, અને મેહસી તથા બબરા પરગણાંને મેળવી દઇ શિવહર રાજ્ય રચવામાં આવ્યું. બરાબર તે જ વખતે રામનગર અને મધુવનમાં બે નવી જમીનદારી ઉભી કરવામાં આવી. આ રીતે ચંપારણ્ય મ્હોટા મ્હોટા જમીનદારોના હાથમાં વહેંચાઈ ગયું, અર્થાત્ બેતીયા, રામનગર, શિવહર અને મધુવન એવા ચાર વિભાગ પડી ગયા. ૧૭૯૩ માં પણ આ ગોઠવણ અવિચળ રહી. પણ થોડા વખત પછી બબરા પરગણું મુઝફ્ફરપુર જીલ્લામાં ભેળવી દેવામાં આવ્યું; બાકી શિવહરના ન્હાના ન્હાના ટુકડા ચંપારણ્યમાં રહી ગયા. આજકાલ ચંપારણ્યમાં ન્હાની ન્હાની જમીનદારી અને જમીનદારો સુમાર વિનાના છે; પરન્તુ મુખ્ય જમીનદારી તો પહેલાંની જેમ અત્યારે પણ ત્રણ જ છે: (૧) બેતીયા, (૨) રામનગર, અને (૩) મધુવન. બેતીયા રાજ્ય ઘણું પુરાણું છે. શાહજહાં બાદશાહે સૌ પહેલાં આ રાજ્ય રાજા ઉજ્જૈનસિંહને સોંપ્યું હતું અને તેના વંશજો બરાબર હકુમત કરતા આવ્યા છે. તે જ પ્રમાણે રામનગરનું રાજ્ય પણ ઘણું પ્રાચીન છે. એમ કહેવાય છે કે રામનગરના રાજાના કોઇ એક પૂર્વજે ચિત્તોડથી આવી નેપાળ સર કર્યું હતું અને તેમના જ એક વંશધરે અહીં આવી આ રામનગરની સ્થાપના કરી હતી. તેમને રાજાનો ઇલકાબ બાદશાહ ઔરંગઝેબે ૧૬૭૬ માં અર્પણ કર્યો હતો.



# ગળી



## (૧) કોઠી

બેતીયા રાજ્યનો વિસ્તાર લગભગ બે હજાર માઇલનો હતો. પહેલાં સડક વિગેરેની સગવડ આજના જેવી નહોતી. તે બધી વ્યવસ્થાને પહોંચી વળવાના ઇરાદાથી રાજ્યના છૂટા ભાગ કરી તે પટે આપવાની પદ્ધતિ શરૂ કરવામાં આવી. એટલે તે રાજ્ય મટીને જમીનદારીની સ્થિતિમાં આવ્યું. ભાગીદારો પોતાની જમીનદારીની સારસંભાળ રાખતા અને વખતસર પ્રજા પાસેથી મહેસુલ ઉઘરાવી રાજ્યને સોંપી દેતા. પહેલવહેલા તો બધા જ પટાદારો આપણા હિંદીઓ જ હતા, અને તેઓ લગભગ ૧૭૯૩ ની સાલ પહેલાંથી પટે જમીન રાખતા. પણ મોગલ બાદશાહ શાહઆલમે કલાઇવને બંગાળ, બિહાર તથા ઓરીસાની દીવાની બક્ષી ત્યારથી તે સત્તા અંગ્રેજોના હાથમાં ગઇ. તેમને શેલડી તથા ગળીની ખેતીમાં નફો લાગવાથી તે કાર્યમાં ઝૂકાવ્યું અને ખાસ કરીને બેતીયા રાજ્યમાં જમીન પટે લઇ શેલડી તથા ગળીની ખેતી કરવાની શરૂ-

આત કરી દીધી. સૌ પહેલાં કર્નલ હિક્કીએ બારામાં એક કોઠી સ્થાપી. ત્યારબાદ તુરકૌલીઆ, પિપરા, મોતીહારી અને રાજપુરમાં કોઠીઓ ધડાકાબંધ ઉઘડવા લાગી. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ નવી નવી કોઠીઓના પાયા નખાવા લાગ્યા. અંગ્રેજ કોઠી-વાળાઓના જબરજસ્ત પૂર સામે હિંદુસ્તાની પટાદાર ટીક ઝીલી ન શકયા, અને હિંદીઓને હઠાવી અંગ્રેજ વેપારીઓ માર્ગ કરતા ગયા. પહેલાં તો જ્યાં શેલડી અને ગળીની ખેતી થઇ શકે એમ હોય ત્યાં જ અંગ્રેજો કોઠી નાંખતા, પણ જેમ જેમ તેમનો અધિકાર જામતો ગયો તેમ તેમ તેમણે પગ પસાર્યા, અને ૧૮૭૫ ની પછી કેટલાક અંગ્રેજો જીલ્લાના ઉત્તર–પશ્ચિમ ભાગમાં પણ જઇ વસ્યા. ત્યાં જો કે ગળીની ખેતીને અનુકૂળ ક્ષેત્ર ન હતું તો પણ તેમણે પોતાના સ્વાર્થ સાધવાના બીજા માર્ગ શોધી કહાડયા. આ રીતે આખું ચંપારણ્ય અંગ્રેજ કોઠીવાળાઓથી છવાઇ ગયું. આજે લગ-ભગ તેમની કોઠી ૭૦ થી પણ વધારે હશે. તેનું વિગતવાર વર્ણન અમે આગળ જતાં આપીશું.

ઇ. સ. ૧૮૮૮ માં બેતીયા રાજ્ય મોટા કરજમાં સપડાયું. મિ. ટી. ગીબન નામના મેનેજરે વિલાયત જઇ દેવાની રકમનો નિર્ણય કરાવ્યો. બેતીયાને કુલ ૮૫ લાખ રૂપીઆનું કરજ ચૂકવવાનું હતું. આખરે એવો ઠરાવ થયો કે અંગ્રેજોની સાથે રાજ્ય કાયમી પટાનો બંદોબસ્ત કરે અને એ અંગ્રેજ કોઠીવાળા પેલું કરજ ભરપાઇ કરવા પોતાનું મહેસુલ ભરી જાય. આ પ્રમાણે સાડા પાંચ લાખ રૂપી-આના બદલામાં ૧૪ કોઠીવાળાઓની સાથે કાયમી બંદોબસ્ત કર-વામાં આવ્યો. આ વ્યવસ્થાથી કોઠીવાળાની સ્થિતિ ખૂબ સદ્ધર બની ગઇ. તે સિવાય રાજ તરફથી નવા પટા પણ મળી શકતા હતા. રામનગર રાજ્યે પણ બેતીયાની જેમ અંગ્રેજ વેપારીઓ સાથે સરતો કરી. રામનગરને આમ કરવાની શી જરૂર હતી અને તે કેવા સંજોગોમાં બની ગયું તે વિષે કાંઈ ચોક્કસપણે કહી શકાતું

નથી. હાલમાં કેટલાક કોઠીવાળાઓએ તો જમીનદારી પણ ખરીદી લીધી છે, પણ તેમની સંખ્યા ઘણી નજીવી છે. પટે જમીન રાખનાર અંગ્રેજ વેપારીઓની સંખ્યા ચેતીયામાં આજે ૩૬ ની છે, તેમાં ૨૩ તો ગળીનો ધંધો કરે છે. જીલ્લાનો અર્ધ ઉપરાંત ભાગ અંગ્રેજ પટાદારોના કબજામાં છે.

## (૨) ગળીની ખેતી

શરૂઆતમાં કોઠીવાળાઓ ગળીની સાથે શેલડીની પણ ખેતી કરાવતા. પણ ૧૮૫૦ ની લગભગમાં ગળીમાં બહુ નફો જણાયાથી શેલડીની ખેતી તરફ ધીમે ધીમે દુર્લક્ષ કરવા માંડયું. ત્યારથી લઇને તે આજ લગી કોઠીવાળાઓ ગળીની ખેતી, નીચે જણાવેલી બે રીતે કરાવતા આવે છે:—

(क) જીરાત, અને

(ख) આસામીવાર.

(क) જીરાત—કોઠીવાળાના કબજામાં જે જમીન હોય તેમાં તે પોતાના હળ અને બળદથી ખેતી કરતા અને તેમાં ગળીનું વાવેતર કરતા, પછી ભલે આ જમીન પોતાની માલેકીની હોય અથવા તો સાધારણ ખેડુત તરીકે મેળવી હોય. પરન્તુ તેની ખેતી અને પેદાશ સંબંધી કુલ સત્તા તેઓ ભોગવતા. તેમાં રૈયતને તો માત્ર મજુર તરીકે જ કામ કરવાનું રહેતું. કોઠીવાળાની મરજી પડે ત્યારે હળ, બળદ ઇત્યાદિ સોંપીને મજુરી કરાવે અને મરજી પડે ત્યારે ન કરાવે ને પોતાનાં હળ–બળદ વિગેરે પાછાં લઈ લે. આમાં રૈયતને મજુરી તો જરૂર મળતી, પણ તે મજુરીનો દર કેટલો બધો ઓછો હતો અને રૈયતને કેવી કેવી જાતની વિટંબણા વેઠવી પડતી તેનું વિગતવાર વર્ણન અમે આગળ જતાં આપીશું. તે સિવાય

કોઠીવાળાના અમલદારો, મુકાદમો પોતાની દસ્તુરી કાપી લેવાનું ચાલુ જ રાખતા. સેટલમેંટ ઓફીસર મિ. જે. એ. સ્વીનીએ ચંપારણ્યની રૈયતનાં દુઃખો વિષે તપાસ કરનારી કમિટી આગળ, આ જીરાતપદ્ધતિ વિષે પોતાની જુબાનીમાં કહ્યું હતું કેઃ—" કોઇ કોઠીવાળા કેવળ પોતાની વ્યવસ્થાથી પોતાની બધી જમીનમાં વાવેતર નથી કરી શકતા." *

(ख) આસામીવાર—આ પદ્ધતિને અનુસરી કોઠીવાળા રૈયતની મારફત ગળી પેદા કરાવી શકે. તે પદ્ધતિના બીજા પણ કેટલાક ભેદ છે. પરંતુ તીનકઠિયાની પદ્ધતિ સૌથી વધારે પ્રચલિત છે. ખુશ્કી અથવા કુર્તાવેલી પદ્ધતિ પણ જાણવાજોગ છે.

કુર્તાવેલી રીત પ્રમાણે કોઠીવાળા કોઇ એક રૈયતની જમીન ઘરેણે લઇ શકે અને તેમાં પોતે ગળીનું વાવેતર કરી શકે. આ રીત જો કે ચંપારણ્યમાં બહુ પ્રચલિત નથી, પરન્તુ જે પદ્ધતિના પ્રતાપે એક ખેડુત કરજના બોજામાંથી જીંદગીભર ઉંચો ન આવી શકે અને જીંદગી પર્યંત ગુલામગીરી જ ભોગવે તે પદ્ધતિથી પ્રજાનું કોઇ પ્રકારે કલ્યાણ ન જ થાય એ નિઃસંશય છે.†

* So far as he was aware no factory was fully self-contained then in the matter of cultivating it's rural lands.

† પટનાના કમિશ્નર ૧૮૮૩–૮૫ ના વાર્ષિક રિપોર્ટમાં આ પ્રમાણે લખે છેઃ—

The Kurtauli lease is a new institution dating from a very few years back...There is growing up in our midst and inspite of our efforts of beneficient legislation, a system under which the ryot mortgages his entire holding and the very site of his house for a period probably extending beyond his own life-time, redemption being contingent on the repayment of a loan, the ryot, to use the common expression, is selling himself body and soul into hopeless servitude.

**તીનકઠિયા**—ચંપારણ્યમાં આ રિવાજ સૌથી વધારે પ્રચલિત છે. આ પદ્ધતિ પ્રમાણે કોઠીવાળા પ્રજાના કોઇ એક ખેતરના ચોક્કસ ભાગમાં ગળી વાવી શકે, અને તે બદલ ઉધડ રકમ પાછળથી ખેડુતને આપી શકે. ઈ. સ. ૧૮૬૦ માં એક એકરમાં ૫ ગુંઠા જમીન ગળી માટે જુદી કાઢવામાં આવતી. ઇ. સ. ૧૮૬૭ ની લગભગમાં ૫ ગુંઠાને બદલે ૩ ગુઠા નકી કરવામાં આવ્યા. ત્યારથી આ પદ્ધતિનું નામ તીનકઠિયા પડી ગયું. ચંપારણ્યમાં ગળીવાળા પોતાનો પગદંડો જમાવતા હતા ત્યારે જમીન ઉપર તેમનો બિલકુલ અધિકાર નહોતો. બેતીયા રાજ્ય પાસેથી થોડા વખતને માટે અમુક ગામનો પટો લઈ ગળી પોતે પોતાના જોખમે પેદા કરતા, પરંતુ તેમાં તેમનો સ્વાર્થ પૂરેપૂરો ન સર્યો. એટલે તેમણે બેતીયા રાજ્યને મોટી લાલચ આપી, અમુક ગામની બધી મહેસુલ પોતે ભરશે એમ કબૂલી ખેડુતો પાસે બહોળા પ્રમાણમાં ગળીનું વાવેતર કરાવવા માંડયું. બેતીયા રાજ્યને તો બેઠા બેઠા મહેસુલ મળવા માંડયું એટલે તેમાં પ્રજાની કેવી માઠી વલે થાય છે તેનો વિચાર જ રાજ્ય શા સારૂ કરે ? કોઠીવાળાને પણ ગળીની પેદાશથી મોટો નફો થવા લાગ્યો. એક તરફ કોઠીવાળાનો સ્વાર્થ સરવા લાગ્યો અને બીજી તરફ રાજ્ય નચિંત થઇ બેઠું એટલે વચમાં ગરીબ પ્રજા ચગદાવા લાગી. જ્યાં સુધી ગળીનું વાવેતર થઇ શકે ત્યાં સુધી બીજું વાવેતર કોઠીવાળા પોતાના કબજાવાળા ગામમાં ન થવા દે એ તો દેખીતું જ છે. રૈયત જો રાજીખુશીથી ગળી વાવવાનું કબૂલ ન કરે તો તેમને સમજાવીને, ફોસલાવીને, લલચાવીને અને છેવટે દબાવીને પણ ગળીનો જ પાક કરવાની ફરજ પાડવામાં આવતી એટલુંજ નહીં, પણ કોઠીવાળા સુખે સુઇ શકે તે માટે ખેડુતો પાસે પોતાના ખેતરમાં વીઘે ત્રણ ગુંઠા, પાંચ, દશ, કે પંદર વર્ષ સુધી ગળી વાવવાના ખત લખાવી લેતા. કોઇ કોઇ દાખલામાં ૨૫ અને ૩૦ વર્ષ સુધીના ખત પણ ખેડુતો ન છુટકે લખી આપતા. ક્યા ખેતરમાં ક્યાં ગળી વાવવી તેનો નિર્ણય

પણ કોઠીવાળા અમલદારો જ કરે. હળ ખેડવું, ખાતર પૂરવું, એ બધું કામ રૈયત કરે પણ તેની ઉપર કુલ દેખરેખ કોઠીવાળા સાહેબોની ! ગળીનો પાક બહુ સારા પ્રમાણમાં ઉતરે તો તેના બદલામાં વીઘા દીઠ અમુક રકમ ખેડુતોને મળે એવો કરાર ખરો, પણ જો વર્ષ સારૂં ન ઉતરે તો તેમાં કોઠીવાળાને કંઇ જ સ્નાન કે સૂતક ન મળે ! સાહેબો તો માત્ર નફાના જ ધણી ! કોઇ કુદરતી કોપ કે એવા જ કારણસર ગળીનો પાક ન ઉતરે તો કોઠીવાળાને કંઇ જ લેવાદેવા નહીં. ટુંકામાં, કોઠીવાળાને માથે કોઇ જાતનું જોખમ કે જવાબદારી નહીં, પણ જો રૈયત અમુક કરાર પ્રમાણે ગળી ન વાવે તો રૈયતે સાહેબ લોકોને અમુક દંડ ભરી આપ્યે જ છૂટકો.

ચંપારણ્યમાં ગળીની ખેતી શરૂ થઇ ત્યારથી જ, ઉપર કહી તેવી જીરાત અને આસામીવાર પદ્ધતિ ચાલુ થઇ હોય એવા પુરાવા મળી આવે છે. પહેલાં એક વીઘામાં પાંચ ગુંઠા ગળી વાવવામાં આવતી અને પછી ઇ. સ. ૧૮૬૭ બાદ પાંચને બદલે ત્રણ ગુંઠા કરવામાં આવ્યા એ વાત ઉપર કહેવાઇ ગઇ છે. પરંતુ એ નિયમનો અમલ કોઇ કોઠીવાળાએ કર્યો હોય એમ જાણવામાં નથી. કેટલાક કોઠીવાળાઓએ એ નિયમનો અમલ બિલકુલ કર્યો નથી અને ઘણાને તો એનો અમલ કરવાની કશી જરૂર પણ નથી લાગી. તેનાં કારણો વિષે અમે આગળ જતાં વિવેચન કરીશું. પહેલાં એક એકરમાં ગળી વાવી હોય તો ખેડુતને માત્ર ૬॥ રૂપીઆ બદલા તરીકે મળતા. પણ રૈયતે ૧૮૬૭ માં એ વિષે ભારે વાંધો ઉઠાવ્યો, અને સરકારે કોઠીવાળાને દબાવ્યા ત્યારે ૬॥ ને બદલે એકર દીઠ નવ રૂપીઆ ઠરાવવામાં આવ્યા. ૧૮૭૮ માં લગભગ સવા રૂપીઓ વધારી દીધો, ૧૮૯૭ માં બાર રૂપીઆ નક્કી થયા અને ૧૯૦૯ માં મિ. ગોરલેના રીપોર્ટ ઉપરથી વધારેમાં વધારે ૧૩॥ રૂપીઆ ઠરાવ્યા.

તે ઉપરાંત જે ખેતરમાં ગળી વવાય તે ખેતરવાળા પાસેથી સાંથની એક પાઈ પણ ન લેવી એવી વાતો તો ઇ. સ. ૧૮૭૮ થી થતી આવે છે પણ કોઇ કોઠીવાળાએ હજી સુધી કોડું આપ્યું નથી.

ગળીની ખેતી જેટલી ચંપારણ્યમાં થાય છે તેટલી બિહારના બીજા કોઇ ભાગમાં નહીં થતી હોય. સને ૧૮૯૨-૯૯ સુધીમાં એકંદરે ૯૫,૯૭૦ એકર જમીનમાં ગળીનું વાવેતર થયું હતું, અર્થાત્ ખેડવા લાયક જમીનમાં સેંકડે ૬.૬૩ જેટલા ભાગમાં તો ગળી જ હતી. તેમાં માત્ર ¼ ભાગ જીરાત પદ્ધતિ પ્રમાણે અને બાકીના પોણા ભાગમાં આસામીવાર અથવા તીનકઠિયા પદ્ધતિ પ્રમાણે કરાવવામાં આવી હતી. તે સમયે ગળીના કારખાનામાં ૩૩,૦૦૦ મજુરો કામ કરતા હતા. પણ પાછળથી જર્મનીથી કૃત્રિમ રંગો હિંદુસ્થાનમાં આવવાથી ગળીમાં ખોટ જવા લાગી અને તેથી કોઠી-વાળાઓએ ગળીનું વાવેતર ધીમેધીમે બંધ કરવા માંડયું. તેની અસર એટલે સુધી પહોંચી કે ૧૯૦૫ માં ૪૭,૮૦૦ એકર અને ૧૯૧૪ માં તો માત્ર ૧૦૦ જ એકર જેટલી જમીન ગળી માટે ઉપ-યોગમાં લેવાઇ. જર્મની મહાયુદ્ધમાં રોકાયું અને પેલા રંગો આવતા બંધ થયા એટલે કોઠીવાળાને વળી ઘીકેળાં થયાં. તેમણે ગળીની ખેતી ધમધોકાર વધારવા માંડી. એટલે સને ૧૯૧૬ માં ૨૧,૯૦૦ એકર અને ૧૯૧૭ માં ૨૬,૮૪૮ એકર જમીનમાં ગળીનું વાવેતર થયું. તેમાં ⅔ ભાગ આસામીવાર અને ⅓ જીરાત પદ્ધતિ પ્રમાણે હતું.

કોઇને શંકા થશે કે ગળીમાં નફો નહીં થયો હોય ત્યારે બિચારા કોઠીવાળા સાહેબોને ભારે ખોટ ખમવી પડી હશે. પણ તેમણે એ ખોટ ગરીબ રૈયતને માથે કેવી રીતે ઠોકી બેસાડી તેનું વર્ણન આગલા પ્રકરણમાં આવશે.

ગળી બે પ્રકારની થાય છે. સુમાત્રા અને જાવા—નાતાલ. ૧૯૦૫ પહેલાં તો માત્ર સુમાત્રા નામની જ ગળી ઉત્પન્ન કરવામાં આવતી. તેને માટે આસો મહિનાથી લઇ માહ મહિના સુધી ખેતર તૈયાર કરવું પડતું અને ફાગણુ મહિનામાં વાવેતર થતું. આષાઢ મહિનામાં પાક ઉતારવામાં આવતો, તેને 'મોરહન કહેવામાં આવે છે. કાપણી કરતાં જે બોથાં ખેતરમાં રહી જતાં તે પાછાં ભાદરવા મહિનામાં ચુંટી કઢાય છે. જાવા—નાતાલ ગળી કારતક—માગસર મહિનામાં વવાય છે, અને સુમાત્રાની સાથે જ લણી લેવાય છે. ૧૦૦ મણુ ગળીના છોડમાંથી લગભગ ૧૦ શેર ગળીની ગોટી તૈયાર થાય છે.

( ૩ )

# રૈયતનાં દુઃખ



તીનકઠિયા પદ્ધતિ વિષે અમે વિવેચન કરી ગયા. એ પદ્ધતિ જ ચંપારણ્યની પ્રજાનાં બધાં દુઃખોનું મૂળ છે એમ કહીએ તો ખોટું નથી. તમે ગમે તે દષ્ટિએ પ્રજાનાં દુઃખો વિષે વિચાર કરો, તીનકઠિયા પદ્ધતિ નાબૂદ કરવા ગમે તે પ્રયોગ અજમાવો, એ પદ્ધતિ જૂદા જ સ્વરૂપે તમારી નજરે ફરી પાછી ચડવાની અને પ્રજાનું હીર ચૂસવાની.

ઇ. સ. ૧૮૬૦ માં બંગાળમાં ગળીને અંગે એક ભારે હિલચાલ જન્મી હતી. તે વખતે હરિશ્ચંદ્ર મુકરજી નામના એક બંગાળી સજ્જન પ્રજાનો પક્ષ લઇ બ્હાર આવ્યા અને તેમણે પ્રજાનાં દુઃખો એવી રીતે પ્રકટ કર્યાં કે ખ્રીસ્તિ પાદરીઓનાં હૈયાં પણ ભીંજાઇ ગયાં. શ્રીયુત મુકરજી મહાશય બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશનમાં

સારી લાગવગ ધરાવતા હતા. કેટલાક સરકારી નોકરો પણ શ્રીયુત મુકરજી પ્રત્યે સહાનુભૂતિ બતાવતા હતા. તેમાં ખાસ કરીને મિ. વિલિયમ હરશેલ—જેઓ પાછળથી સર વિલિયમ હરશેલ બન્યા હતા, અને મિ. એશ્લી ઈડન—જેઓ પણ પાછળથી સર થયા હતા અને બંગાળાના સુબા બન્યા હતા, તેમનાં નામોનો ઉલ્લેખ ખાસ કરીને કરવો ઘટે. આ ગૃહસ્થોની દિલસોજી અને કોશિશના પરિણામે સરકારે એક પંચ નીમ્યું અને તેને ગળીના અંગે બધી વાતોની વિગતવાર તપાસ કરવાની પૂરેપૂરી સત્તા આપી. પંચમાં કેટલાક અંગ્રેજ અમલદારો સાથે ગળીના એક કારખાનાવાળા, એક પાદરી તથા એક બંગાળી ગૃહસ્થને પણ નીમવામાં આવ્યા. કલકત્તામાં એ પંચ એકઠું થયું અને તેમની સમક્ષ જસોર અને નદીઆ જીલ્લાના પ્રતિનિધિઓએ પોતાની દર્દભરી હકીકત રજુ કરી. શ્રીયુત હરિશ્ચન્દ્ર મુકરજીએ પોતે પણ પંચ આગળ પોતાની જુબાની આપી. રેવરેન્ડ લાલબિહારી દેએ પોતાના " બંગાળાનું એકુ જીવન " નામના અંગ્રેજી પુસ્તકમાં એ ગળીવાળા ગૃહસ્થોના જુલ્મોનું હૃદય ચીરી નાંખે એવું સરળ અને સુંદર વર્ણન આપ્યું છે. પંચની હજુર જુબાની આપતાં ફરીદપુરના એક વખતના ન્યાયાધીશ મિ. ઈ. ડબલ્યુ એલ. ટાવર નામના અંગ્રેજ ગૃહસ્થે કહેલું કેઃ—

" હવે હું બીજી એક ખાસ વાત જણાવવા માગું છું, અને તે એ છે કે વિલાયત જતી ગળીની દરેકે દરેક પેટી મનુષ્યના રક્તથી રંગાએલી છે, એમ કહેવા માટે પાદરીઓને નિંદવામાં આવે છે. એ આક્ષેપની સામે કહેવામાં આવે છે કે તે એક માત્ર જોડી કાઢેલી વાર્તા જ છે. પણ હું અહીં સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવા માગું છું કે એ આક્ષેપ પાદરીઓ તરફનો નહીં, પણ મારો પોતાનો છે; અને ફરીદપુર જીલ્લામાં મને ન્યાયાધીશ તરીકે જે અનુભવ મળ્યો છે તે ઉપરથી હું તે આક્ષેપનો તેના પૂરેપૂરા અને

વ્યાપક અર્થમાં પુનરોચ્ચાર કરું છું. ન્યાયાધીશ તરીકે મારી પાસે કેટલાક એવા ફરીઆદીઓ આવ્યા છે કે જેમનાં શરીર ભાલાથી લોહીલુહાણ કરવામાં આવ્યાં હોય; મારી સન્મુખ એવા ફરીઆદીઓ આવ્યા છે કે જેમને ગળીવાળા મિ૰ ફોર્ડે ગોળી વડે વીંધી નાંખી જમીનદોસ્ત કર્યા હોય. ગરીબ ખેડુતોને કેવી રીતે ભાલાથી વીંધવામાં આવતા, કેવી રીતે તેમની ઉપર ગોળીઓ ચલાવવામાં આવતી અને તેમની લાશોને કેવી રીતે છૂપાવી દેવાતી એ બધી હકીકતો મેં લખી રાખી છે. આવી રીતે ગળી તૈયાર કરવી એ મારી માન્યતા પ્રમાણે નિર્દોષોનું લોહી વહેવડાવવા સમાન છે. ”

ઉક્ત પંચે પોતાના અહેવાલમાં ખેડુતનાં દુઃખો નીચે પ્રમાણે ગણાવ્યાં હતાં:—

( ૧ ) ગળીવાળા અને ખેડુતો વચ્ચે જે કરારો થતા તે ખેડુતોને જબરદસ્તીથી કબૂલ રાખવા પડતા. રૈયત રાજીખુશીથી એ કરારો પાળવા તૈયાર નહોતી.

( ૨ ) ગળી પેદા કરવા માટે ખેડુતને અગાઉથી અમુક રકમ ધીરવામાં આવતી તે ખેડુતોને પોતાની મરજી વિરુદ્ધ લેવી પડતી.

( ૩ ) બીજા ધંધામાં ઘણો જ નફાકારક નીવડે એવો કિંમતી સમય ગળીની ખેતી પાછળ ખેડુતોને ખર્ચી નાંખવો પડતો.

( ૪ ) જે જમીન સારામાં સારી હોય તે ગળીના પાક માટે પડાવી લેવાતી. કોઇ કોઈ વાર તો જે ખેતરમાં ધાન્યનો સારો પાક ઉભો હોય તે ખેતરમાં પણ ગળીની ખેતી માટે હળ જોડવામાં આવતું.

( ૫ ) ગળીની પેદાશ હંમેશા અચોક્કસ હોય છે, તેનું પરિણામ એ આવે છે કે પાક સારો નહીં ઉતરવાથી ખેડુત, અગાઉથી લીધેલા વ્હાનાના રૂપીઆ પૂરેપૂરા ભરપાઇ કરી શકતો નથી અને તેથી કરજના બોજા તળે ચગદાઇ જાય છે.

( ૬ ) કોઠીના નોકરો ખેડુતો ઉપર ભારે જુલ્મ ગુજારે છે.

( ૭ ) કોઠીવાળા પોતે પણ મારપીટ કે જબરદસ્તી કરવામાં પાછું વાળીને જોતા નથી.

પંચને ખેડુતોની એ ફરીઆદો બરાબર લાગી. તેમના અભિપ્રાય પ્રમાણે ગળીની ખેતીમાં ગરીબ પ્રજાને કોઈ પ્રકારનો લાભ ન્હોતો. જમીન પસંદ કરવાનો અધિકાર કોઠીવાળા પોતે જ રાખતા, અને પ્રસંગોપાત મજાના ઉભા મૉલમાં જ હળ ચલાવવાનું ફરમાન કાઢતા. કોઠીના અમલદારોનો જુલ્મ પણ કંઇ જેવો તેવો ન્હોતો. એક વખત. ખેડુતે ગળીના પાક સાટે અગાઉથી અમુક રકમ જો ભૂલેચૂકે પણ લઇ લીધી તો પછી તે કરજના બોજામાંથી પાછો ઉભો જ ન થઇ શકે. પંચે અભિપ્રાય આપ્યો કે જો ખેડુતો મારફત ગળી પેદા કરાવવી જ હોય તો તેઓ પોતાની રાજીખુશીથી સ્વીકારી શકે એટલુ મહેનતાણું તો જરૂર તેમને મળવું જોઇએ. જો કરાર કરાવીને ખેતી કરાવવી હોય તો પણ તે કરાર બહુ લાંબી મુદતના ન હોવા જોઇએ અને તેનો હિસાબ દર વર્ષે થઇ જવો જોઇએ. જે ખેતરમાં ગળી વાવવાની હોય તેનો કરારપત્રમાં ચોખ્ખો ઉલ્લેખ રહેવો જોઇએ. ખેતરમાં તૈયાર થયેલો માલ કારખાના સુધી પહોંચતો કરવાનો ખર્ચ કારખાનાવાળાએ જ આપવો જોઇએ. બીજની કિંમત પણ કારખાનાવાળાઓ જ ભરે. ગળીનો પાક ઉતર્યા પછી પોતાના ખેતરમાં બીજું કંઇ ધાન્ય વાવવું હોય તો તે ખેડુતની મુનસફી ઉપર જ છોડી દેવું જોઇએ; તેમ જ કોઈ ખેડુત બીજ માટે ગળી પોતાની પાસે સંઘરી રાખવા માગે તો તેને

તેમ કરવાની છૂટ રહેવી જોઇએ. ગળી અને મહેસુલને લગતા હિસાબ જુદા જુદા રહેવા જોઇએ. તે ઉપરાંત પ્રજાનાં દુઃખો દૂર કરવા પંચે બીજા પણ કેટલાક ઉપાયો સૂચવ્યા. બંગાળના તે વખતના ગવર્નર સર જોન પીટર ગ્રાંટે પંચના અભિપ્રાયો આનાકાની વગર સ્વીકારી લીધા. બંગાળની સરકારે, તે પછી એવી વ્યવસ્થા કરી કે ટુંકી મુદતમાં જ બંગાળમાં ગળીનું વાવેતર સદંતર અટકી પડયું. સરકારે પોતે એ વાવેતર બંધ કરાવ્યું એમ નહીં, પણ જે જુલ્મો અને સીતમો ગુજાર્યા વિના કોઠીવાળા ગળી ઉપજાવી જ ન શકે, તે જુલ્મો અને સીતમો ઉપર જ એવા અંકુશો મૂકયા કે જુલ્મો અટકી ગયા તેની સાથે ગળીનું વાવેતર પણ બંધ પડી ગયું.

બંગાળમાં જે વખતે ઉપર પ્રમાણે તપાસ ચાલી રહી હતી તેજ વખતે બિહારના કોઠીવાળાઓના જુલ્મો વિષે પણ ચર્ચા ચાલતી હતી. પરંતુ કમનસીબે બિહારમાં હરિશ્ચંદ્ર મુકરજી જેવો કોઈ નીડર અને વીર આગેવાન નહોતો, કે જે બિહારની ખેડુ પ્રજાનાં દુઃખોને પંચની પાસે રજુ કરે અથવા તો પંચની તમામ કાર્યવાહીથી માહેતગાર રહી તેનો લાભ બિહારની પ્રજાને પણ અપાવે. અલબત્ત, બિહારના કેટલાક કારખાનાવાળાની જુબાનીઓ પંચની રૂબરૂ લેવાઈ હતી, પરંતુ બિહાર અને બંગાળની કેટલીક પદ્ધતિઓનો મુકાબલો કરવા સિવાય તેનો બહુ લાંબો અર્થ નહોતો. બન્ને સ્થાને કોઠીવાળાના જુલ્મો લગભગ એકસરખા જ હતા. માત્ર અગાઉથી જે રકમ અંગઉધાર આપવામાં આવતી તેના જુલ્મ નીચે બંગાળાના ખેડુતો જેટલા પીસાતા તેટલા બિહારના ખેડુતો પીસાતા નહોતા, એટલો એક તફાવત હતો. તે સિવાય બંગાળ અને બિહારના કોઠીવાળાઓ ખેડુત પાસે કામ કઢાવવામાં મશીઆઇ ભાઇ જેવા જ હતા.

ચંપારણ્યની પ્રજા વખતોવખત પોતાનાં દુઃખો જાહેર કરતી, પણ તેનો જડમૂળથી નાશ કરવાનો ઉપાય ૧૯૧૭ સુધી કોઇને ન સૂઝયો. મહાત્મા ગાંધીજી ૧૯૧૭ માં ચંપારણ્યમાં આવ્યા અને પ્રજાનાં દુઃખો વિષે બરાબર તપાસ કરવા લાગ્યા ત્યારે પણ કોઠીવાળા તો એમ જ કહેવા લાગ્યા કે: "અમારે ને પ્રજાને કોઇ જાતનો ઝઘડો નથી, બિહારના ચળવળીઆઓ ચંપારણ્યમાં આવી લોકોને નાહક ઉશ્કેરે છે." પાછળથી આ જુઠાણું પંચની રૂબરૂમાં જ ઉઘાડું પડી ગયું. માનનીય મિ૦ મૌડે ધારાસભામાં ભાષણ આપતાં કહેલું કે:—

"મેં ગળી સંબંધી મુશ્કેલીઓનું વર્ણન એટલા લંબાણથી આપ્યું છે કે મને ડર રહે છે કે તમે તે સાંભળીને કંટાળી ગયા હશો. પણ એટલું લંબાણ કર્યા સિવાય મને ચાલે તેમ ન હતું. ઘણીવાર ઘણા કહે છે અને મને પોતાને પણ કહેવામાં આવ્યું છે કે 'જ્યાં સુધી ગળીની ખેતી કરનારા ખેડુતને બહારના માણસો ભંભેરતા નથી ત્યાં સુધી તેમનો અને કોઠીવાળાનો સંબંધ બહુ જ સુખમય હોય છે—ખરૂં જોતાં પ્રજાને અહીં દુઃખ જેવું કંઇ જ નથી. બહારના લોકો ઉશ્કેરણી ફેલાવે છે ત્યારે જ ગરબડ ઉભી થાય છે.' મેં છેલ્લા ૫૦ વર્ષનો જે ટુંકો ઇતિહાસ આ ધારાસભા પાસે રજુ કર્યો છે તે પરથી કોઠીવાળાની તે દલીલ સાવ ખોટી ઠરે છે એમ મારૂં માનવું છે."

પ્રજાનાં કષ્ટોનો ટુંકો હેવાલ નીચે આપીએ છીએ:—

ચંપારણ્યમાં કોઠીવાળાના જુલ્મો સામે સૌ પહેલી હિલચાલ ઇ. સ. ૧૮૬૭ માં થઇ હોય એમ કેટલાક પુરાવા પરથી જણાય છે. હિલચાલનો જન્મ લાલસરૈયા નામની કોઠીમાં થયો.* જોકાડિયા નામના ગામની રૈયતે ગળીનું

*ચંપારણ્ય ગૅઝેટીયર આ કોઠી વિષે લખે છે કે, એ કોઠી એકવખત સારા બિહારમાં ગળીની કોઠી તરીકે ખૂબ પ્રસિદ્ધી પામી હતી. ગળી-વાળાના રાજા જેવો ગણાતો મિ૦ જેમ્સ મેક્લોડ અહીં જ રહેતો. તેની ઘોડારમાં ૧૨૦ ઘોડા હતા.

વાવેતર બંધ કર્યું અને ગળીના ખેતરોમાં બીજો જ પાક વાવ્યો. જોતજોતામાં બીજા ગામવાળાએ પણ તેનું અનુકરણ કર્યું. બરાબર તે જ વખતે કોઠીના બંગલાને આગ લાગી અને તે બળી ગયો. ઇ. સ. ૧૯૧૭ ના કિસ્સાની જેમ તે વખતે પણ એ બંગલો બાળ્યાનો આરોપ ગરીબ બીચારા ખેડુતોની ઉપર ઢોળી પાડવાનો પ્રયત્ન થયો, પણ તે માટે જેવો જોઈએ તેવો એક પણ પુરાવો તેમને મળી ન શકયો. ઇ. સ. ૧૯૧૭ માં રૈયતની જે ફરીઆદો હતી તે ઇ. સ. ૧૮૬૭ માં પણ હતી. આ અશાંતિ અને અસંતોષનાં કારણો રજુ કરતાં પટનાના કમિશ્નરે સરકારને લખેલું કે ગળીની ખેતીમાં રૈયતને કોઇ જાતનો લાભ નથી મળતો એટલું જ નહીં, પણ ઉલટું દેખીતી રીતે તેમને નુકશાન જ વેઠવું પડે છે. ગળી વાવવાના દસ્તાવેજો તેમને લખી આપવા પડેછે, અને તેમની સરસમાં સરસ જમીન ગળી માટે પડાવી લેવામાં આવે છે. ગળીની ખેતી બીજી ખેતી કરતાં વધારે મુશ્કેલ હોય છે, કોઠીના મુકાદમો વિગેરે રૈયત ઉપર અનેક જાતના અત્યાચાર કરે છે, વિગેરે. ઉપર કહ્યો તે આગનો અને રૈયતની એકસંપીનો પ્રસંગ બનવાથી કોઠીવાળા ગભરાયા. રૈયતે ગળી વાવવાનું બિલકુલ બંધ કરી દીધું, અને જોતજોતામાં સારા ચંપારણ્યમાંથી ગળીની ખેતીને દેશવટો મળે એવાં ચિન્હ દેખાવા લાગ્યાં. પરંતુ કોઠીવાળા નીલવરોએ સરકારની ઉપર ખૂબ દબાણ ચલાવ્યું અને આખરે સરકાર તેમની વ્હારે ચઢી ! નીલવરો પર દયા લાવી તેમની દરખાસ્ત પ્રમાણે સરકારે મોતહારીમાં બે ન્યાયાધીશની બનેલી એક ન્હાનીશી અદાલતની સ્થાપના કરી. આ અદાલતનો ઉદ્દેશ માત્ર એટલો જ કે જો રૈયત કરારપત્ર પ્રમાણે ન વર્તે તો કોઠીવાળા તેને એકદમ અદાલતમાં ધસડી જઇ શકે. અને કરારનો ભંગ કરવા

બદલ તેની પાસેથી તુરતમાં જ દંડની રકમ વસુલ કરી શકે. અદાલત તો સ્થપાઇ, પણ નીલવરોને અદાલતના પગથીઆ વારંવાર ઘસવાની જરૂર ન રહી. રાંકડી પ્રજા આ અદાલત જોઇને જ એટલી બધી ગભરાઈ ગઇ કે અદાલતમાં જવાનું નામ નીકળતાં જ તે નીલવરોના કહ્યા મુજબ કરવા તૈયાર થઇ જતી. આથી કરીને અદાલતના પ્રતાપે ગરીબ પ્રજાને જે કંઈ થોડો ઘણો દિલાસો મળવાનો સંભવ હતો તે પણ ઉડી ગયો. અજ્ઞાન ખેડુતો અદાલતને જમ જેવી માની તેનાથી દૂર રહે છે. તેમાં ય ચંપારણ્ય જેવા જીલ્લાની બીકણ અને ભલી–ભોળી પ્રજા, પોતાની છાતી ઉપર અદાલત ઉભેલી જુએ ત્યારે ગભરાઇ જાય એમાં શું આશ્ચર્ય ? રૈયતે માની લીધું કે કારખાનાવાળાઓની સગવડ સાચવવા સારૂ જ સરકારે આ અદાલત અહીં ઉભી કરી છે, અને ભાગ્યજોગે બન્યું પણ એવું કે જે મુકદમાઓ આ અદાલતમાં ગયા તેમાંના ઘણાખરા તો કારખાનાવાળાઓની તરફેણમાં જ ચૂકવાયા. જો કે સરકારનો ઇરાદો આવો પક્ષપાત કરવાનો નહીં હોય, પણ રૈયતે તો કેટલાક બનાવો ઉપરથી એમજ માની લીધેલું. સરકાર રૈયત પ્રત્યે ગમે તેટલી દિલસોજી ધરાવતી હોય પણ પ્રસંગે પ્રસંગે કારખાનાવાળાનું છાબડું ઉંચું જ ચડે અને રૈયતનું છાબડું બેઠું ને બેઠું જ રહે ત્યારે રૈયતને તો જરૂર એમ લાગે જ કે કારખાનાવાળા એ સરકારના પહેલા ખોળાના, માનીતા સંતાન છે. જ્યારે જ્યારે રૈયત અને ગળીવાળા વચ્ચે તકરારો થએલી ત્યારે ત્યારે ગળીવાળા ગોરાઓ જ ફાવી ગએલા. એક ખાસ રજીસ્ટ્રારે ચંપારણ્ય ગેઝેટીઅરમાં, આ અશાન્તિના સંબંધમાં લખેલું કેઃ—

" ખેડુતો અને ગળીવાળા વચ્ચેનો ઝઘડો એકવાર ગંભીર રૂપ ધારણ કરે એવો ભય લાગેલો. લગભગ બધા જ સ્થાનિક અમલદા-

રોએ એક અવાજે જણાવી દીધેલું કે ગળીની ખેતી કરવા રૈયત છેક નારાજ છે; અને એવો એક પણ ખેડુત નથી કે જે પોતાની રાજીખુશીથી, ગળીની ખેતી છોડી શક્તો હોય તો આજની કાલ કરે. ખેડુતોને મજુરી ઓછી મળે છે એ જ એક કારણ નથી, પણ કારખાનાના નોકરો તેમને એટલા બધા પજવે છે અને તેમને એવી રીતે ચૂસે છે કે હવે તેઓ ગળે આવી ગયા છે."

પ્રાંતિક સરકારે પણ હિંદી સરકારને લખેલું કે:—

"ખેડુતને ભલે કોઇ પ્રકારનો નફો ન થાય, પણ કોઠીવાળાના સ્વાર્થની ખાતર ખેડુતે ગળીનું વાવેતર કરવા હળ જોતવું જ જોઇએ, એ જમાનો હવે ચાલ્યો ગયો છે. ખેડુતોને પૂરેપૂરી મજુરી આપવી જ જોઇએ એ વાત કોઠીવાળાઓ પણ હવે તો સમજી ગયા છે. જો કે ગળીના પાકના મહેનતાણા બદલ ખેડુતોને સારી રકમ આપવાની બાબતમાં કોઠીવાળાઓએ થાય તેટલી ખેંચતાણ કરી જોઇ, પણ હવે મહેનતાણું વધારવામાં ન આવે તો તેમનો ગળીનો ઉદ્યોગ કેવો રસાતળે પહોંચે એની તેમણે બરાબર કલ્પના કરી લીધી છે. પોતાના સ્વાર્થની ખાતર પણ હવે ગળીવાળા નીલવરો ફરી એવી ભૂલ નહીં કરે."

એક તો પ્રાન્તિક સરકારના દબાણને લીધે તેમજ મહેનતાણું વધારી આપવામાં ન આવે તો ચંપારણ્યમાં ગળી નીપજાવવી કેટલી અશક્ય છે તેનો ખ્યાલ કરીને, કોઠીવાળાઓએ ગળીની કિંમત વધારી દીધી, અને આગળ કહેવાઇ ગયું છે. તેમ રૂ. ૬॥ ને બદલે એકર દીઠ રૂ. ૯ કરી આપ્યા આ પ્રકારના સમાધાનથી વધારે આગળ પગલાં પ્રાન્તિક સરકારે ન ભર્યાં. છતાં હિન્દી સરકારે આ સમાધાનની ચર્ચા કરત એક બહુ મહત્વની વાત લખેલી કે:—

"એ પદ્ધતિ જ એટલી બધી બૂરી છે કે જો તેમાં રહેલા અન્યાય અને અત્યાચાર નાબૂદ કરવાનો પ્રયત્ન નહીં થાય તો અમારી સરકારને વચ્ચે પડ્યા વિના છૂટકો નથી."

હિંદી સરકારે ભાખેલું ભવિષ્ય આખરે સાચું પડ્યું. મહેનતાણું વધવા છતાં રૈયતને સંતોષ ન થયો. ઈ. સ. ૧૮૭૧માં અસંતોષનાં ચિહ્નો ફરી નજરે ચડવા લાગ્યાં. કારણ કે માત્ર મહેનતાણું કે મજુરી જ વધારવાથી શું વળે? દેખીતું જ છે કે જ્યાં સુધી એ બૂરી પદ્ધતિના અન્યાયો અને જુલમો દૂર ન થાય ત્યાં સુધી પ્રજાને સાચો સંતોષ કે સુખ ન જ મળે. પટનાના કમિશ્નરના ૧૮૭૧ ના વાર્ષિક અહેવાલ વિષે ટીકા કરતાં લેફ્ટેનન્ટ ગવર્નરે લખ્યું હતું કેઃ—

"પોતાના ખેતરનો અમુક ભાગ ગળીને માટે ફાજલ રાખવાની ખેડુતને ફરજ પાડવી એ ચોખ્ખી જબરદસ્તી છે. ના. ગવર્નરે કહ્યું છે તેમ, એ પદ્ધતિ નિરંકુશ વાણિજ્યનીતિના સિદ્ધાન્તથી સાવ ઉલટી છે. તે ઉપરાંત મરજીમાં આવે ત્યારે કોઠીવાળાઓ અથવા તો તેમના નોકરચાકરો રૈયતનું સારામાં સારૂં ખેતર ગળી માટે પડાવી લે એ કેવળ અસહ્ય છે. મિ. ફોર્બ્સ પણ એ જ અભિપ્રાય ધરાવે છે. કદાચ કોલ કે કરારને અનુસરીને તેમ કરવામાં આવતું હોય, પણ તેથી શું થયું? એ પદ્ધતિ જ અન્યાયવાળી છે. કોઈ પણ વ્યાપારી બુદ્ધિવાળો માણસ, ખુદ નીલવર સરખી શક્તિ અને લાગવગ ધરાવનાર માણસ પણ એ કરારને કદાપિ કબૂલ ન રાખે."

વર્તમાનપત્રોએ તે ચર્ચા પૂર જોસથી ઉપાડી લીધી. સરકારનું ધ્યાન ખેંચાયું; અને ઈ. સ. ૧૮૭૫ માં પટનાના કમિશ્નરે ગળી સંબંધી ફરીઆદોની તપાસ કરવા એક પંચ નીમવાની દરખાસ્ત મૂકી. તે વખતે સર રીચર્ડ ટેમ્પલ બંગાળના ગવર્નર હતા. તેમને લાગ્યું

કે જો પંચ નીમીશું તો અશાંતિ છે તે કરતાં પણ વધી જશે. એટલે તેમણે બહુ હોહા નહીં કરતાં જીલ્લાના અમલદારોને જ ખાસ તાકીદ આપી કે જ્યારે જ્યારે કારખાનાવાળા અને ખેડુતો વચ્ચે ઝઘડો થાય ત્યારે ત્યારે તેમણે કાયદાને ચુસ્ત રીતે વળગી રહી તટસ્થપણે ન્યાય તોળવો.

આટલું છતાં અશાન્તિનાં કારણો તો હજી ઉભાં જ હતાં. મૂળ કારણોનો નાશ કરવામાં ન આવે ત્યાં સુધી શાંતિ શી રીતે થાય? ઈ. સ. ૧૮૭૭ માં આ બાબત ચર્ચા કરતાં પટનાના કમિસ્નર મિ. સ્ટુઅર્ટ બેલીએ સ્પષ્ટ શબ્દોમાં કબૂલ કરેલું કે પંચ નીમવાની વાત બાજુએ રાખતાં, એટલું તો ચોક્કસ જ છે કે એ તરફ અશાંતિ ખુલ્લેખુલ્લી વધતી જાય છે અને સ્થાનિક અમલદારો તે સારી પેઠે જાણે છે.

ત્યારબાદ થોડા જ વખતમાં સર રીચર્ડ ટેમ્પલને ત્યાંથી વિદાય થવું પડયું અને તેમની જગ્યાએ સર એશલી ઇડન આવ્યા. સર એશલી ઈડનનું નામ વાચકો ભૂલી નહીં ગયા હોય. બંગાળમાં ગળીની ખેતીને અંગે જ્યારે ખેડુતોમાં ભારે અસંતોષ ફેલાયો હતો ત્યારે તેઓ એક ન્યાયાધીશ તરીકે કામ કરતા હતા અને ગળીવાળા સાહેબોનાં કાળાં કૃત્યોથી સારી રીતે માહિતગાર હતા.§ તેમણે કોઇ

---

§ તેમણે બંગાળના પંચ રૂબરૂ નીચે પ્રમાણે જુબાની આપી હતીઃ—

My opinion is that in no instance within the last six years at least have ryots entered into any large contracts for cultivation of the crop and that with the exception of factories which have extent of chur lands cultivated, the indigo cultivation is in no instance the result of free agency but that it is compulsory. તેનાં કારણો વિષે સ્પષ્ટીકરણ કરતાં કહ્યું હતું કે—First, I believe it to be unprofitable and therefore I cannot believe that any ryot

પણુ પ્રકારનો ખળભળાટ કર્યા વિના ગળીવાળા સાહેબોને મળી, તેમને સમજાવી કામ કઢાવી લેવાની તદબીર રચી. તેમણે નીલવરોને બોલાવી સમજાવ્યું કે આસામીવાર પદ્ધતિથી ગળીની ખેતી કરાવવી એ એકંદરે ઘણું જ હાનિકારક અને અન્યાયી છે. માટે તમે તમારી મેળે જ વિચારીને ગળીનું મહેનતાણું વધારી આપો તો સારૂં. ચોખ્ખી વ્યાપારીદૃષ્ટિએ ગળીની ખેતી અને વ્યાપાર કરો, એટલે રૈયત એની મેળે શાંત અને સંતોષી રહેશે. ખેડુતો પાસે પરાણે મજુરી કરાવવી એ મ્હોટામાં મ્હોટો જુલમ છે, એ વાત પણ તેમણે નીલવરોને ગળે ઉતારી. ગવર્નર સાહેબનો આ પ્રકારનો રંગ જોઇ નીલવરો સમજી ગયા કે હવે તાંતણો બહુ તાણવાથી તૂટી જશે,

---

would consent to take up that cultivation as it does serious pecuniary loss to himself. Secondly, it involves an amount of harassing interference to which no free agent would subject himself. Thirdly, from the consideration of the act of violence to which the planters have been compelled to resort to keep up the cultivation as proved by the criminal record of Bengal. Fourthly, from the admission of the planters themselves that if ryots were free agents, they would not cultivate indigo. Fifthly, the necessity, under which the planters state themselves to be of spending large sums in the purchase of Zamindaries and other description of rights giving them territorial influence and powers of compulsion without which they would be unable to procure the cultivation of indigo. Sixthly, the statements of ryots and the people generally in the districts, in which I have been. Seventhly as soon as the ryots became aware of the fact that they were by law practically free agents, they at once refused to continue cultivation.

અને વ્હેલા યા મોડા આપણી સ્વચ્છંદતા ઉપર દાબ મૂકાશે. એટલે ગવર્નર સાહેબની સૂચનાઓનો અમલ કરવા તે સાહેબોએ ઈ. સ. ૧૮૭૮ માં નીલવરોની એક ખાસ સભા સ્થાપી, અને તેનું નામ ( Behar Planters Association ) બિહાર પ્લૅન્ટર્સ એસોસિયેશન રાખ્યું, જે હજી પણ હયાત છે. આ સભાની પહેલી બેઠકમાં જ ગળીનું મહેનતાણું વધારી દેવાનો, અર્થાત્ રૂા. ૯ ને બદલે એકર દીઠ રૂા. ૧૦। આપવાનો ઠરાવ થયો. તે ઉપરાંત જે ખેતરમાં ગળી વાવવામાં આવે તે ખેતરનો કર રૈયતની પાસેથી ન લેવો. ઠરાવ તો મજેનો હતો અને છે, પણ ખેદનો વિષય માત્ર એટલો જ કે બીજા ઠરાવોની જેમ આ ઠરાવ પણ કાગળીએ જ રહી ગયો—તેનો અમલ કરવાની એ સાહેબોને છેલ્લી ઘડી સુધી જરૂર લાગી નહીં. બીજી ફર્યાદોના સંબંધમાં પણ ઉક્ત સભા મૂંગી નથી રહી એમ ઇન્સાફની ખાતર કહેવું જોઇએ. તેણે ઠરાવો ઘણા કર્યા, પણ એકેનો અમલ ન કર્યો. જે ફર્યાદોની ખાતર તે સભાએ ૧૮૭૮ માં ઠરાવો કર્યા તે જ ફર્યાદો તેજ સ્વરૂપમાં ઇ. સ. ૧૯૦૯ માં મિ. ગોરલે પાસે રજુ થઈ હતી, અને તેની તેજ ફર્યાદો, તેના તે જ સ્વરૂપમાં ઇ. સ. ૧૯૧૭ માં મહાત્મા ગાંધીજી પાસે આવી હતી. ફર્યાદોનું સ્વરૂપ સમજાય તેટલા માટે સભાએ મંજુર રાખેલા કેટલાક નિયમો ઉપર આપણે નજર કરી જઇએ. મુખ્ય નિયમ તો એ કે ૬॥ હાથના હિસાબે વીઘા દીઠ ગળીની કિંમત રૂા. ૯ની રાખવી. કરારમાં સરત ન હોય તો પણ નીલવરો રૈયતની રજા વિના ગળીના ખેતરની અદલાબદલી ન કરી શકે. કદાચ ખેતરની ફેર-બદલી કરવી જ હોય તો એક ખેડુતના ખેતર સાથે બીજા ખેડુતનું ખેતર અદલબદલ ન કરી શકાય. આ સભાના કોઈ સભ્યને કંઈ ફર્યાદ કરવાની હોય તો તેઓ સભા પાસે રજુ કરે અને સભા તે વિષે તપાસ ચલાવે. જો કોઇ સભ્ય સભાનો હુકમ ન માને તો તેને સભામાંથી બરતરફ કરવો. સરકારની સાથે મસલત કર્યા પછી સભાએ એક એવો નિયમ પણ ઘડી કાઢયો કે જો કોઇ ખેડુત એક વીઘા દીઠ

ત્રણ ગુંઠા જમીનમાં ગળીનું વાવેતર કરશે, તો તેના હળ ઉપરનો કર વધારવામાં નહીં આવે.

આ પ્રમાણે નિયમોની મોટી હારમાળા તૈયાર થઇ એટલે પ્રાન્તિક સરકારે ધાર્યું કે હવે રૈયતમાં કદાચ શાન્તિ ફેલાશે. પછી કંઇ વધારે પગલાં ભરવાની જરૂર ન રહી. સર એશલી ઇડન પોતે મનમાં બરાબર સમજતા હતા કે જ્યાં સુધી જમીનદારો પોતાની જમીન અથવા ગામો કોઠીવાળાઓને પટ્ટે લખી આપવાનું ચાલુ રાખશે ત્યાં સુધી રૈયતનાં દુઃખોનું મૂળ અને મુખ્ય કારણ દૂર થનાર નથી. કારણ કે કોઠીવાળા પોતે જ જ્યાં રાજા બને ત્યાં પછી ગરીબ રૈયતની દાદ–ફર્યાદ કોણ સાંભળે? આટલું સમજવા છતાં તેમણે એ વિષયમાં કંઇ ખાસ પેરવી ન કરી. બેતીયા રાજ્ય કરજમાં ડૂબ્યું તે વખતે ઇ. સ. ૧૮૮૮ માં કોઠીવાળાએ તેની ઉપર કેવી રીતે અધિકાર મેળવ્યો એ વાત ઉપર કહેવાઈ ગઇ છે.

થોડા દિવસ સુધી ઉપરટપકે બધે શાંતિ પથરાઇ, પણ પ્રજાના અંતરની આગ એમ શી રીતે બૂઝાય? તે તો ધુંધવાતી જ રહી. ૧૮૮૭ માં કમનસીબે બિહાર પ્રાંતમાં મ્હોટો દુકાળ પડયો. ચંપારણ્યની પ્રજાની મુંઝવણનો પાર ન રહ્યો. વખત વિચારીને નીલવરોએ ગળીના ભાવ ૧૦ ને બદલે વધારી એકર દીઠ ૧૨ જેટલા કરી આપ્યા. તે છતાં અંતરની આગ તો સળગતી જ રહી. કોઇ કોઇવાર તેના ભડકા બ્હાર દેખાવા લાગ્યા. ઇ. સ. ૧૯૦૬ માં તેલહડા કોઠીના ખેડુતોએ, કોઠીના એક અંગ્રેજ મેનેજર (મિ. બ્લૂમફીલ્ડ) નું ખૂન કર્યું. આથી કેટલાક ચકદારોને પકડી તેમની ઉપર કામ ચલાવ્યું. જીલ્લાના ન્યાયાધીશે આરોપીઓ પૈકીના ત્રણ જણને ફાંસીની સજા ફરમાવી. હાઇકોર્ટમાં અપીલ થતાં ફાંસીનો હુકમ રદ થયો અને તેને બદલે તેમને છ છ વર્ષની સખ્ત કેદની સજા થઈ.



( ૫ )

# ઇ. સ. ૧૯૦૭–૦૯



સહનશક્તિની પણ હદ હોય છે. અજાણતાં કીડી સરખી આપણા પગ નીચે આવી જાય તો તે પણ પોતાનું ન્હાનુંશું મ્હોં પહોળું કરી ચટકો ભરવા અને છૂટવા પ્રયત્ન કરે છે. ચંપારણ્યની પ્રજા ગળી વાવવા કોઇ રીતે ખુશી ન હતી એ વાત છેલ્લાં થોડાં પૃષ્ઠોના વાંચનથી વાચકોને સ્પષ્ટ થઇ હશે. તે આ ગળીવાળાઓના જુલ્મથી છૂટવા પરમાત્માને અહોનિશ પ્રાર્થના કર્યા કરતી હતી. ઇ. સ. ૧૯૦૭ સુધી તો રૈયત અને કોઠીવાળા વચ્ચે જેમ તેમ નભ્યું, પણ ઇ. સ. ૧૯૦૯ ની શરૂઆત થતાં જ બેતીયા જીલ્લામાં અશાન્તિની આગ ભભૂકી ઉઠી. “ સાઠી ” કોઠીના કેટલાક ખેડુતોએ ગળી વાવવા સામે ખુલ્લી રીતે વિરોધ દર્શાવ્યો અને કહી દીધું કે એમાં અમને કોઇ જાતનો લાભ ન હોવાથી અમે ગળીનું વાવેતર કરવા રાજી નથી. ૧૯૦૬ માં પાણીનું મોટું પૂર આવવાથી ખેડુતો ધાન્યનો પાક જેવો જોઇએ તેવો લઈ શકયા ન્હોતા. તેમને અન્ન અને દાંત વચ્ચે

વેર થયું હતું. બીજી તરફ કોઠીવાળા સ્થિતિ કે સંજોગો જોયા વિના ખેડુતો ઉપર દબાણ કર્યે જતા હતા. આવી દુર્દશામાં પ્રજા ક્યાં સુધી મૂંગી રહે ? ૧૯૦૭ ના માર્ચ મહિનામાં ખેડુતોએ મોતિહારીના માજીસ્ટ્રેટની હજુરમાં એક અરજી આપી, તેમાં બીજી કેટલીક વાતોની સાથે લખ્યું કે:—

" છેલ્લાં છ–સાત વર્ષથી કોઠીવાળાઓ અમને હરેક રીતે પજવ્યા કરે છે. અમારી પાસેથી તેઓ હદ ઉપરાંત કરવેરો લે છે એટલું જ નહીં, પણ વેઠ કરાવે છે, બળાત્કારે ગળી વવાવે છે અને તેની પૂરી કિંમત આપવાની પણ કોઇ દરકાર કરતું નથી. વળી અમારી સામે ખોટેખોટા ફોજદારી મુકદ્દમાઓ ઉભા કરી અમને ડરાવી–ગભરાવી અમારી પાસે ગળી વાવવાના દસ્તાવેજ લખાવી લે છે. "

" સાઠી " કોઠીના મેનેજર મિ. એફ. સી. કાફ્રિનને લાગ્યું કે હવે ગળીની ખેતી પહેલાંની જેમ ચાલવી અસંભવિત છે, એટલે તેણે એક નવી જાળ રચી. તેણે સરકારી નોકરોને પોતાના પડખામાં લીધા. ઉશ્કેરાયેલી રૈયત બળવો ન કરી બેસે તે માટે માજીસ્ટ્રેટે થોડા માણસોને એકદમ સ્પેશિયલ કોન્સ્ટેબલ બનાવી દીધા. આટલું છતાં અશાંતિની આગ કાબૂમાં ન આવી. ગળીની ખેતીને અંગે રોજ ભાતભાતની ફોજદારી ફર્યાદો થવા લાગી. ૧૯૦૭ ના જુલાઇ મહિનામાં સાઠી કોઠીના એક ગુમાસ્તાએ " અમારી કોઠીના નોકર કાલીચરણ તેલીના કામમાં આ શખ્સોએ દખલ કરી છે " એવો કેટલાક આસામીઓ ઉપર આરોપ મુકી તેમની ઉપર મુકદ્દમો શરૂ કર્યો. મુકદ્દમામાં આરોપીઓએ કહેલું કે અમને દમ ભરાવવા માટે જ કોઠીવાળાઓએ આ મુકદ્દમો માંડયો છે. પણ તે વખતના બેતીયા માજીસ્ટ્રેટે મુકદ્દમો સાંભળી આરોપીઓને સજા ફરમાવી દીધી.*

તા. ૧૪ મી ઑગસ્ટ, ૧૯૦૭ ને રોજ કોઠીના ખેડુતોએ મળી ચમ્પારણ્યના કલેકટરને એક અરજી કરી. તેમાં પોતાની રામકહાણીનું વર્ણન આપતાં તેમણે ચોખ્ખેચોખ્ખું લખેલું કેઃ—

"એક વીઘા× દીઠ ત્રણ ગુંઠામાં ગળી વાવવાને બદલે હવે કોઠીવાળાઓએ એક નવી તદબીર રચી છે અને એ તદબીર પ્રમાણે અરધોઅરધ ખેતરમાં ગળીનું વાવેતર જબરદસ્તીથી અમારી પાસે કરાવે છે. બાકીના અરધ ભાગમાં જવ વાવવા પડે છે, અને એક એકર જવની કિંમત અમને તેઓ માત્ર રૂા. ૧૫ આપે છે, જો કે મજુરી અને બીજો ખર્ચ બાદ કરતાં વીઘા દીઠ રૂા. ૪૫ ની પેદાશ ખુશીથી થઈ શકે એમ અમને લાગે છે. જો જવ અને ગળીની ખેતી વીઘા દીઠ ત્રણ ગુંઠામાં ન કરીએ તો કોઠીવાળા બાકીના ત્રણ ગુંઠા બદલ વીઘા દીઠ ૨૫ મણ ધાન્ય અમારી પાસેથી વસુલ કરે છે. જો વખતસર ધાન્ય રજુ ન કરી શકીએ તો બજાર-ભાવ પ્રમાણે તેની કિંમત અમારી પાસેથી પડાવે છે. એ ધાન્યને બદલે અમને કોઇ જાતની મજુરી કે મહેનતાણું મળતું નથી.

અમારાં ગાડાં, અમારા બળદ, અમારા સાથી અને અમને પોતાને પણ પરાણે પકડીને વેઠે લઇ જાય છે, અને અમને હિસાબે મજુરી મળવી જોઇએ તેનો માત્ર ચોથો ભાગ જ ચુકવવામાં આવે છે. કોઇ કોઇ વાર તો મજુરીમાં પાઇ પણ મળતી નથી."

આ વિષે પૂરી તપાસ કરી ન્યાય મેળવવા ખેડુતોએ માગણી કરેલી. આ અરજી ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે મિ૦ ટૅનર તરફ રવાના કરી, અને તે વિષે તપાસ કરવાનું કહી વિશેષમાં ઉમેરેલું કેઃ—

---

*જુઓઃ-Judgement of 12th September, 1907, in Emperor vs, Faujdar Dubey and others.

× ૨૩ ગુંઠા.

" ગામડાની રૈયતમાં શાંતિ સ્થાપવા આ બાબત તપાસ કરવાની પૂરેપૂરી જરૂર છે. ફર્યાદનાં કારણો બહુ બારીકીથી તપાસજો. બને તેટલા વિસ્તારથી અને છૂટથી તપાસ થાય તો વધારે સારૂં. હું ધારૂં છું કે આ હિલચાલમાં કેટલાક તોફાની માણસોનો હાથ હશે, પણ તેટલા ઉપરથી ખેડુતોની ફર્યાદો સાવ પાયા વિનાની છે એમ માની લેવાની જરૂર નથી. "

મિ૦ ટૅનરે આ બાબતની સંતોષજનક તપાસ કરી હોય એમ નથી લાગતું. મિ. શેખગુલાબ નામનો એક માણસ કે જે ત્યાંનો એક આગેવાન ગણાતો હતો તેણે લોકોની સાથે મળી, લે. ગવર્નરની હજુરમાં એક મેમોરીઅલ મોકલ્યું હતું. તેમાં તેણે એ તપાસ વિષે લખેલું કેઃ—

" બેતીયાના માજીસ્ટ્રેટે બધાં મળીને માત્ર ત્રણ મૌજામાં જ અમારી તપાસ ચલાવી અને તે પછી તપાસ પૂરી કર્યા વિના જ ઉપડી ગયા. "

તે ગમે તેમ હો. એટલું તો ચોક્કસ કે એ તપાસથી રૈયતને સંતોષ ન થયો. અશાંતિ ઓલવાવાને બદલે દિવસે દિવસે વૃદ્ધિ પામતી ગઇ.

નવેંબર મહિનાની શરૂઆતમાં, લૌરિયા થાણાના એક દારોગાએ બેતીયા માજીસ્ટ્રેટને એક રીપોર્ટ મોકલી જણાવેલું કે આ તરફ કેટલાક ચળવળીઆઓ રૈયતને ઉશ્કેરે છે, તેમને ગળી ન વાવવાનો ઉપદેશ કરે છે અને કરવેરો ન ભરવાની હિમાયત કરે છે, એટલા માટે તેમની ઉપર ૧૦૭ કલમ પ્રમાણે કામ ચલાવવું જોઇએ. માજીસ્ટ્રેટે સુલેહશાંતિ જાળવવા માટે કેટલાક માણસો પાસે જામી-

નગીરી માગી. આ પ્રકારના દબાણથી પ્રજા હેરાન હેરાન થઇ ગઇ. કેટલાયને કેદ કરવામાં આવ્યા, કેટલાયની પાસેથી જામીનગીરીઓ માગવામાં આવી અને કેટલાય ડંડાબાજીના શિકાર થઈ પડયા. સુલેહ જાળવવા માટે ખાસ પોલિસ રોકવામાં આવી. પ્રજાએ આ બધી હાડમારીમાંથી ઉગરવા લે. ગવર્નરને એક પ્રાર્થનાપત્ર મોકલ્યું પણ તેનો સંતોષકારક જવાબ ન મળ્યો. તરેહતરેહનાં દુઃખો વેઠવા છતાં ગળી તો ન જ વાવવી એવી મક્કમ વલણ રૈયતે અખત્યાર કરી. અંતે સાહેબ કોઠીને ગળી વાવવાનો ધંધો બંધ કરવો પડયો, અને સૌએ છૂટકારાનો દમ ખેંચ્યો.

સાહેબ કોઠી ગળીના ધંધામાંથી છૂટી થઇ, પણ તેને નવરૂં બેસી રહેવું કેમ પાલવે ? રૈયત પાસેથી પૈસા પડાવવાનો એણે એક નવો જ રસ્તો શોધી કાઢયો, અને એ રસ્તે ગળીની ખોટ પૂરી કરવાનો પ્રપંચ રચ્યો.

ઈ. સ. ૧૮૮૦ માં સાહેબ કોઠીએ ગળીના પાકની સગવડને ખાતર પંડઇ નદીમાંથી એક નહેર ખોદાવી હતી. બેતીયા રાજ્ય અને કોઠી વચ્ચે, એ નહેરને અંગે યોગ્ય કરાર થયા હતા. એ કરાર પ્રમાણે કોઠી નહેરને યોગ્ય સ્થિતિમાં જાળવી રાખે અને ખેડુતો નહેરનું પાણી મફતમાં ઉપયોગમાં લઈ શકે એવી તેમાં સ્પષ્ટ સરત હતી.

રૈયતે કોઠી માટે ગળી વાવવાનું ચાલુ રાખ્યું ત્યાં સુધી તો એ સરત કોઠીવાળાએ બરાબર પાળી. પણ ગળીની ખેતી બંધ થઈ એટલે ઈ. સ. ૧૯૦૮ માં ખેતરવાળાઓને નહેરનું પાણી મફતમાં પૂરૂં પાડવાને બદલે વીઘા દીઠ ત્રણ રૂપીઆ વસુલ કરવાની કોઠીવાળાએ શરૂઆત કરી દીધી. આ કરનું નામ "પૈન ખર્ચો" રાખવામાં

આવ્યું. ખેડુતો આ કર ભરવાને બિલકુલ તૈયાર નહોતા. કોઠીવાળા આ વાત બરાબર જાણતા હતા. તેથી તેમણે પોતાના હાથ મજબૂત કરવા ખેડુતો પાસેથી દસ્તાવેજો લખાવી લીધા. જેમણે એ પ્રકારનો દસ્તાવેજ કરી આપવા આનાકાની કરી તેમની ઉપર દબાણ ચલાવવામાં આવ્યું અને તેમને ન છૂટકે દસ્તાવેજ ઉપર સહીઓ મૂકવી પડી. ખાસ એ કામને માટેજ સરકાર તરફથી કોઠીમાં એક રજીસ્ટ્રાર નીમાયો. કોઠીવાળા અંગ્રેજોની વિરુદ્ધ ચૂં કે ચાં કરવાથી કેવાં માઠાં પરિણામ સોસવાં પડે છે તેનો કડવો અનુભવ અત્યાર પહેલાં પ્રજાને થઇ ચૂકયો હતો, તેથી તેમણે કમને પણ દસ્તાવેજ લખી આપ્યા. એ દસ્તાવેજમાં કોઠીવાળાઓએ ખેતરને જોઇતું પાણી પૂરૂં પાડવું એવી એક કલમ હતી. પણ એ કલમ માત્ર કાગળ શોભાવવા પૂરતી જ હતી. જે ખેડુતોના ખેતર સુધી એ નહેરનું પાણી પહોંચી શકતું નહોતું, જેઓ એ નહેરનો કોઈપણ રીતે લાભ લઈ શકતા નહોતા તેમની પાસેથી પણ વીઘા દીઠ ત્રણ રૂપીઆ વસુલ લેવાયા. ઇ. સ. ૧૯૧૩–૧૫ માં સર્વે-માપણી થઇ ત્યારે સાઠી ગામની રૈયતે આ "પૈન ખર્ચો" આપવાની સાફ નામરજી બતાવી અને એ બાબત પોતાનો વાંધો રજુ કર્યો. માપણી ખાતાના અમલદારોને પણ તપાસ કરતાં ચોખ્ખું જણાયું કે જે લોકોને નહેરથી લેશમાત્ર પણ લાભ થયો નહોતો તેમની પાસેથી પણ 'પૈન ખર્ચો' વસુલ કરવામાં આવ્યો હતો. સંપૂર્ણ તપાસ થતાં કોઠીવાળાઓના પાપનો ઘડો ફુટયો. રૈયતે જબરદસ્તીથી લખી આપેલા દસ્તાવેજો રદ કરવામાં આવ્યા અને પૈનખર્ચાને બદલે 'અબવાબ,'* આપવાનું

---

* અબવાબ અને એવા બીજા વેરા વિષે આગળ જતાં સ્પષ્ટીકરણ કરવામાં આવશે. હાલ તુરત અબવાબ એટલે શું તે સમજવા માટે નીચેનો ખુલાસો બસ થશેઃ— કેટલાક ગોરા લોકો બેતીયા અને રામનગર રાજ્ય પાસેથી ગામો પટે લે છે, એટલે રૈયત પાસેથી મહેસુલ ઉઘરાવે તેમાંથી રાજ્યને પટાની રૂઇએ જે રકમ ભરવાની હોય તે બાદ જતાં જે વધારો રહે તે અને જેટલી જમીન તેમના સીધા અંકુશ નીચે આવે તે ખેડી

કર્યું. પૈનખર્ચીના ત્રાસમાંથી છૂટવા "અબવાબ"નો ગેરકાયદે લાગો આપવાનું પ્રજાએ કબૂલી લીધું. હવે જેને નહેરના પાણીની જરૂર પડે છે તે રૂપીઆ ભરીને લઇ શકે છે.

સાઠી કોઠીવાળા પોતાની આસપાસના ગામડામાં જેવી રીતે જોહુકમીથી કોઇ પ્રકારના દર–દસ્તાવેજ વિના ગળીનું વાવેતર કરાવતા હતા, તેવી જ રીતે બેતીયા સબડીવીઝનમાં પણ કેટલાક કોઠીવાળા જોહુકમી વાપરતા હતા. ૧૯૦૭–૦૮ માં સાઠી કોઠીની રૈયતે ગળીને તિલાંજલિ આપી. આસપાસના લોકો આ દાખલો લક્ષમાં લઇ ધીમે ધીમે ગળી સાથે છૂટાછેડા કરવા તૈયાર થઇ ગયા. સાઠી કોઠીવાળા પ્રકરણ વખતે શેખગુલાબે આગળ પડતો ભાગ લીધો હતો. પ્રજાએ સાહસ અને ઉત્સાહપૂર્વક શેખગુલાબના પગલે ચાલવાનો ઠરાવ કર્યો. જો કે નીલવરો સામે ઝૂઝવામાં શેખગુલાબને બહુ બહુ રીતે સોસવું પડ્યું હતું, છતાં લોકોની નજરે તેની પ્રતિષ્ઠા ઘણી વધી ગઈ હતી. પ્રજા શેખગુલાબને પોતાનો આદર્શ તથા ખરો હિતૈષી સમજતી હતી.

સાઠી કોઠીની પાસે જ એક 'પર્સા' કોઠી આવેલી છે.૧૯૦૮ માં અહીંની રૈયતમાં અસંતોષનાં ચિન્હ પ્રકટેલાં. બેતીયામાં વિજયાદશમીનો એક મ્હોટો મેળો ભરાય છે, તેમાં દૂર દૂરના ગામડાનાં લોકો આવે છે. આ વર્ષે પ્રજાએ એ મેળાનો લાભ લઈ ગળી વિરૂદ્ધ હિલચાલ શરૂ કરી દીધી. મિ. શેખગુલાબ, રા. શીતલરાય તથા એક બીજા ભાઇએ લોકોને મળી શાંતિથી ઉપદેશ દેવા માંડયો અને ગળી વાવવાથી ખમવી પડતી હાડમારીઓનો ચિતાર આપ્યો. બની શકે

---

આય એટલો તેમનો હકનો નફો ગણાય. પણ આ ગોરા દલાલો–જમીનદારો એટલેથી જ ધરાતા નથી. તેમના દેહાત અથવા ઇલાકામાંથી તેઓ જાતજાતના ગેરકાયદે લાગા ઉઘરાવે છે. આવા લાગાને ત્યાંની ભાષામાં અબવાબ કહે છે. યુગધર્મ (પુ–૧ લું, પૃષ્ટ ૨૦ મું.)

તો નીલવરોને આ જીલ્લામાંથી ગાંસડાંપોટલાં બંધાવી રવાના કરવાની યુક્તિ પણ સમજાવવા માંડી. મેળો વીખરાઇ ગયા પછી લોકો પોતપોતાના ઘેર જઇ એ વિષય વિચારવા લાગ્યા. તેમને પોતાના આગેવાનોની વાતમાં વિશ્વાસ બેઠો. તેમના જુના વિચારો પલટાયા. ગળીના ઉદ્યોગનો જડમૂળથી ઉચ્છેદ કરવા માટે શીતલરાય કેડ બાંધીને મંડી પડયા. તેઓ રાત્રે મ્હોટી સભા ભરી ગળી ન વાવવાનો લોકોને ઉપદેશ કરવા લાગ્યા. સભા પૂરી થતાં લોકો ગળી ન વાવવાની પ્રતિજ્ઞા લઇ છૂટા પડતા. ખાસ કરીને મલહિયા, પરસા, બૈરિયા તથા કુઢિયા કોઠીમાં આ હિલચાલ જોતજોતામાં વ્યાપી ગઇ. સાંભળવા પ્રમાણે પ્રજાએ એવા સાંકેતિક અવાજો પણ નક્કી કરી રાખ્યા કે તે અવાજ કાને આવતાંવેંત ગામની બધી રૈયત એકઠી થઇ જાય. આ પ્રમાણે તૈયારીઓ થઇ ગયા બાદ ૧૯૦૮ ની ૧૬ મી અકટોબરે રૈયતે ખુલ્લો બળવો કર્યો. પરસા કોઠીના સિપાઇઓ સાથે ઝપાઝપી શરૂ થઇ. એમ પણ કહેવાય છે કે રૈયત કોઠીના મેનેજર ઉપર હુમલો લઇ ગઈ. આ બળવાની ખબર તત્કાળ સરકારને પહોંચાડવામાં આવી. સરકારે લશ્કરી ટુકડીઓ રવાના કરી બળવો દાબી દેવા ચાંપતા ઉપાયો લીધા. તા. ૨૬ મી અકટોબરને રોજ શીતલરાય, એક શ્રીમંત મારવાડી રાધુમલ વિગેરેને ગિરફતાર કરવામાં આવ્યા. તે દિવસના પોલિસના અને ગુરખાઓના જુલમો હજી પણ લોકો યાદ કરે છે. ખાસ કરીને નાઈટ નામના ઇન્સ્પેક્ટરને તો તેઓ જીવશે ત્યાં સુધી સંભારશે. વર્તમાનપત્રોમાં પણ આ બળવાના રંગબેરંગી અહેવાલો પ્રકટ થયા હતા. કલકત્તાના 'સ્ટેટસમેને' પોતાનો એક ખાસ ખબરપત્રી મોકલી એ બળવાની વિગત પ્રકટ કરેલી. તા. ૨૭ મી નવેંબરના પત્રમાં તે ખબરપત્રીએ લખેલું કેઃ—

"બિહારના ચંપારણ્ય જીલ્લામાં આવેલા બેતીયા સબડીવીઝનની સ્થિતિ અત્યારે ઘણી વિચિત્ર છે. નીલવરો અને રૈયત વચ્ચે ક્લેશ

થવાથી બન્ને એક બીજાના પાકા દુશ્મન બન્યા છે. ગોરાઓના રક્ષણ માટે બંગાળની હથિયારબંધ પોલિસ તેમજ ગુરખાઓની મોટી સેના શહેર તેમજ આસપાસનાં સ્થાનોમાં ગોઠવી દેવામાં આવી છે. બિહાર લાઈટહોર્સના દરેક જણને પચાસ પચાસ બહાર થઇ શકે એવા છરા આપવામાં આવ્યા છે. સબડીવીઝનના કેટલાક ભાગે બરાબર યુદ્ધક્ષેત્રનું સ્વરૂપ ધારણ કર્યું છે. ગોરાઓ ઉપર હુમલા થયાના સાત ઠેકાણેથી સમાચાર મળ્યા છે. ઘોડેસ્વાર સેના ઉપર લોકોએ હુમલો કર્યો છે એવી ચોમેર અફવા ફેલાઈ છે. મજબૂત લાઠીવાળા બદમાસોએ જંગલના માર્ગે ઘોડેસ્વાર લશ્કર ઉપર થાપો માર્યાના, ઘોડેસ્વારો જીવ લઇને નાસી છૂટયાના અને નિરપરાધોને વિના કારણ સતાવ્યાના તરેહ તરેહના હેવાલો સંભળાય છે. ખુદ પોલિસ ઇન્સ્પેક્ટર નાઈટને કોઈ બદમાસે લાઠીથી ભારે ઇજા પહોંચાડી છે. મિ. મેકસવેલ સ્મીથ નામના એક નીલવરની એક ટોળાએ પૂંઠ પકડી હતી અને કોઠીના મેનેજર મૂરનો એક ટાંગો મુઝફ્ફરપુરમાં બાળી નાંખ્યો છે.

ગયા બુધવારે બેતીયામાં ૧૬ આરોપીઓ ઉપર ૧૪૩ મી કલમ પ્રમાણે, ગેરકાયદેસર ટોળીમાં જોડાવા બદલ કામ ચલાવવામાં આવ્યું હતું, અને તેમને દંડ ઉપરાંત છ છ મહિનાની એકાન્તવાસની સજા ફરમાવવામાં આવી હતી. હજુ લગભગ ૨૦૦ આરોપીઓ ઉપર કામ ચલાવવાનું બાકી છે. તેમાં ગોરાઓ ઉપર હુમલો કરવાના, આગ લગાડવાના તેમજ કોમ કોમ વચ્ચે તિરસ્કાર ફેલાવવાના આરોપો મુખ્ય છે. તપાસ મોતિહારીમાં ચાલશે. મુખ્ય આરોપી શીતલરાય છે, જે બેતીયા સબડીવીઝનની સાઠી કોઠીના મેનેજર મિ. એસ. ઇ. કારીનની રૈયત છે. રાધુમલ નામના એક મારવાડી મહાજન, અને તેના ગુમાસ્તા રામસ્વાર્થને હાલમાં જ ગિરફતાર કરવામાં આવ્યા છે.”

તા. ૨૮–૧૧–૦૮ ને રોજ બંગાળની ધારાસભામાં, એક પ્રશ્નનો ઉત્તર વાળતાં માનનીય મિ. ડયુકે કહ્યું હતું કે:—

"ચંપારણ્યમાં તોફાન થયું ત્યારથી સરકાર તે તરફ બરાબર લક્ષ આપી રહી છે. સુલેહનો ભંગ થતાંવેંત સરકારનું તે તરફ ધ્યાન ખેંચાયું, કારણ કે તે પહેલાં કોઇ રૈયતે સરકારને એ બાબત કંઈ જણાવ્યું ન હતું. આરોપીઓ ઉપર કામ ચલાવવાની મંજુરી નહીં મળવાથી કોઇ આરોપીને છોડી મૂકવામાં આવ્યા હોય એ વાતની સરકારને ખબર નથી. મુકદ્દમા માંડવાની મંજુરી માગવામાં આવી કે તરતજ સરકારે તે સ્વીકારી લીધી હતી. અત્યારે એ વિષે વધારે ખુલાસાથી જવાબ આપી શકાય તેમ નથી. સરકાર શાંતિ સ્થાપવા તથા અત્યાચાર રોકવા પોતાથી બનતું કરી રહી છે. પૂરેપૂરી સુલેહ–શાંતિ પથરાયા પછી સરકાર એ બનાવનાં કારણોની બરાબર તપાસ ચલાવશે. એ કામને માટે એક અનુભવી અમલદારની પસંદગી કરવામાં આવી છે અને તેને તપાસને અંગે સંપૂર્ણ માહિતી પૂરી પાડવામાં આવી છે. પણ જ્યાંસુધી જીલ્લામાં પૂર્ણ શાંતિ ન સ્થપાય ત્યાંસુધી કોઈ પણ પ્રકારની તપાસ ન થઇ શકે, કારણ કે તેમ કરવાથી તો ઉલટી અશાંતિ વધી પડે."

બળવાના બધા મુકદ્દમાઓ બેતીયાના માજીસ્ટ્રેટ એકલા સાંભળી ન શકે તેથી સરકારે ખાસ માજીસ્ટ્રેટ મિ. ગુડેની નીમણુક કરી. લગભગ બધા મળીને ૬૦ મુકદ્દમા ચાલ્યા, તેમાં ૩૦૦ થી વધારે આસામીઓને સજા થઇ. રાધુમલે પોતાનો ગુન્હો કબૂલ કર્યો અને ત્રણ હજારનો દંડ ભરી છૂટો થયો. શીતલરાયને ૨॥ વર્ષની સખ્ત કેદ અને બે હજાર રૂપીઆ દંડની સજા થઇ. આ પ્રદેશમાં સરકારે ખાસ પોલિસ—Punitive Police પણ બેસાડી દીધી, જે ૧૯૦૮ ના નવેંબરથી લઈ ૧૯૦૯ ના એપ્રિલ મહિના સુધી પડી

રહી. સરકારે તેનો બધો ખર્ચ રૈયત પાસેથી વસુલ કર્યો. ઘણું કરીને પ્રજાને તે પોલિસની ખાતર ૩૦ હજારનો દંડ ભરવો પડયો હશે.

જ્યારે જ્યારે ચંપારણ્યની પ્રજા મુંઝાઇને માથું ઉંચકે ત્યારે ત્યારે નીલવરો તેનો દોષ બ્હારના ચળવળીઆઓ ઉપર જ ઢોળી પાડે છે. આ બળવા વખતે પણ પોતાના સ્વભાવ પ્રમાણે નીલવરોએ એમજ કરવા ધારેલું, અર્થાત્ બંગાળી ચળવળીઆઓએ આવી, રાજનૈતિક ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જ અહીંની પ્રજાને ઉશ્કેરી મૂકી હતી એમ પૂરવાર કરવા તેમણે કોલાહલ તો ઘણો કર્યો, પણ એ પાયા વિનાની વાતને કોઇએ કોઠું ન આપ્યું. સ્ટેટસમેનના ખાસ ખબરપત્રીએ પોતાના તા. ૨–૧૨–૦૮ ના પત્રમાં બીજી કેટલીક વિગતોના સાથે નીચે પ્રમાણે લખ્યું હતું:—

“આ સબડીવીઝનમાં વસતી રૈયતનાં દુઃખો તથા નીલવરોની તપાસ સરકારે કરવી જોઈએ એ વિષે મેં મારા આગલા એક પત્રમાં ઇસારો કર્યો છે. આજે મને જે વિગત મળી છે તે ઉપરથી એવી તપાસ માત્ર ઇચ્છિવાયોગ્ય જ છે એટલુંજ નહીં, પણ ખરેખર જરૂરની છે એમ મને લાગે છે. સાંભળવા પ્રમાણે અત્યારે જે મુકદ્દમાઓ અદાલતમાં ચાલી રહ્યા છે તે ખતમ થઈ ગયા પછી સંપૂર્ણ તપાસ ચલાવવા માટે એક પંચ નીમાવાનું છે, તે દરમિયાન પ્રજા પાસેથી મને જે જાણવાનું મળ્યું છે તે આ પત્રમાં પ્રકટ કરૂં તો નીલવરોની ફરીઆદો સાથે તેનો મુકાબલો બરાબર થઈ શકે. સૌ પહેલાં, કોઠીના નોકરો અને તેમના કહેવાતા હિતૈષીઓએ, બંદુકો અને સંગીનોની મદદ મેળવી, સામા પક્ષ ઉપર લાઠીનો મારો ચલાવી, હાથની ચળ ઉતારી છે તે વાત મારે ફોડ પાડીને કહી દેવી જોઈએ. અલબત્ત, તોફાન વખતે ઘણાને સખ્ત ઇજા થઈ હતી, પણ

આજે હવે તેનો વ્યાજ શિખે બદલો લેવાય છે. આજે સવારે હું ચૌટામાંથી જતો હતો તે વખતે એક મજુર જેવો માણસ દોડતો મારી પાસે આવ્યો અને તેને પડેલા મારની હકીકત સંભળાવવા લાગ્યો. તેની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. તેના શરીર ઉપરં લાકડીઓ પડેલી તેનાં નિશાન મેં જોયાં. મેં તેને મારા ગજવામાંથી થોડા પૈસા આપ્યા અને તેને જે માર પડયો હતો તે માટે માજીસ્ટ્રેટ પાસે જઇ ફરીઆદ કરવાની ભલામણ કરી. પૈસા તો તેણે ખુશીથી લીધા, પણ મારી સલાહ તેને ગળે ન ઉતરી. મેં માન્યું કે આ વાતનો એટલેથી જ અંત આવી ગયો. પછી જ્યારે હું મારા તંબુ પાસે ગયો, ત્યારે ત્યાં એક બળદગાડીમાં કેટલાક માણસોને મેં સુતેલા જોયા. થોડા માણસો રોતા—કકળતા મારી પાસે આવ્યા. જેઓ યુદ્ધક્ષેત્રમાં રખડે છે તેમને તો આવા દેખાવો ઘણીવાર નજરે ચડતા હશે. પણ આ તરફના શાંત પ્રદેશમાં આવો દેખાવ આપણને બહુ આશ્ચર્યજનક લાગે. પેલી ગાડીમાં જખ્મી માણસો પડયા હતા. એક માણસના હાથે પાટો બાંધ્યો હતો અને તે પાટો લોહીથી ખરડાયેલો હતો. બીજા માણસના જડબા ઉપર પણ લોહીવાળો પાટો મેં જોયો. લગભગ બધાના શરીર પર આવા મારનાં નિશાન હતાં. તેમની સાથે એક બુઢ્ઢો માણસ હતો તેણે તે બધા જખ્મીઓની વતી વીતેલા વીતકની કહાણી કહી સંભળાવી. આ બૂઢ્ઢા માણુસના શરીર ઉપર જખ્મનું કંઇ નિશાન જોવામાં ન આવ્યું. તેની વાત ઉપરથી, કોઇ એક કોઠીના નોકરોએ પોતાના માલિકની ગેરહાજરીમાં આ બધાની સખ્ત ખબર લીધી હોય એમ જણાયું. એ વૃતાંત કેટલે અંશે સત્ય અથવા અસત્ય છે તેનો નિર્ણય તો અદાલત જ કરી શકે. પણ એટલું તો મારે કહેવું જોઇએ કે નીલવરોએ પોતાના નોકરો અને મળતીઆઓ ઉપર આ બાબત કરડી નજર રાખવી.

રૈયતનું આ તોફાન, બંગાળના કેટલાક ચળવળીઆઓને આભારી છે એમ જે કહેવામાં આવે છે તેની સામે વાંધો ઉઠાવ-

વાની મને કેટલાક નીલવરોએ સલાહ આપી છે. કલકત્તાનું કોઇ વર્તમાનપત્ર આ તોફાનમાં બંગાળના ચળવળખોરોને સંડોવવા માગે છે એમ મેં સાભળ્યું છે. પરન્તુ આ બેતીયા જીલ્લામાં માત્ર પાંચ મિનીટ જ ગાળે તેને એ વાત કેટલી બેહૂદી છે તેની સ્હેલાઇથી ખાત્રી થઇ શકશે. બંગાળ અને બિહારનો વિરોધ તો જમાનાજુનો છે. કોઇ અરાજકતાવાદી બંગાળી અહીં આવે તો તેને સાંભળવાની પણ કોઇ પરવા ન કરે. અને તેમાંય બેતીયાની રૈયતને રાજનીતિના ગૂઢ સિદ્ધાંતો સમજાવવા એ તેમને ભૂમિતિના મુશ્કેલમાં મુશ્કેલ કોયડા સમજાવવા બરાબર છે. અહીંની અશાંતિ માત્ર ખેતીપરત્વે છે. વંશપરંપરાથી લોકો ખેતી કરતા આવે છે. તેમાંના કેટલાક તો જન્મ ધરીને પોતાના ખેતરની બ્હાર પણ નહી ગયા હોય. બહારની દુનિયામાં અત્યારે શું ચાલી રહ્યું છે તેની તેમને કશી પરવા નથી હોતી. ફોજદારી અદાલતમાં એક જણે કહ્યું હતું કે રૈયતે એકસંપ થઈ ગોરાઓને દેશમાંથી હાંકી કાઢવાનો પ્રપંચ રચ્યો હતો. પણ બેતીયાની રૈયતને માટે બેતીયા ઇલાકા કરતાં વધારે મોટો બીજો દેશ નથી. બેતીયા એ જ તેમનો સમગ્ર દેશ. એટલે કે બંગાળી ચળવળખોરોએ અહીં આવી આ તોફાન ઉભું કર્યું હોય એમ માનવું ભૂલભરેલું છે.

જ્યાં આગળ સૌ પહેલાં આ ચળવળ જન્મી તે ભાગમ આવેલી એક કોઠીના કેટલાક ખેડુતો સાથે મારે વાતચીત થઇ હતી. તેમણે પોતાના બાપદાદાના વખતના ખતપત્રકો ફરીથી લખી આપવાની ના પાડી હતી. તેઓ કહે છે કે ખતપત્રકો અમે નવેસરથી લખી આપ્યા નથી અને તેથી કોઠી માટે ગળી વાવવાની ફરજ અમારે માથે નથી.

“ તમને ગળીનું વાવેતર કરવાની ફરજ પાડવામાં આવે છે ? ” મારા એ સવાલના ઉત્તરમાં એક જણે કહ્યું, કે “ ગઇ સાલથી એ

દબાણ નથી થતું. પણ અમે વીઘા દીઠ ત્રણ ગુંઠામાં ગળી નથી વાવતા તે માટે અમારે વીઘા* દીઠ ત્રણ રૂપીઆ ભરવા પડે છે."

"તમે જે ત્રણ રૂપીઆ ભરો છો તેજ બતાવી આપે છે કે નીલવરોનો તમારા પર કંઈક હક્ક છે." જવાબમાં બીજા એક જણે કહ્યું કે "હા, પણ જુના કરાર પ્રમાણે અમને વીઘા દીઠ ગળીના પાકના રૂા. ૧૯ મળતા. જો કે અમે હજી સુધી નવા કરાર લખી આપ્યા નથી તોપણ એ જુના કરાર પ્રમાણે જ ગળી વાવતા આવ્યા છીએ. લગભગ છેલ્લાં ૨૫ વર્ષ થયાં અમે કોઇ પ્રકારના દર-દસ્તાવેજ વિના ગળી વાવી છે. ત્રીસ વર્ષ થયાં અમારી સાથે નવા કરાર નથી થયા. કરારપત્ર કેવું હોય તે મેં કદિ જોયું નથી. નીલવર સાહેબોને પણ તેની આજસુધી જરૂરીઆત ન્હોતી લાગી. પણ ગઇ સાલ કોણ જાણે શાથી, પણ સાહેબ એકદમ ૪૦૦ રૂપીઆના સ્ટાંપ ખરીદી આવ્યા અને નવા દસ્તાવેજ લખી આપવાની અમને ફરજ પાડી. અમારી પાસે જોરજુલમથી સહીઓ કરાવવામાં આવે છે એ વાત અમે કલેકટર સાહેબને અરજીમાં જણાવી પણ હતી. કરારપત્ર પ્રમાણે વીઘા દીઠ ગળીના રૂા. ૧૯ અને જવના રૂા. ૧૫ અમને મળે. પણ જો અમે અમારે લાયક ધાન્યનો પાક ઉતારીએ તો અમને વીઘા દીઠ રૂા. ૪૦ થી ૫૦ સુધીનો ફાયદો થાય. એક વીઘામાં ૬૦-૭૦ મણ જવ થાય છે અને જવનો પાક લીધા પછી વર્ષાઋતુમાં તે જ ખેતરમાં ૬૦-૬૫ મણ બીજું ધાન્ય પેદા કરી લગભગ રૂા. ૧૦૦-૧૨૫ નો ફાયદો મેળવી શકીએ."

"તમારે પરાણે કરારપત્ર ઉપર સહી કરવી પડે છે, એનો અર્થ શું?" જવાબમાં મને કહેવામાં આવ્યું કે "જો અમે સહી

* ચંપારણ્યના આ ભાગનો વીઘો આપણા વીઘા કરતાં લગભગ બમણો હોય છે.

ન આપીએ તો અમારી ઉપર ખોટખોટા આરોપો મૂકી અમને કેદમાં પૂરાવે. ગઇ સાલ મારા સગાઓ ઉપર કેટલાય આરોપો મૂકાયા હતા અને તેમને ખોળાધરી આપવી પડી હતી.”

મેં પૂછ્યું:—“ ગળી ઉતાર્યા પછી તમે રવીપાક ન ઉપજાવી શકો ?” ઉત્તર મળ્યો:—“ નહીં, તેમ નથી બનતું. ગળીની પેદાશમાં કસ આવે તે માટે અમારે આખું ખેતર પડતર રાખી મૂકવું પડે છે. જાવાની ગળીનાં બીઆં વાવવાનો હમણાં પ્રયોગ ચાલે છે, તેની ખાતર ત્રણ વર્ષ સુધી ખેતરને અવાવરૂં રાખી મૂકવું પડે છે. અમે ગળી વાવવા કોઈ રીતે ખુશી નથી. કોઠીને માટે શેલડી વાવવામાં પણ અમને કંઈ જ નફો નથી રહેતો. અમે જો અમારી મરજી પ્રમાણે વાવેતર કરીએ તો ઘણો સારો નફો મેળવી શકીએ.”

“ જો શેલડીમાં કંઈ નફો ન થતો હોય તો બહારના માણસો પોતાની ઈચ્છાથી કોઠીવાળાને આટઆટલી શેલડી શા સારૂ મોકલતા હશે ?” ઉત્તરમાં તેમણે કહ્યું કે “ તે ખેડુતો પોતાને માટે ગોળ બનાવવા શેલડી વાવે છે. આખા ખેતરની શેલડીમાંથી ગોળ બનાવી શકે એટલી સાધન–સામગ્રી તેમની પાસે નહીં હોવાથી જેટલો ગોળ બનાવાય તેટલો બનાવી બાકીનો ભાગ કોઠીવાળાઓને વેચી દે છે. અને કોઠીવાળાઓને પોતાને ખેતરનો ક્યાં ટોટો છે ? તેઓ ધારે તો પોતાના ખેતરોમાં ગળી અને શેલડી પૂરતા પ્રમાણમાં વાવી શકે છે. અમને અમારી સગવડ અને મરજી અનુસાર વાવણી કરવાની છૂટ હોવી જોઇએ.”

“ પહેલાં તો તમે ગોરા સાહેબોને માટે ખુશીથી ગળી નીપજાવતા હતા. હવે એકાએક તમારામાં આટલો બધો ફેરફાર કેમ થઇ ગયો ?” જવાબમાં તેમણે જણાવ્યું કે “ પહેલાં જ્યારે ખાંધ-

ખોરાકીના ભાવ સસ્તા હતા ત્યારે અમે અમારી રાજીખુશીથી ગળીનું વાવેતર કરતા. પણ છેલ્લાં થોડાં વર્ષો થયાં ઉપરાઉપરી દુકાળ અને મોંઘવારી થવાથી ધાન્યના ભાવ ખૂબ ચડી ગયા છે. હવે તો અમે અમારો દેશી પાક ઉતારીએ તો જ અમે ઉંચે આવી શકીએ. ગળીના વાવેતરમાં એક બીજી પણ પીડા છે. ગળી વખતે અમે આખા વર્ષ દરમ્યાન કામમાંથી માથું ઉંચું નથી કરી શકતા; અમારા પોતાનાં ખેતરો રખડી પડે છે. તે ઉપરાંત કોઠીવાળા નોકરો જેવા કે સજાવાલ, જીલ્લેદાર, ઠેકેદાર વિગેરેની બક્ષિસો તો ઉભીજ હોય! બક્ષિસો ન આપીએ તો એ લોકો અમારી પાસે વધારેપડતું કામ કરાવી અમને નીચોવી નાંખે. વળી જે ઉભડીઆ મજુરો પહેલાં ચાર આનાનું રોજ લઇ કામ કરતા તેઓ અહીંથી જતા રહ્યા છે અને તેથી તે જ કામ અમારે આના–દોઢ આનાનું રોજ લઇ કરવું પડે છે. આવાં આવાં કારણોને લઇ હવે અમે કોઠીવાળા સાહેબો સાથે કામ પાડવા ખુશી નથી."

તોફાન શાંત થયા પછી બેતીયાની રૈયત અને નીલવરો વચ્ચેના ઝઘડાની તપાસ અને નિર્ણય કરવા, બંગાળ સરકારના ખેતીખાતાના અધ્યક્ષ મિ. ડબલ્યુ. આર. ગોરલેની સરકારે નીમણુક કરી. આ સાહેબ પહેલા ચંપારણ્યમાં નોકરી કરી ગયા હતા. તેઓ તા. ૨૦ મી ડીસેંબર–૧૯૦૮ માં બેતીયા ખાતે આવ્યા અને રૈયતને મળી તેમનાં દુઃખો જાણી લીધાં. ચંપારણ્યના ખેડુતો હજી પણ મિ. ગોરલેને તેમની ભલમનસાઇને લીધે યાદ કરે છે. તે અંતઃકરણપૂર્વક એમ માને છે કે જો મિ. ગોરલે જેવો કોઈ અમલદાર ચંપારણ્યમાં હોત તો રૈયતનાં તમામ દુઃખ દૂર થઈ જાત. બધી બાજુ જોઇ તપાસી ગોરલે સાહેબે પોતાનો રીપોર્ટ ઘડયો, અને સરકાર પાસે રજુ કર્યો. પણ આ રીપોર્ટમાં તેમણે શું લખ્યું હતું તે હજી સુધી બ્હાર આવ્યું નથી. ઘણું ઘણું કહેવા છતાં સરકારે એ રીપોર્ટ દાબી

રાખવાનું જ પસંદ કર્યું છે. બંગાળ અને બિહારની ધારાસભામાં ઘણીવાર સવાલો પૂછવામાં આવ્યા. ઈ. સ. ૧૯૧૦ માં બંગાળ કાઉન્સિલમાં નીમાયેલા બાબૂ વ્રજકીશોરપ્રસાદે ખાસ કરીને એ રીપોર્ટની હકીકત જાણવા ખૂબ ફાંફાં માર્યાં પણ સરકારે તેનો એક પણ સંતોષકારક જવાબ ન આપ્યો. ઉલટું એ રીપોર્ટ બ્હાર લાવવાની ચોખ્ખી ફુલ જેવી ના પાડી દીધી. વર્તમાનપત્રોએ એ વિષયને અંગે ઘણી ચર્ચાઓ ચલાવી, પણ સરકાર એકની બે ન થઈ, તે તો મૂંગી જ બેસી રહી. આથી લોકોએ માની લીધું કે ગોરલે સાહેબે જરૂર પોતાના રીપોર્ટમાં નીલવરોને ઉઘડા લીધા હશે, અને રૈયતનાં દુઃખોને વાજબી ઠરાવ્યાં હશે. જો એમ ન હોય તો સરકાર એ રીપોર્ટ શા સારૂ છૂપાવી રાખે? ચંપારણ્ય એગ્રેરીઅન બીલ રજુ કરતાં મિ. મૅાડે એ રીપોર્ટ વિષે સ્હેજ ઇસારો કરતાં આ પ્રમાણે કહ્યું હતું:-

"પહેલાંની તપાસો ઉપરથી જે સાર નીકળતો હતો તે જ સાર મિ. ગોરલેની તપાસમાંથી નીકળે છે. તેમાં પુનરૂક્તિ સિવાય વિશેષ કંઇ નથી. અર્થાત્ રૈયતની પુરાણી ફર્યાદો હજી જેવી ને તેવી જ ઉભી છે. મિ. ગોરલે કહે છે કે આસામીવાર પદ્ધતિથી જે ગળી નીપજાવવામાં આવે છે તેમાં રૈયતને કંઈ લાભ નથી, તેમને પોતાની સરસમાં સરસ જમીન કાઢી આપવી પડે છે. ગળી વાવવામાં જેટલી મહેનત પડે તેટલી મહેનતથી તેઓ પોતાના ખેતરમાં બહુ સારો નફો મેળવી શકે. એ પદ્ધતિ સાધારણ રીતે દુઃખદાયક છે અને કોઠીના નોકરોને જુલ્મ ગુજારવાની તક મળે છે."

ગોરલે સાહેબના રીપોર્ટ પછી, તે વખતના બંગાળના ગવર્નર સર એડવર્ડ બેકરે, સર એશલી ઈડનની જેમ, કોઠીવાળાઓને પોતાની પાસે બોલાવી ખૂબ વાદવિવાદ ચલાવી અને પરિણામે હાર્જી-

લીંગ તથા પટણામાં, ૧૯૦૯–૧૦ માં એક વાત નક્કી કરી. ત્યારબાદ કોઠીવાળાઓએ ગળીની કિંમત વીઘા દીઠ સેંકડે ૧૨ાા ટકા વધારી દીધી અને ત્રણ ગુંઠાને બદલે બે ગુંઠામાં ગળીનું વાવેતર કરવાના, તેમજ કરારપત્રમાં પણ ગળી સિવાય બીજો કોઈ પાક નહીં પકવવાના ઠરાવ થયા. કમનસીબે આ ઠરાવ પણ માત્ર દફતરમાં પડયો પડયો સડી ગયો. કેટલાય નીલવરોએ બેને બદલે ત્રણ ગુંઠામાં ગળીનું વાવેતર કરાવ્યાના અને જવ તથા શેલડી નીપજાવ્યાના, ઠરાવ વિરૂદ્ધના દાખલાઓ મળી આવે છે. ગોરલે સાહેબની તપાસનું પરિણામ એટલું તો જરૂર આવ્યું કે જેઓ કેદમાં સડતા હતા તેમને છૂટા કરવામાં આવ્યા. લોકો કહે છે કે કેદીઓનો એ છૂટકારો ગોરલે સાહેબના રીપોર્ટને જ આભારી છે.

તોફાન પછી ચંપારણ્યની પ્રજામાં થોડા દિવસ સુધી જડતા આવી ગઈ. નીલવરોના જુલમો પહેલાંની માફક જ ચાલુ હતા, વર્તમાનપત્રોમાં તથા કાઉન્સિલોમાં બરાબર ચર્ચાઓ ચાલતી હતી. ઈ. સ. ૧૯૧૧–૧૨ માં ના. શહેનશાહ દિલ્હીમાં રાજ્યાભિષેક માટે આવ્યા ત્યારે તેઓ નેપાલ અને ભિખનાઠોરીના જંગલોમાં શિકાર કરવા નીકળ્યા હતા. તે વખતે લગભગ પંદર હજાર માણસો નરકટિયાગંજ સ્ટેશને ના. શહેનશાહને પોતાના વીતકની વાતો સંભળાવવા એકઠા થયા હતા. રૈયતના ટોળાએ ગરબડ મચાવી ત્યારે ના. શહેનશાહે પુછ્યું કે–" આ લોકો શું કહેવા માગે છે ?" ઉત્તરમાં અમલદારે કહ્યું: " એ લોકો આપનો જયજયકાર પોકારે છે !" રાજાનો જયજયકાર તો પ્રજા જરૂર પ્રાર્થતી હતી, પરન્તુ એ વિજયપ્રાર્થનાની પાછળ તેમના વિલાપનો પણ ધ્વનિ હતો, તે કેમ કોઈએ ન સાંભળ્યો ? કમનસીબે ના. શહેનશાહના કાન સુધી માત્ર વિજયનો જ નાદ પહોંચ્યો, રૈયતની કકળતી આંતરડીમાંથી નીકળતો વેદનાનો પોકાર વચમાંથી જ કોઈ ગળી ગયું ! શહેનશાહ કલકત્તે પહોંચ્યા,

ત્યારે પણ રૈયતે ત્યાં જઇ એક અરજી રજુ કરી. આ અરજી ના. શહેનશાહના હુકમથી યોગ્ય બંદોબસ્તને માટે હિંદી સરકાર તરફ રવાના કરવામાં આવી. હિંદી સરકારે તા. ૩–૨–૧૨ ને રોજ એ અરજી પાછી અરજદારોને જ મોકલી દીધી, કારણ કે તે રીતસર મોકલવામાં આવી ન્હોતી! એ રીતે ના. શહેનશાહના આગમન અંગે રૈયતે જે આશા બાંધી હતી તે ધુળમાં મળી ગઈ!

ઇ. સ. ૧૯૧૨–૧૩ માં બિહારના મુખ્ય દૈનિક પત્ર "બિહારી"એ ચંપારણ્ય સંબંધી એક લેખમાળા* શરૂ કરી અને તેમાં રૈયતનાં દુઃખો પ્રકટ કરી, સરકારનું ધ્યાન ખેંચ્યું.

આ વખતે બંગાળ બિહારથી અલગ થઇ ગયું હતું, અને બિહારમાં સર ચાર્લ્સ બેલીનો અમલ ચાલતો હતો. 'બિહારી' ના લેખોનું બીજું પરિણામ શું આવ્યું તે તો ભગવાન્ જાણે, પણ એક પરિણામ તો તુરતમાં જ આવ્યું અને તે એ કે બિહારીના નીડર, સ્વતંત્ર અને સુયોગ્ય તંત્રી બાબૂ મહેશ્વરપ્રસાદને હરકોઈ તદબીરથી લખતા અટકાવવામાં આવ્યા અને તે વર્તમાનપત્ર કે જે એક લીમીટેડ કંપનીની માલેકીનું હતું તે એક પૈસાપાત્ર રાજાસાહેબનું રમકડું બની ગયું.

ઇ. સ. ૧૯૧૧ થી ૧૯૧૩ સુધી ચંપારણ્યની પ્રજાએ, જ્યાં જ્યાંથી ઇન્સાફ મળવાની આશા હતી ત્યાં ત્યાં બધે અરજીઓ કરી જોઇ, પણ પ્રજાની વારે ધાય એવો કોઇ ખુદાનો લાલ બ્હાર ન આવ્યો. કેટલાક દાખલામાં તો એવું બનતું કે રૈયતે જે કોઠીવાળાની વિરૂદ્ધ અરજી કરી હોય તે અરજી તે જ કોઠીવાળા ઉપર મોકલી

---

* આ લેખો ૧૯૧૨ ના સપ્ટેંબર માસના અંકોથી લઇ ૧૯૧૩ ના જુલાઇ મહિના સુધી છપાયેલાલા પ્રસિદ્ધ થયા હતા.

આપવામાં આવે. અમૃતબઝાર પત્રિકાએ આ વિષય ઉપર નોંધ લખતાં મુઝફ્ફરપુરની એક પુરાણી ઘટનાનો ઉલ્લેખ કરેલો તે ખાસ નોંધવા યોગ્ય છે. હાજીપુરના માજીસ્ટ્રેટ પાસે એક અરજી આવી. તે અરજી તેમણે સિન્ધીઆ કોઠીના "પોતાના પ્યારા મેનેજર કોન્સ્ટમ" ( My Dear Mr. Konstam ) પાસે મોકલી અને તે વિષે "મહેરબાની કરી અભિપ્રાય લખવાની" માગણી કરી. "બિહારી" માં પ્રકટ થએલા લેખો ઉપરથી જણાય છે કે બરાબર આ જ પ્રથા ચંપારણ્યમાં ૧૯૧૧–૧૨ સુધી ચાલુ હતી. ઇ. સ. ૧૯૧૨ ના નવેંબર મહિનામાં બિહારના લે. ગવર્નર સર ચાર્લસ બેલી સોનપુરના મેળામાં પધાર્યા હતા. તે વખતે નીલવરોએ તેમનો ભારે આદરસત્કાર કરેલો. ગવર્નર સાહેબે માનપત્રના ઉત્તરમાં જે ઉદ્‌ગારો બહાર પાડેલા તે પણ વિચારવા જેવા છે. ગવર્નર સાહેબે નીલવરોને ઉદ્દેશી કહેલું કે:—

"સરકારી નોકરો, જમીનદારો અને ખેડુતો સાથે ગળીવાળાઓનો જે ચાલુ સંતોષજનક સંબંધ છે તે કાયમ રહે એમાં હુ અને મારા સાથી પૂરેપૂરા સમ્મત છીએ એમ કહેવાની જરૂર નથી."

આ ઉદ્‌ગારો વિષે ટીકા કરતાં નીલવરોના એક વાજીંત્ર ઇન્ડીઅન પ્લૅન્ટર્સ ગેઝેટે લખેલું કે:—

"નીલવરો, જમીનદારો અને રૈયત વચ્ચેના સંતોષજનક સંબંધ વિષે ના. ગવર્નરે પોતાના ભાષણમાં જે ઇસારો કર્યો છે તે બરાબર વખતસરનો છે. અમને આશા છે કે "બિહારી" પત્રના અધિપતિ તથા "નીલવર અને રૈયત" વિગેરે લેખોના પંડિત લેખક, સરકાર તરફના આ ઉદ્‌ગારોનું રહસ્ય સમજ્યા વિના નહિ

રહે. ના. ગર્વનરના ઉદ્‌ગારો બતાવી આપે છે કે "બિહારી" ના લખાણો જૂઠાણાંથી ભરેલાં છે. ગળીવાળા સાહેબો ખેડુતો ઉપર અત્યાચાર કરે છે એવું જે બૂમરાણ 'બિહારી'એ મચાવ્યું હતું તે પણ આથી ખોટું ઠરે છે. એવા લખનારાઓ ભવિષ્યમાં આવાં લખાણો ન લખે તેજ તેમને માટે સહિસલામત છે; નહિં તો એ લોકો કેવળ અસંતોષ અને બેદિલી ઉપજાવવા માટે જ કોશેશ કરી રહ્યા છે એમ અમે સમજીશું."

જે સમયે ચમ્પારણ્યની રાંક રૈયત નીલવરોના અત્યાચારને લીધે નિરંતર આંસુ વહેવરાવી રહી હતી, અને પોતાનાં દુઃખો ના. ગવર્નર સાહેબને તેમજ બીજા અમલદારોને સંભળાવવા આતૂર બની હતી તેજ વખતે ગવર્નર સાહેબ નીલવરોની પીઠ થાબડે, અને તેમને વિષે સંતોષ બતાવે એને ચંપારણ્યની પ્રજાના દુર્દૈવ સિવાય બીજું શું કહી શકાય? પરન્તુ પરમાત્માની આ સૃષ્ટિમાં સત્ય લાંબી મુદત છૂપાઇ રહેતું નથી, ગમે તેવા મ્હોટા અંતરાયને ભેદી તે બ્હાર આવે છે. સર ચાર્લ્સ બેલી અને બીજા અમલદારોની પરવા કર્યા વિના ઇ. સ. ૧૯૧૭ માં એ સત્ય બ્હાર આવ્યું અને નીલવરોની બધી પોલ ખુલ્લી થઇ ગઇ.



## ( ૬ )

# શરહબેશી, તાવાન, હરજા, વિગેરે



એક ભલી અને ભોળી પ્રજાને માથે, નીલવરોએ જૂદી જૂદી જાતના તરકટ રચી કેટલો બધો બોજો નાંખી દીધો તે પ્રકરણ હવે અમે અમારા વાચકો પાસે રજુ કરીએ છીએ. અત્યારસુધી તો કોઠીવાળાઓ ખેડુતો પાસે કેવી જબરદસ્તીથી ગળીનું વાવેતર કરાવતા અને પોતાના સ્વાર્થની ખાતર કેટકેટલી રીતે રંજાડતા તેનું વર્ણન જ અમે રજુ કર્યું. જર્મનીથી બનાવટી રંગો આ દેશમાં આવવા લાગ્યા અને રંગના ભાવ ગગડી ગયા એટલે દેખીતી રીતેજ કોઠીવાળાને ગળીમાં કંઇ રસ–કસ ન રહ્યો. ત્યારે હવે કોઠીવાળાઓએ શું કરવું? તેમને ગળીમાં ચોખ્ખું નુકશાન જવા લાગ્યું. સારન જીલ્લાની કેટલીય કોઠીઓ ગળીનો ધંધો કરતી બંધ પડી. મુઝફ્ફરપુર, દરભંગા, અને મુંગેર જીલ્લાઓમાં પણ કારખાનાના દરવાજે તાળાં લાગ્યાં. રહીસહી કોઠીઓએ પોતાના ખેતરોમાં બીજા ખેડુતોની જેમ અનાજ વાવવું શરૂ કર્યું. સારા ચંપારણ્ય ઉપર એ બનાવની ભારે અસર થઇ. અમે આગળ કહી ગયા છીએ તેમ જ્યાં આગળ ઇ. સ. ૧૮૯૨–૯૭ માં ૯૧,૦૦૦ એકરમાં ગળી વવાતી ત્યાં આગળ

૧૯૧૪ માં માત્ર ૮,૧૦૦ એકરમાં જ ગળી વવાઇ. ગળીના ઉદ્યોગને જીવતો રાખવા સરકારે પણ ઘણાં ફાંફાં મારી જોયાં. ઉસ્તાદ વિજ્ઞાનશાસ્ત્રીઓને બોલાવી તપાસ કરાવી, પણ ગળીની ખેતીમાં હવે નફો થાય એમ કોઇને ન લાગ્યું. જે ગળી મફતમાં જ અથવા તો નામ માત્રની મજુરી આપી નીપજાવવામાં આવતી, અને જે ગળીની ખાતર મજુરો તથા ખેડુતોને ભારે ખોટ ખાઇને, કોઠીના નોકરોના જુલ્મો સહીને પોતાની જાતનો અને બળદોનો ભોગ આપવો પડતો તે ગળીના ધંધામાં પણ હવે નીલવર સાહેબોને ખોટ જવા લાગી ! ખરેખર, ઇશ્વરી લીલા જ કંઈ અકળ છે ! રૈયતને પણ મનમાં ઠસી ગયું કે અમારી અરજી, અમારા કાલાવાલા અને અમારા અમલદાર જે ન કરી શકયા તે જગતના પિતાએ, ગરીબોના બેલીએ જોતજોતામાં કરી બતાવ્યું. રૈયતને લાગ્યું કે હવે અમારો ભાગ્યોદય બહુ દૂર નથી, અમારા સદ્‌ભાગ્યની ઉષા પ્રકટી ચૂકી છે. પરન્તુ વિધિ રૈયતના એ ઉલ્લાસ ઉપર એ વખતે હસતું હતું. ભાગ્યોદયની ઉષા ઉપર એક અણધાર્યું વાદળ ઝઝૂમી રહ્યું હતું. આખરે એ તોફાન ચઢી આવ્યું અને ભાગ્યોદયના જે આછાં કિરણ ફૂટયાં હતાં તે ઢાંકી દીધાં. ચંપારણ્યની પ્રજાના લલાટમાં તો અંધારૂં ને અંધારૂં જ રહ્યું.

નીલવરોને લાગ્યું કે હવે ગળીનો ધંધો છોડયા સિવાય બીજો કોઇ રસ્તો નથી. ગળી છોડવાથી અને અનાજ પેદા કરવાથી અલબત્ત કંઇક લાભ થાય, પણ તેટલાથી રાજવૈભવ કેમ નભે ? કોઠીઓના કળ–કારખાના ગોઠવવામાં પણ તેમણે કંઇ ઓછાં ખર્ચ ન્હોતાં કર્યાં. એ બધાં ખર્ચ શું સાવ જતાં કરવાં ? શું નીલવરોએ સામાન્ય ખેડુતના જેવી સાદી જીંદગી ગુજારવી ? આથી પોતાને ખમવી પડતી નુકશાની હવે રૈયતને માથે શી રીતે નાંખવી અને પોતાનાં સુખ–વૈભવ શી રીતે સાચવી રાખવાં તેનો તેઓ વિચાર

કરવા લાગ્યા. સને ૧૯૧૨ થી ૧૯૧૪ સુધીમાં તેમણે કેટલીક અવનવી તદબીરો શોધી કાઢી. આ તદબીરોમાં ત્રણ મુખ્ય છે:—

( ૧ ) શરહબેશી ( ૨ ) તાવાન અને ( ૩ ) હુંડા અથવા હરજા—( નુકસાની ).

ચંપારણ્યના પશ્ચિમોત્તર ભાગની જમીન ગળીની ખેતી માટે અનુકૂળ નથી એમ ઉપર કહેવાઈ ગયું છે. અંગ્રેજોએ અહીં કોઠીઓ સ્થાપી ત્યારે તેમને ગળીમાં કંઇ લાભ ન દેખાયો એટલે પછી એક સાધારણ ખેડુતની જેમ જવ અને શેલડીની ખેતી કરાવવા માંડી. પણ એમ કંઇ મોટરો થોડી જ દોડે ? રૈયત પાસેથી “ અબવાબ ” નામનો તદ્દન ગેરકાયદે વેરો વસુલ કરી તેમણે પોતાની ખોટ પૂરવા માંડી. ‘ અબવાબ ’ નું પૂરૂં વર્ણન અમે હવે પછી આપીશું. અંગ્રેજ નીલવરો પોતાની ખોટ રૈયતને માથે કેવી સિફતથી નાંખી દે છે તે બતાવવા પૂરતો જ આ પ્રકરણનો ઉદ્દેશ છે.

ચંપારણ્યના ઉપર કહ્યા તે ભાગમાં મુરલા કરીને એક ગામ છે અને ત્યાં અંગ્રેજની એક કોઠી પણ છે. ગળીની ખેતીમાં કોઠીને કંઇ લાભ ન થયો એટલે ૧૮૯૭–૯૮ માં તેનો બદલો રૈયત પાસેથી લેવો શરૂ કર્યો. એ બદલો લેવાની વિચિત્ર વિધિ આ પ્રમાણે:—

એકરદીઠ જેટલા ગુંઠામાં ગળી વાવવાની રૈયતને માથે ફરજ હતી તેટલા ગુંઠામાં ગળીને બદલે અનાજ પકવવાની કોઠી રજા આપતી, અને એ અનાજ નામમાત્રની કિંમત આપી કોઠી ખરીદી લેતી. અનાજનો પાક ન લેવો હોય તો કોઠી એ અનાજના

બદલામાં રોકડ રકમ પણ ખેડુત પાસેથી પડાવતી. આનું નામ હુંડા. હુંડાનો બીજો અર્થ મહેસુલની રકમમાં ઉમેરો. એક દાખલો લઈએ. ધારો કે એક ખેડુત પાસે ૨૦ વીઘા ખેતીલાયક જમીન છે, અને તેનું મહેસુલ તે ૬૦ રૂપીઆ ભરે છે. એકરદીઠ ત્રણ ગુંઠામાં તેણે ગળી વાવવી જોઈએ. હવે ગળીને બદલે અનાજ વાવે તો ખુશીથી ૬૦ મણ અનાજ નીપજાવી શકે. કોઠી માત્ર સમ ખાવા પૂરતી કિંમત આપી તે બધું અનાજ લઈ જઈ શકે. એનો સાર એટલો જ કે ખેડુત જે ૬૦ રૂપીઆનું મહેસુલ ભરતો હતો તેની સાથે નામમાત્રની જ કિંમત લઇ ૬૦ મણ અનાજ પણ તેણે કોઠીવાળાના પગ પાસે ધરી દેવું. સરકારને જ્યારે ખબર પડી કે પ્રજાને હુંડા નામે ખોટો વેરો આ રીતે ભરવો પડે છે ત્યારે તેણે તે વેરાને “ ગેરકાયદેસર અબવાબ ” કહી અટકાવવાની આજ્ઞા કરી. એ આજ્ઞાની ખાતર જ ઘણું કરીને મુરલા કોઠીએ હુંડા લેવાનું બંધ કર્યું. પણ તેને બદલે તેણે રૈયત પાસેથી વીઘાદીઠ ત્રણ રૂપીઆ નુકશાનીના વસુલ કરવા માંડયા. આ વેરાને “ હરજા ” એવું નામ આપવામાં આવે છે. જે ગુંઠામાં ખેડુતે ગળી વાવવી જોઇએ તે ગુંઠામાં ગળીને બદલે અનાજ વાવવાની નીલવર સાહેબ રજા આપે તો ખેડુતને માથે “ હરજા ” નો કર ચડી ચૂકયો સમજવો. જ્યાં આગળ કોઇ દિવસ ગળીનું વાવેતર થયું ન હોય એવા ખેતરના ખેડુતો પાસેથી પણ આ હરજાનો કર લેવાતો. ૧૯૦૫ માં બરાબર એજ રીતે મોટીહાટી નામની એક કોઠીએ, ગળીને બદલે અનાજ વાવવાની રજા આપી ખેડુતો પાસેથી દર વર્ષે હરજાની રકમ રીતસર ઉઘરાવવા માંડી. ખેડુતને મહેસુલ તો ભરવાનું જ, પણ તે ઉપરાંત વીઘા દીઠ લગભગ રૂા. બે કે ત્રણ “ હરજા ” ના પણ ભરવા જોઇએ. આ વાત સરકારને કાને પહોંચી એટલે તેને “ અબવાબ ” જણાવી એકદમ બંધ કરવાનો હુકમ ફરમાવ્યો. પણ પ્રથમના હુકમમાં જે સખ્તાઇ હતી તે આ

વખતે ન જણાઇ. જે કોઠીવાળાઓએ થોડા વખતને માટે પટ્ટે જમીન લીધી હતી તેમને સરકારે કહ્યું કે જો તમે "અબવાબ" નો વેરો વસુલ કરવાનું બંધ નહીં કરો તો સરકાર બીજી વાર પટ્ટો નહીં કરી આપે. પણ એ ધમકીની સાથે એક એવી વાત ઘુસાડી દીધી કે જેથી એ ધમકી બિલકુલ અર્થવગરની થઇ પડી. એટલું તો સૌ કોઇ જાણતું હતું કે હવે ગળીની ખેતીમાં નીલવરોને કંઇ જ લાભ ન હોવાથી તેઓ ગળીનું વાવેતર કરાવવા ખુશી ન્હોતા. છતાં સરકારે ફરમાવ્યું કે કરારપત્ર પ્રમાણે કોઠીવાળા ગળી વાવવાનું મોકૂફ રખાવે અને તેને બદલે અનાજ વાવવાની મંજુરી આપે તો અલબત્ત તે 'હરજા' ની રકમ વસુલ કરી શકે. કોઠીવાળા તો બસ આવી કોઈ એક બારીકીની જ શોધમાં હતા. તેમને પૂરેપૂરો લાગ મળી ગયો. હવે ગળીની તેમને કંઇ જરૂર ન્હોતી, એટલે ગળી વાવવાનું બંધ કરી રૈયત પાસેથી હરજા નો વેરો વસુલ કરવાનું શરૂ કરી દીધું.

આટલું છતાં નીલવરોને આ સ્થિતિ સંપૂર્ણ સંતોષકારક ન લાગી. વારંવાર સરકારને પૂછવું પડે, હરહંમેશ સરકારની દખલગીરી રહ્યાં કરે એ તેમને અસહ્ય લાગ્યું. એટલે તેમણે કાયમનો છૂટકારો મેળવવા એક નવો જ માર્ગ શોધી કાઢયો.

બેતીયા રાજ્યમાં નીલવરો બે પ્રકારના હક્કવાળી જમીન ધરાવે છે. કેટલાંક ગામો એવાં છે કે જે બેતીયા રાજ્યે નીલવરોને કાયમી પટ્ટે આપી દીધાં છે. કાયમી પટ્ટાવાળા જમીનદારો બેતીયા રાજ્યને દરવર્ષે નક્કી કરેલું મહેસુલ ભરી જાય, તેમાં કોઇથી કંઈ વધઘટ ન થઇ શકે. રાજ્યને આ ગામો સાથે કંઇ સંબંધ નહીં. વરસ દહાડે મહેસુલ ભરી જવા સિવાય કુલ સત્તા એ પટ્ટાદારોની જ રહે. મહેસુલની આવક વધે તો તેની ઉપરનો બધો હક્ક પટ્ટાદાર—જમીન-

દારોનો. બેતીઆ રાજ્ય તો પોતાની નક્કી કરેલી રકમ લઈને જ બાકી રહે. મહેસુલની રકમ ઘટી પડે તો તે પણ કોઠીવાળા પટ્ટાદારોએ જ ભરી આપવાની. હવે બીજા પ્રકારની જમીનમાં કેટલાંક એવાં ગામો છે કે જે રાજ્યે કાયમી પટ્ટે નહીં, પણ થોડી મુદતને માટે કોઠીવાળાઓને આપ્યાં હોય. આ ગામો, પટ્ટાની મુદત પૂરી થયે રાજ્ય પાછાં લઈ શકે અથવા તો પોતાને યોગ્ય લાગે તો તે જ કોઠીવાળાને અથવા બીજા ગમે તેને નવેસર પટ્ટે આપી શકે. આ બીજા પ્રકારનાં ગામોમાં મહેસુલની આવક વધી પડે તો મુદત પૂરી થયા પછી, પેલા વધારાની ખાતર, રાજ્ય તે ગામ પોતાના કબજે કરે, અથવા તો મહેસુલ વધારી દે. આ બે પ્રકારના પટ્ટાદાર નીલવરોનું અમે એટલા માટે વર્ણન આપીએ છીએ કે જેથી તેમની પ્રજાને ચૂસનારી જૂદી જૂદી તદબીરો બરાબર સમજી શકાય. એક બીજી વાત પણ જાણી લેવી જરૂરની છે. બિહાર કે જે એક વખત બંગાળનો વિભાગ હતો ત્યાં બંગાળ ટેનન્સી એક્ટ જારી કરવામાં આવ્યો છે. આ કાયદામાં જમીનદાર અને રૈયતના હક્ક વિષે સ્પષ્ટીકરણ કરવામા આવ્યું છે. એ કાયદા પ્રમાણે રૈયતના બે ભાગ પડે છે. એક તો એ લોકો કે જેમને ખેડુત તરીકેના હક્ક છે તે અને બીજા એ લોકો કે જેમને એવા હક્ક નથી હોતા. જેઓ ખેડુ તરીકેના હક્ક ભોગવતા હોય છે તેમની મહેસુલ બે રીતે વધારી શકાય. એક તો રૈયત અને માલિક વચ્ચેના કરારની રૂએ અને બીજું અદાલતના હુકમની રૂએ. છતાં આથી ગામધણી પોતાની મરજી મુજબ ગમે ત્યારે નવા કરાર કરે અને ગમે તેટલી મહેસુલ વધારે એવી સત્તા તેને નથી મળી જતી. કારણ કે સરકાર તો માને છે જ કે રૈયત એટલી બધી પામર છે કે જો તેને ગામધણીની દયા પર છોડવામાં આવે તો તે રૈયતની બધી માલમિલકત જપ્ત કરી જાય, અર્થાત્ નવા કરારો લખાવી મહેસુલ વધાર્યે જ જાય અને રૈયત એ મહેસુલ ભરવા રાજી ન

હોય તો પણ જોરજુલમથી ભર્યે જ છૂટકો. એટલા માટે આ ટેનન્સી એક્ટમાં એક એવી કલમ દાખલ કરવામાં આવી છે કે જો ગામધણી મહેસુલમાં રૂપીએ બે આનીથી વધારે મહેસુલ ઠરાવવાના કરાર કરે તો એ કરારપત્ર રદ ગણવું. દાખલા તરીકે ધારો કે એક ખેડુત રૂપીઆ ૮ મહેસુલના ભરે છે. હવે ગામધણી મહેસુલ વધારવાના ઇરાદાથી તેની સાથે નવા કરાર કરવા માગે છે. જો એવો કરાર થાય કે ખેડુતને રૂપીઆ દીઠ બે આના જ વધારે ભરવા, એટલે કે ૮×૨=૧૬ આના વધારે ભરવાના, તો તો કરારપત્ર કાયદેસર ગણાય. પણ જો નવ રૂપીઆથી વધારે મહેસુલ લેવાનું ઠરાવે તો એ આખો કરાર ગેરકાયદે થઈ જાય; કરારપત્ર ઉપર ખેડુતની સહી હોય છતાં ગામધણી રૂ. ૮ થી વધુ મહેસુલ ન લઇ શકે. ઇ. સ. ૧૮૮૩ માં જ્યારે આ કાયદો તૈયાર થતો હતો ત્યારે ગામધણી નીલવરોએ સરકાર ઉપર દબાણ ચલાવી એક એવી કલમ ઘુસાડી દીધી કે ખેડુત પોતાના ખેતરમાં જમીનદારોની મરજી પ્રમાણે કોઇ ખાસ વાવેતર જ કરશે એવો જો કરાર હોય અને તે કરારને લીધે પ્રચલિત રિવાજ કરતાં જૂજ મહેસુલ લેવાનું જમીનદારે રાખ્યું હોય તો આવા કરારમાંથી મુક્ત કરવા બદલ જમીનદાર પોતાની મહેસુલનો આંકડો રૂપીએ બે આનીથી વધારે કરે અને ખેડુત તે કબૂલ કરે તો તે કરારપત્ર રદ ન ગણાય. નીલવરોને આ એક સરસમાં સરસ સાધન મળી ગયું. તેમણે આ અપવાદનો સંપૂર્ણ લાભ લેવાનો નિશ્ચય કર્યો. મોતિહારી કોઠીના મેનેજર મિ૦ અરવિને આ બાબત કુશળ ધારાશાસ્ત્રીઓની સલાહ પણ માગી જોઈ, અને કહેવાય છે કે ડૉ. સર રાસબિહારી ઘોષે કહેલું કે જો એ કલમમાં લખ્યું છે તે પ્રમાણે બધી વાતો મળતી આવતી હોય તો કાયદા પ્રમાણે બે આનીથી વધારે મહેસુલ ઉઘરાવવામાં કંઇ ખોટું નથી. અરવિને કાયદાનો આ અર્થ સરકારને સમજાવ્યો. સરકારે કહ્યું કે નીલવરોના અધિકાર નીચે રહેલી

રૈયતનું મહેસુલ ઓછું હોય એમ સરકાર નથી માનતી. એટલે એ બાબતમાં સરકાર પોતાનો કંઇ ચોક્કસ અભિપ્રાય નથી આપી શકતી. નીલવરો પોતાને વાજબી લાગે તેમ કરે. પણ જો તેમનો કારભાર ગેરકાયદે પૂરવાર થશે તો તેનું ફળ તેમને ભોગવવું પડશે.

વકીલોએ અનુકૂળ સલાહ આપી અને સરકારે કંઇ ખાસ વાંધો ન લીધો એટલે નીલવરો રૈયતના માથે બોજો લાદવામાં શા માટે આળસ કરે? ઉપર કહેવાયું છે કે કાયમી પટ્ટાવાળાં ગામોની મહેસુલ વધે તો વધારાની રકમ પટ્ટાદાર—નીલવરોને જ મળે. ગળીનું વાવેતર બંધ કરાવતાંની સાથે જ કાયમી પટ્ટો ધરાવતા નીલવરોએ મહેસુલ વધારવાની કોશેશ કરવા માંડી. ઇ. સ. ૧૯૧૧-૧૨ માં મિ. અરવિને આ કામની શરૂઆત કરી. પોતાની તમામ રૈયત પાસે તેણે મહેસુલ વધારવાના કરાર લખાવી લીધા. આ રીતે તુર્કૌલીયા, પીપરા જલહા અને શિરની કોઠીઓમાં પણ મહેસુલ વધારી મૂકવામાં આવ્યું. નીલવરો કહે છે કે આ 'શરહબેશી' રૈયતે પોતાની રાજીખુશીથી કબૂલ કરી લીધી છે, રૈયતે પોતે જ એક રૂપીઆને બદલે દોઢ અથવા પોણા બે ભરવાની આતુરતા બતાવી છે. નીલવરોનું કહેવું સાચું માનીએ તો નીલવરો માટે ગળી વાવવામાં રૈયતને કોઇ સ્વર્ગીય મોજ મળતી હોવી જોઇએ. પણ એને આપણે તેમના ખોટા બચાવ સિવાય બીજું કંઇ વિશેષણ ન આપી શકીએ. નીલવરો વિશેષમાં કહે છે કે અમે જ્યારે ગળીનું વાવેતર બંધ કરવાની ઇચ્છા પ્રકટ કરી ત્યારે રૈયત ગામેગામથી દોડતી અમારી પાસે આવી અને ગળી ન વાવવા બદલ શરહબેશીની લાગત ભરવા આજીજી કરવા લાગી! કેમ જાણે નીલવરો પ્રત્યે રૈયતના ઉમળકા ઉભરાઇ જતા હોતની! રૈયતનું કથન આથી છેક જૂદું જ છે. તે કહે છે કે "અમને તો પ્રથમથી જ લાગતું હતું કે હવે ગળીનું ટટ્ટુ લાંબું

ચાલે તેમ નથી. કારણ કે તેમાં નીલવરોને કંઇ લાભ જેવું રહ્યું જ ન્હોતું. અમારી આસપાસ સારન, મુઝફ્ફરપુર અને દરભંગા જીલ્લામાં કોઠીઓ બંધ થતી અમે નજરે જોઇ હતી. અમને આશા હતી કે ચંપારણ્યમાં આવેલી કોઠીઓના પણ આખરે એજ હાલ થવાના. કોઠીવાળા સાહેબોએ જ્યારે ગળીને બદલે મહેસુલ વધારવાની વાત અમારી આગળ મૂકી એટલે અમે એકી અવાજે સાફ સાફ શબ્દોમાં તેનો ઇન્કાર કર્યો. કારણ કે અમે જાતે તો ગળી પાછળ ખુવાર થયા તે થયા, પણ અમારાં બાળ-બચ્ચાંઓના કપાળે એ કલંક કાયમ રાખવા અમે ખુશી ન્હોતા. અમે તો ચોખ્ખું કહી દીધું કે તમને ગળી વાવવાના હજી પણ કોડ હોય તો એ કોડ પૂરા કરવા અમે તૈયાર છીએ. પણ તેમના કોડ તો જર્મનીએ પૂરા કર્યા હતા. એટલે ગળીના વાવેતરને બદલે રોકડ રકમ લેવામાં જ તેમનો સ્વાર્થ સધાતો હતો. અમે મહેસુલના વધારા સામે ઘણો વાંધો ઉઠાવ્યો. પણ ગળીવાળાઓએ કયે દિવસે અમારા વાંધા વિષે વિચાર કરી ઇન્સાફ આપ્યો હતો કે આ વખતે ઇન્સાફ આપવાની તસ્દી લે ? તેમને તો શરહબેશીના કરાર ઉપર સહીઓ જ લેવી હતી. અમારી પાસે એવા કરારો જોરજુલમથી લખાવી લીધા. ”

આ વાત કોઇ એક માણસે કહી છે અને અમે અતિશયોક્તિ કરી વધારી મૂકી છે એમ કોઇએ માની લેવાનું નથી. મહાત્મા ગાંધીજી જ્યારે ચંપારણ્યમાં આવ્યા અને ખેડૂતોને મળ્યા ત્યારે એક નહીં, બે નહીં, હજારો માણસોએ તેમની પાસે એકજ વાત કરી કે અમને મારીને, બેઇજ્જત કરીને, અને નિરૂપાય બનાવીને શરહબેશીના કરાર ઉપર અમારા અંગુઠાનાં નિશાન કરાવ્યાં છે. ઉંચે ન્યાયાસન ઉપર બેસી ન્યાય ચૂકવનારાઓ ગમે તેમ કહે, પરન્તુ રૈયતની હૃદય-વિદારક રામકહાણીઓ સાંભળવાનું જેમને સૌભાગ્ય અથવા દુર્ભાગ્ય મળ્યું છે તેમનો તો દઢ અને અવિચળ વિશ્વાસ બંધાયો છે કે રૈયતે પોતાની મરજીથી શરહબેશી કબૂલ નથી કરી. અલબત્ત, એટલું

કહી શકાય કે એ માટે દરેકે દરેક માણસ ઉપર અત્યાચાર નહીં કરવામાં આવ્યો હોય, દરેકે દરેકને અંધારી કોટડીમાં નહીં પૂરવામાં આવ્યા હોય, દરેકે દરેક ખેડુતના ઉંબરે સિપાઈની ચોકી બેસાડવામાં નહીં આવી હોય, તેમના પાણી ભરવાના માર્ગે ઢેડ કે ભંગીને નહીં બેસાડવામાં આવ્યા હોય, દરેકે દરેકને મુશ્કેટાટ બાંધી ધગધગતા તડકામાં નીચે ફેંકવામાં નહીં આવ્યા હોય, અથવા તેમની છાતી તેમજ માથે ભારે વજનદાર પાણા નહીં ખડક્યા હોય, હજામ અને ધોબીને તેમનું કામ કરતા અટકાવવામાં નહીં આવ્યા હોય, ખોટા આરોપો મૂકી તેમને કેદખાનામાં નહીં પૂરવામાં આવ્યા હોય, છતાં એટલું તો ચોક્કસ કે રૈયતના કોઇ એક પ્રતિષ્ઠિત માણસ ઉપર અત્યાચાર થયો હોય તો એના હાલહવાલ જોઇને જ બાકીની પ્રજા ધ્રૂજી ઉઠે છે. અધૂરામાં પૂરૂં એ વખતે બિહાર પ્રાંતમાં સર ચાર્લ્સ બેલીનો અમલ ચાલતો હતો. તેની રાજનીતિ જ કંઈ વિચિત્ર પ્રકારની હતી. તેણે રૈયતની ફરીઆદો ઉપર બિલકુલ ધ્યાન ન આપ્યું એટલું જ નહીં, પણ નીલવરોના કહેવાથી પ્રત્યેક કોઠીએ રજીસ્ટ્રાર પણ બેસાડી દીધા, કે જેથી શરહબેશીના કરારપત્રો રજીસ્ટર કરાવતા કોઠીવાળાઓને તકલીફ ન પડે. આ રીતે ચંપારણ્યમાં ૧૭ કોઠીઓમાં રજીસ્ટરી ઑફીસ ખુલી ગઇ, અને ૧૯૧૩–૧૪ માં લગભગ ૩૦,૭૧૦ કરારપત્રો રજીસ્ટરના દફતરે નોંધાઇ ગયા. નીલવરોને મદદ કરવાનો અને રૈયતને ધાક બેસાડવાનો આથી વધુ સરસ ઈલાજ સરકાર કયો લઇ શકે? રજીસ્ટ્રારોની મદદ આપવાનો અર્થ ખુલ્લી રીતે એટલો જ થઇ શકે કે ખબરદાર! જો રૈયતમાંનો કોઇ આ કરારપત્ર સામે ચૂં કે ચાં કરશે તો તેને ૧૯૦૮–૦૯ ની માફક તેજ ક્ષણે જેલ ભેગો કરવામાં આવશે. સરકારનું વલણ જોઇને જ પ્રજાને એમ થાય કે અમારા ખરા રાજા નીલવરોજ છે, તેમની ઇચ્છા એ જ કાયદો. નીલવરોની સામે થવું એ આફતને આમંત્રણ મોકલવા બરાબર છે. સર ચાર્લ્સ બેલીએ ૧૯૧૨ માં નીલવરોને આપેલું

પ્રમાણપત્ર પણ રૈયતના સ્મરણમાં હજી તાજું જ હતું. એટલે સરકારના અમલદારો પાસેથી ન્યાય મેળવવાની આશા રૈયતને મન નરી બેવકૂફી જ હતી.

બેર. શરહબેશીના કરાર નીલવરોએ ફરજીઆત લખાવી લીધા હોય કે રૈયતે પોતાની અક્કલ–હોશિયારીથી એ બોજો પોતાનાં સંતાનો ઉપર લાદવાનું કબૂલ્યું હોય; તે ગમે તેમ હો, પણ એ રીતે મોતિહારી, તુરકૌલીયા, પીપરા, જલહા અને સિરની કોઠીવાળા કાયમી પટ્ટે અપાયેલાં ગામોની તમામ રૈયતે તે કરાર કબૂલ કરી લીધા. પરિણામે મોતિહારી કોઠીમાં એકર દીઠ રૂ. ૧–૬–૦ થી લઇ રૂ. ૧–૮–૦ સુધી મહેસુલ વધી ગયું. પીપરા કોઠીમાં એકર દીઠ ૧૫ આના અર્થાત્ સેંકડે ૭૫ રૂપીઆનું, તુરકૌલીયામાં એકર દીઠ સેંકડે ૫૦ રૂપીઆનું અને જલહામાં સેંકડે ૫૫ રૂપીઆનું મહેસુલ વધારી મૂકવામાં આવ્યું.*

રૂપીએ બે આનીથી વધારે મહેસુલ ઉઘરાવવાનો કોઠીવાળાઓને કાયદેસર હક્ક નથી છતાં આખા જીલ્લામાં સરેરાશ ૬૦ ટકા મહેસુલ વધારવામાં આવ્યું; કોઈ કોઈ દાખલામાં બરાબર બમણું મહેસુલ વધારી મૂકયું. મહેસુલ વધ્યું તે તો જાણે સમજ્યા, પણ પાછું ઉપરથી એમ કહેવામાં આવે કે રૈયતે પોતાની મરજીથી એ મહેસુલનો વધારો કબૂલ કર્યો એ તો કોઈ રીતે બુદ્ધિમાં ઉતરે એવી વાત નથી. હવે, આ શરહબેશીના બદલામાં રૈયતને શું મળ્યું એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. નીલવરોએ પોતે જ કબૂલ્યું છે કે એ શરહબેશીના બદલામાં ખેડુતોને ગળીથી મુક્તિ મળી. પણ એ વાત સદંતર જુઠી

---

*જુઓ, મિ. ડબલ્યુ. એસ. અરવિનનો તા. ૧૯–૧૦–૧૭ માં "ઇંગ્લીશમૅનમાં" પ્રકટ થએલો અને "અમૃતબઝાર પત્રિકાએ" તા. ૨૩–૧૦–૧૭ ના અંકમાં ઉતારી લીધેલો પત્ર.

છે એમ અમે આગળ જતાં સિદ્ધ કરીશું. હાલ તુરત એટલું જ કહેવું બસ થશે કે યૂરોપમાં મહાયુદ્ધનો દાવાનળ સળગ્યો અને ગળીની ખેતીથી લાભ થાય એવી આશા બંધાઇ કે તે જ વખતે કોઠીવાળાઓએ રૈયત પાસે ગળી નીપજાવવા કમર કસી. થોડા વખતને માટે, શરહબેશીના પ્રતાપે ૨૨,૦૦૦ એકર જમીનમાં જે ગળીનું વાવેતર તીનકઠિયા પદ્ધતિથી કરાવવામાં આવતું તે બોજો જરૂર હલકો થયો. પણ મિ. અરવિને પોતે જ મોતિહારી કોઠીના મેનેજર પાસે કબૂલ કર્યું હતું કે તેણે પોતાના કાયમી પટ્ટાવાળા ગામોમાં ખેડુતોને ગળીમાંથી મુક્ત કરી વાર્ષિક રૂપીઆ ૫૦ હજારની આવક ઉઘરાવી હતી અને એ રીતે તેણે કુલ ૧૦ લાખની મૂડી કરી લીધી હતી.* મિ. અર્વિન પાસે કુલ ૪૧ ગામ છે અને તેની વસ્તી ૪૧,૦૦૫ ની છે. તેમની પાસેથી શરહબેશીના રૂપમાં દરવર્ષે રૂા. પચાસ હજાર લઇ, પાંચ વર્ષ દરમીઆન રૂા. ૨,૫૦,૦૦૦ મહેસુલ ઉપરાંત ઉઘરાવ્યા હતા. એ જ રીતે પીપરા કોઠીએ પોતાની ૮ હજાર રૈયત પાસેથી શરહબેશી ઉઘરાવી સેંકડે ૯૫ ટકા વધારે મહેસુલ ભેગી કરી હતી. આ કોઠીની રૈયત બીજી રૈયત કરતાં વધારે સુખી છે એમ આજસુધી સરકારી અમલદારોનું માનવું હતું, પણ શરહબેશીની વસુલાત વખતે રૈયતે ભારે ખળભળાટ કરી મૂકયો હતો. જબરદસ્તીથી શરહબેશી વસુલ કરવામાં આવે છે એવી સેંકડો ફરીઆદો સત્તાવાળા પાસે પહોંચી હતી. તા. ૧૨-૧૨-૧૪ ને રોજ એક એવી ફરીઆદ લોભરાજસિંહ નામના ગૃહસ્થે કમિશ્નર સાહેબ પાસે રજુ કરી હતી. તેમાં ૭૦૦ ખેડુતોએ પોતાની સહીઓ આપી હતી. આ રીતે ફરીઆદ નોંધાવવા બદલ પીપરા કોઠીના મેનેજર મિ. ઈ. એન. નોરમને લોભરાજસિંહ તથા બીજા ૧૪ જણ ઉપર ઈજ્જતહાનિનો મુકદ્દમો માંડયો અને એ મુકદ્દમો દીવાની અદાલતમાં લઈ જવાને બદલે ફોજદારીમાં

---

* જુઓ ઇંગ્લીશમૅનમાં પ્રકટ થએલો, તા. ૧૯-૧૦-૧૭ નો પત્ર.

જ દાખલ કર્યો, કારણ કે નીલવરોને ફોજદારી મામલામાં વધારે સગવડ મળે છે. આ સગવડ કઇ જાતની હોવી જોઇએ તેનો વિચાર વાંચનારાઓએ પોતે જ કરી લેવાનો છે. લોભરાજસિંહ વિગેરેએ ખૂબ મહેનત કરી, પણ તે વખતના માજીસ્ટ્રેટ મિ. એચ. ઇ. બીલે આખરે આરોપીઓને ૬ મહિના સખ્ત કેદની અને રૂા. ૨૪,૦૦૦ દંડની સજા ફરમાવી દીધી. જીલ્લાજજ મિ. એ. ઈ. સ્કુપ પાસે તેની અપીલ કરવામાં આવી. તેણે માજીસ્ટ્રેટનો હુકમ રદ કરી આરોપીઓને છોડી મૂકયા. અપીલના ચુકાદાનો કેટલોક ભાગ અમે નીચે રજુ કરીએ છીએ, તે ઉપરથી શરહબેશીના જુલ્મનો કંઇક ખયાલ આવી શકશેઃ—

"અપીલ દાખલ કરનારાઓ કહે છે કે કબૂલાતનામા કરાવવામાં કોઠીના નોકરચાકરો અને ઉમેદવારો, જેઓને સામાન્ય રૈયત કોઠીના પ્રતિનિધિ સમજે છે તેમણે વસ્તી ઉપર રીતસર જુલમ કર્યો હતો. ખાસ કરીને તેમણે ત્રણ પ્રકારની જાસ્તી ગુજારી હતીઃ (૧) જયાંસુધી ખેડૂતો કબૂલાત ન લખી આપે ત્યાં સુધી તેમને ખેતરમાં ખેતી કરવાની રજા ન મળે, (૨) જે ઓરતના સ્વામી અથવા વાલી, કબૂલાત લખી આપવાના ડરથી નાસી ગયા હતા તે ઓરતોને પકડી તેમની પાસે સહી કરાવવામાં આવી, (૩) ફોજદારી મુકદમાઓ ચલાવવામાં આવ્યા. આ બધી બીના ઉપર વિચાર કરતાં એટલું ચોખ્ખું જણાય છે કે કોઠીના મેનેજરની મરજી હોય કે ન હોય પણ કોઠીના નોકરચાકરોની રીતભાત તદ્દન જૂદી જ હતી. ફરજીઆત ગળી વાવવાને બદલે આવા કરાર લખાવી લેવામાં કોઠીને દેખીતો લાભ હતો એમાં કોઇ જાતનો શક નથી. એટલે કોઠીના નોકરો રૈયત ઉપર દબાણ ચલાવી કબૂલાતો લખાવી લે એ અસંભવિત નથી. પુરાવા ઉપરથી સાફ સાફ જણાય છે કે કબૂલાતો લખાવી લેવા માટે રૈયતને ખેતી કરતી અટકાવવામાં આવી હતી અને તેથી કરીને રૈયતે જો કમિશ્નરને અરજી કરી હોય તો તેમાં તેમણે બિલ-

કુલ ગેરવાજબી નથી કર્યું. કારણ કે કબૂલાતો લખાવી લેવામાં એથી વધારે ખરાબ બીજું કોઈ દબાણ ન હોઇ શકે. રૈયતે એ દબાણને વિષે જે વિશેષણો વાપર્યાં છે તે પણ ઉચિત જ છે...ઓરતો પાસે કબૂલાતો લખાવી લીધાનું જે બ્યાન રૈયતે રજુ કર્યું છે તેના પુરાવા પણ તેમણે આપ્યા છે. અને તે સંબધે કોઠીવાળાઓએ પણ કબૂલ કર્યું છે કે પહેલાં દરેક કબુલાત એક પુરૂષના નામ ઉપર લખવામાં આવી હતી અને પાછળથી એ પુરૂષનું નામ છેકી તે જગ્યાએ એક ઓરતનું નામ દાખલ કરવામાં આવ્યું હતું અને આખરે એ ઓરતે જ રજીસ્ટરી કરી આપી હતી......કોઠીની આ પ્રકારની રીતભાત કદાચ વાંધા પડતી ન હોય તોપણ આટલીબધી ઉતાવળ કરવાનું કંઇ કારણ સમજાતું નથી. પુરૂષોના આવવા સુધી કોઠીવાળાઓએ રાહ કેમ ન જોઇ તે પણ નથી સમજાતું."

તુરકૌલીયા કોઠીમાં પણ એ જ રીતે શરહબેશીની રકમ વસુલ થઈ હતી અને લગભગ ૯-૧૦ હજાર ખેડુતોને એવી કબૂલાતો લખી આપવી પડી હતી. કેટલાકોને આ શરહબેશીની રીત ચોખ્ખા અન્યાયી લાગવાથી તે રદ કરવા ૯ મુકદ્દમા દીવાની અદાલતમાં દાખલ કર્યા. કોઠીવાળાઓએ મુકદ્દમો લડવા માટે મ્હોટી તૈયારી કરી અને મિ. પી. સી. માનુક, કે જે પટના હાઇકોર્ટના એક પ્રસિદ્ધ બારિસ્ટર છે અને જે સરકારી એડવોકેટ હોવા ઉપરાંત થોડો વખત હાઇકોર્ટના જજ્જ તરીકે કામ કરી આવ્યા છે તેમને રોકી લીધા. મુકદ્દમો બહુ લાંબો ચાલ્યો. ગરીબ રૈયત ભારે ખર્ચાળ વ્યવસ્થા કરી શકે એમ ન્હોતી. રૈયત હારી ગઇ. પછી જ્યારે જીલ્લાજજ્જ મિ. શીપશેંક પાસે તેની અપીલ નીકળી ત્યારે તેમણે પોતાના તા. ૧૫-૩-૧૭ ના ફેસલામાં ૯ માંથી ૫ જણની પાસે શરહબેશી વસુલ કરવાના કામને ગેરકાયદે જણાવી, બાકીના ચાર પાસેથી વસુલ કરવાનું કાયદેસર જણાવ્યું. પેલા પાંચ જણને શરહબેશીથી મુક્ત

રાખવાનું કારણ એટલું જ કે તેમની પાસે ગળી નીપજાવવાનો કોઠીને કંઇ હક્ક હોય એવો પુરાવો રજુ થઇ શક્યો નહોતો. આ ફેંસલાથી રૈયત તેમજ કોઠી બન્નેએ નારાજ થઇ હાઇકોર્ટમાં અપીલ કરી. પણ તે જ વખતે ચંપારણ્ય એગ્રેરીઅન ઍક્ટ પાસ થવાના સબબે એ મુકદ્દમો ચાલી ન શક્યો. છતાં આ બધી હકીકત ઉપરથી એટલું તો જણાશે જ કે ખેડુતો પાસે ગળી નીપજાવવાનો કોઠીને હક્ક હતો એમ પુરવાર કરવાનું કામ કોઠીને માટે કંઇ સહજ ન હતું. વધારામાં એમ પણ કહી શકાય કે જેમની પાસેથી શરહબેશી લેવામાં આવતી હતી તેમાં સેંકડે ૬૦ ખેડુતો એવા હશે કે જેમની શરહ-બેશી તદ્દન ગેરકાયદે ઠરાવી શકાય. બાકી ઇન્સાફ અને અત્યાચારની વાતને તો અત્યારે જવા જ દઇશું.

જલહાકોઠીનું કારસ્થાન પણ જાણવા જેવું છે. અમે આ કોઠીને વધારે અગત્ય આપીએ છીએ તેનું એક કારણ એ પણ છે કે તેના અત્યારના માલિક અને મેનેજર મિ. જે બી. જેમ્સન સા-હેબ નીલવરોના પ્રતિનિધિ તરીકે બિહારની વ્યવસ્થાપક સભામાં બિરાજે છે, અને ચંપારણ્ય એગ્રેરીઅન કમિટીના વિષયમાં તેમણે કહ્યું હતું કે કમિટીએ નિષ્પક્ષપાતપણે પૂરો વિચાર નથી કર્યો. તે વખતે સરકાર સામે તેણે કેટલાક આક્ષેપો પણ કર્યા હતાં. હવે આ સાહેબ પોતે કેવી સિફતથી પોતાનો કારભાર ચલાવે છે તે આપણે જરા જોઇ લઇએ.

જલહાકોઠીને લાગ્યું કે રૈયત પાસેથી શરહબેશી લેવી એ ગેર-કાયદે છે. કારણ કે જો ૨૯ મી કલમના ત્રીજા અપવાદ પ્રમાણે બધું રીતસર ન ઉતરે તો કદાચ ખેડુતો અદાલતમાં દોડી જાય અને અદાલત કાચી ઘડીમાં શરહબેશી અટકાવી શકે. આમ વિચારી તેમણે એક નવું જ તરકટ રચ્યું, જેથી શરહબેશી સહિસલામત રહે.

ઉપર કહી ચૂકયા છીએ કે જે ખેડુત એક ખેડુત તરીકેના હક્ક ધરાવે છે તેમનું મહેસુલ માલેક કોઇ રીતે ન વધારી શકે. નવી જમીન કોઇ રૈયતને લેવી હોય તો તેની સાથે માલેક મરજીમાં આવે તેવા કરાર કરી શકે અને મહેસુલ પણ ઇચ્છાનુસાર વધારી શકે. મતલબ કે નવા દસ્તાવેજ કરવા હોય તો રૈયત અને માલેક પોતાને ફાવે તેવી સરત કરે. જલહાકોઠીએ પોતાની રૈયતના ખેડુત તરીકેના હક્ક રદ કરી, તમામ રૈયત સાથે નવા દસ્તાવેજ કરવાની જુક્તિ રચી. આ જુક્તિથી કોઠી મનમાન્યું મહેસુલ ઉઘરાવી શકે, અને પેલો કાયદો પણ આઘો રાખી શકાય. પરંતુ રૈયતના ખેડુહક્ક ઉપર શી રીતે તરાપ મારવી એ એક મ્હોટો સવાલ તેમને ખટકયા કરતો હતો. એ હક્ક પડાવી લેવાની માલેકને કશી સત્તા નથી હોતી. અલબત્ત, રૈયતના દિલમાં અમુક ખેતર અથવા જમીન મૂકી દેવાનું આવે તો તે તે જ ઘડીએ ખેતર મૂકીને ચાલી નીકળે. પણ માલેકથી તેને તે જમીન છોડી જવાનું એકદમ શી રીતે કહી શકાય ? કાયદો રૈયતને રક્ષણ આપવા માટે હતો. તેમાં એટલી છૂટ તો રૈયતને હોવી જ જોઇએ, નહીંતર માલેકો તેમનું લોહી અને હાડ પણ ચૂસી લે. પરન્તુ કાયદો કરતી વખતે જે વાત ધારાશાસ્ત્રીઓની કલ્પનામાં પણ નહીં આવી હોય તેવી વિચિત્ર તદબીર કોઠીવાળાઓને સૂઝી આવી. તેમણે પોતાની બધી રૈયતને પોતપોતાના ખેતરનાં રાજીનામાં આપવાની આજ્ઞા ફરમાવી દીધી. કોઠીવાળાઓ કહે છે કે રાજીનામાં આપવાનું કહેણ પહોંચતાં જ ખેડુતો એકદમ દોડી આવ્યા અને રાજીખુશીથી પોતપોતાની જમીનનાં રાજીનામાં ભારે ઉત્સાહથી લખી આપ્યાં ! એટલું જ નહીં, પણ પાછી એ જ જમીન પોતાના સગાવ્હાલાને નામે વધારે મહેસુલ ભરવાની કબૂલાત સાથે ચડાવી દીધી.

જે નીલવર સાહેબો ગળીના કરાર બળાત્કારથી લખાવી શકે, જે સાહેબો શરહબેશીના કબૂલાતનામા ઉપર પરાણે સહીઓ કરાવી શકે,

તે સાહેબો રૈયત પાસેથી રાજીનામાં પણ લઇ શકે એમાં શી નવાઇ ? એક એક દિવસમાં સંખ્યાબંધ માણસોએ પોતાની જમીનનાં રાજીનામાં કોઠીવાળાના કદમમાં ધરી દીધાં. ભોગજોગે આ બાબતને લગતો એક મુકદ્દમો અદાલતમાં ગયેલો ત્યારે મુન્સફ સાહેબે કહેલું કે આ રાજીનામાં જબરદસ્તીથી લખાવી લીધેલાં છે. તેમના તા. ૩૦-૭-૧૭ ના ફેંસલાથી કોઠીનું કાવતરૂં ખુલ્લું પડી જાય છે. તેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

" રાજીનામું જોવાથી જણાય છે કે તે એક છાપેલું ફારમ છે. તેમાં જલધારીની પોતાની સહી નથી. બેશક કોઇ એકની અંગુઠાની છાપ તેની ઉપર છે ખરી. પરંતુ તે કોના અંગુઠાની, તે કંઇ લખ્યું નથી. વાદીએ રાજીનામાની આખી ચોપડી રજુ કરી છે. એક વર્ષમાં કેટલાં રાજીનામાં આવ્યાં તે બધાં પટવારી પાસે ગણાવી જોયાં. અને સાક્ષીએ એકે એક પાનું ગણી કહ્યું કે ગામના ૧૨૫ ખેડુતમાંથી ૯૫ જણે તે જ સાલ રાજીનામાં આપ્યાં. વાદીનો પોતાનો સાક્ષી કબૂલ કરે છે કે જ્યાં સુધી ખેડુત વીઘા દીઠ દોઢ રૂપીઓ વધારાનો ન કબૂલે ત્યાં સુધી તેને ખેતર ખેડવાની રજા ન મળે. જળધારીએ એ રૂા. દોઢની ખાતર જ પોતાની જમીનનું રાજીનામું આપ્યું હતું. જો રાજીનામાનું એ જ એક માત્ર કારણ હોય તો ખેડુત વાદી પાસેથી ફરીવાર એ જમીન ન લે. પણ ખૂબી એ છે કે રૈયત એકવાર રાજીનામું આપી પાછી તેને તે જ જમીન લઇ લે છે. હા, એટલો ફેર તો જરૂર પડે છે કે રાજીનામા પછી લીધેલી જમીન માટે તેને બમણું મહેસુલ ભરવું પડે છે. સાક્ષીના કહેવા પ્રમાણે તે ગામમાં માત્ર ૪ માણસો સિવાય તમામ રૈયતનું મહેસુલ વધારવામાં આવ્યું હતું અને એ ૪ સિવાય બાકીના બધાને રાજીનામાં આપવાં પડયાં હતાં. રાજીનામાનો એ ચેપી રોગ આખા ગામમાં શી રીતે ફેલાયો તેનું સાક્ષીએ કંઇ કારણ રજુ કર્યું નથી.

જે જમીનની સાથે પોતાનો કંઇ સંબંધ ન રાખવાનો હોય તે જમીનનું જ રાજીનામું અપાય, પણ આ રાજીનામાં તો વિચિત્ર પ્રકારનાં છે. જલધારી તા. ૯–૪–૧૩ ને રોજ રાજીનામું આપે છે અને પાછો તા. ૧૦–૪–૧૩ ને રોજ તે તેમ જ તેના બીજા સાથીઓ પોતાની જૂની જમીન પોતાના કબજામાં લે છે. આ રાજીનામાનો રિવાજ દાખલ થવાનું કારણ પટવારીના બયાનથી સમજાય છે. તે કહે છે કે ગળાથી છૂટકારો મેળવવા માટે રૈયત પોતે રાજીખુશીથી વીઘા દીઠ દોઢ રૂપીઓ વધારાનો કબૂલી લે છે. એટલે કે ખેડુત ગળાથી છૂટકારો મેળવે છે તે આ રાજીનામાના પ્રતાપે નહીં પણ વધેલા મહેસુલના જ પ્રતાપે, એમ કહી શકાય. કાયદાની ચુંગાલમાંથી બચવા માટે રાજીનામાનો રસ્તો એક અચ્છો ઇલાજ છે...... ............બંગાળ ટેનન્સી ઍકટને વ્યર્થ બનાવવાનો આ એક હલકો પ્રપંચ છે.''

મુન્સફ સાહેબ પોતાના ચુકાદામાં કહે છે તેમ ખરેખર એ વખતે રાજીનામાએ એક ચેપી રોગનું જ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. એ રીતે જલહાકોઠીએ વીઘા દીઠ રૂ. ૧ાા વધારે લઇ ૫૫ ટકા મહેસુલ વધારી દીધું. ત્રણ વર્ષ સુધી એ પ્રમાણે શરહબેશી વસુલ થઇ. પણ પાછળથી મિ. જેમ્સનને લાગ્યું કે આમ વર્ષે વર્ષે આ ગેરકાયદે ઉઘરાવવું એમાં તો એક મ્હોટું જોખમ છે. કારણ કે રખેને જો કોઈ ખેડુત અદાલતનો આશરો લે તો ફજેતી થયા વિના ન રહે. એટલે તેણે રૈયતને શરહબેશીમાંથી છૂટા કરવા બદલ ઉચક રોકડ રકમ લેવાની શરૂઆત કરી. મિ. જેમ્સને પોતે જ કમિટી પાસે કહ્યું હતું કે જેઓએ શરહબેશી કબૂલી હતી તેમની પાસેથી તેણે ૨૬૦૦૦ રૂપીઆ વસુલ કર્યા હતા. વધુમાં તે કહે છે કે રૈયત પોતાની રાજીખુશીથી એ રૂપીઆ ભરી ગઇ હતી. આનું તે એક વિચિત્ર કારણ રજુ કરે છે. તે જણાવે છે કે રૈયતની પાસે મહેસુલ

ભરવા જેટલા પૂરા પૈસા ન્હોતા, કારણ કે છેલ્લાં બે વર્ષ દરમીઆન પાક જેવો જોઇએ તેવો ઉતર્યો ન્હોતો. છતાં ખૂબી એ છે કે જે રૈયત પોતાનું મહેસુલ ભરવાને અશક્ત હતી તે જ રૈયત પોતાની રાજીખુશીથી તાવાનના * ૨૬૦૦૦ રૂપીઆ ભરવા તૈયાર થઇ ગઇ અને ૮ થી ૧૦ હજાર રૂપીઆ રોકડા ધરી દઇ બાકીને માટે ખાતાં પણ પાડી દીધાં. ખરેખર ચંપારણ્યની રાંક રૈયતને, આ બધું જોતાં, આપણે દાનવીર રાજા હરિશ્ચંદ્રની અને ચંપારણ્યના નીલવરોને આ પૃથ્વીના મહર્ષિ વિશ્વામિત્રની જ ઉપમા આપવી ઘટે. આ વાત કાયમી પટ્ટાવાળાં ગામોની થઇ, પણ જે ગામો થોડા વખતને માટે પટ્ટે લેવાયાં હતાં ત્યાં પણ એ જ રીતે તાવાનના લગભગ રૂ. ૨૬૦૦૦ નીચોવી લીધા. આ રીતે આ એક ન્હાનકડી કોઠીએ ૧૯૧૨ થી ૧૯૧૫ સુધીમાં શરહબેશી અને તાવાનમાં રૈયતના ૫૨ હજાર રૂપીઆ ચૂસી લીધા. મિ. જેમ્સનના સફાઇદાર કારભારની સમાલોચના આગળ ઉપર રાખી, બીજી કોઠીઓનાં કરતૂત તરફ પણ જરા નજર કરી લઈએ.

ગળીનું વાવેતર બંધ થવાથી ઘણી કોઠીઓ પાસે પોતાની સીધી માલેકીવાળી જીરાતની જમીન પડતર પડી હતી. કોઠીવાળાઓએ આ જીરાતની જમીન થોડી થોડી કરી બધી રૈયતને ભાગે આવે તેમ વહેંચી દીધી. આમ કરવાનું કારણ એટલું જ કે ખેડુતની મૂળ જમીન સાથે આ જીરાતની જમીન ભેળવી દઇ જીરાતનું મહેસુલ મરજીમાં આવે તેટલું વધારી મૂકવું. ખેડુતની મૂળ જમીન ઉપરનું મહેસુલ તો કાયદાની રૂએ વધારી શકાય તેમ ન્હોતું જ, તેમ શરહબેશી અને તાવાનમાં પણ ગેરકાયદે ઠરવાનું પૂરેપૂરૂં જોખમ હતું, એટલે કોઠીવાળાઓએ આ નવો અપૂર્વ ઉપાય કામે લીધો.

* શરહબેશીમાંથી છૂટવા જે ઉચક રોકડ રકમ આપવામાં આવે તેને તાવાન કહે છે.

એક દાખલો લેવાથી આ પ્રપંચ વધારે સ્પષ્ટ થશે. એક ખેડુત પાસે ખેડુહકવાળી ૨૭ વીઘા જેટલી જમીન છે, તેનું મહેસુલ તે લગભગ રૂા. ૬૦ ભરે છે. હવે તેની જૂની જમીન સાથે કોઠીવાળાએ જીરાતની બીજી તેટલી જ જમીન ભેળવી દીધી. આ જમીનનું મહેસુલ ખરી રીતે તો મૂળ ખેડુહકની જમીન જેટલું જ—અર્થાત્ રૂા. ૬૦ નું જ હોવું ઘટે; પણ વાચકો અચંબો પામશે કે પાછળથી ઉમેરેલી આ જમીનનું મહેસુલ બમણું—તમણું કે ચારગણું નહીં પણ બારગણું લેવામાં આવતું; એટલે કે ખેડુત પોતાના ૨૭ વીઘાનું મહેસુલ રૂા. ૬૦ લગભગ ભરે જ્યારે કોઠીની એટલી જ જમીનનું મહેસુલ તેને નસીબે રૂા. ૬૫૬ જેટલું ભરવાનું આવે! નવા કાયદાનું ગળું ઘૂંટવા કેવી વિચિત્ર જાળ નીલવરોએ ફેલાવી હતી તેનો આ એક નમૂનો છે! જીરાતની જમીન કેટલીક તો એવી હતી કે જેમાં કોઇ દિવસ પાણી સૂકાતું જ નહીં, અર્થાત્ જ્યાં ખેતી થઇ જ શકે એમ ન્હોતું; છતાં તેનું બારગણું મ્હેસુલ! કેટલીક જમીન એવી હતી કે જે ખેડુત કદિ નજરે ભાળી પણ ન શકે, તેનું પણ તેટલું જ ગજબ મહેસુલ! અને કેટલીક જમીનનું નામનિશાન ન હોય છતાં તેનું સૌથી વધારે મહેસુલ ભરવું પડે! કારણ કે રૈયત તો મનમાં સમજતી જ હતી કે સાહેબ—દેવોને આપણે હરકોઇ પ્રકારે નૈવેદ્ય ધરવાનાં છે, પછી તે કઈ વિધિએ લે છે એનો આપણે વિચાર શા સારૂ કરવો જોઇએ?

ખેડુતને ગળીના વાવેતરમાંથી મુક્તિ આપવા બદલ નીલવરો જે અમુક ઉચક રકમ રૈયત પાસેથી લેતા તેને તાવાન કહે છે એમ ઉપર કહેવાઈ ગયું છે. હવે સવાલ એ છે કે નીલવરોને ખેડુતો પાસે ગળી પેદા કરાવવાનો હક કોણે અને ક્યારે આપ્યો? બેતીયા રાજ્યે ઈ. સ. ૧૮૮૮ માં કાયમી પટ્ટે પોતાનાં અમુક ગામ નીલવરોને લખી આપ્યાં તે પહેલાં બેતીયા રાજ્ય ખેડુતો ઉપર એવો કોઈ હક

ધરાવતું નહોતું. નીલવરો ગામનો કબજો લીધા પછી ધારે તેવા આપખુદ ધારા બાંધી, ખેડુતોને ચૂસી શકે, પણ જે હક્ક ખુદ બેતીયા રાજ્યને નહોતો તે હક્ક નીલવરોએ કયાંથી મેળવ્યો એ વાત હજી કોઈ સમજી શકયું નથી. થોડા વખત માટે પટ્ટે જમીન લેનાર નીલવરોને તો તેવો કોઇ હક્ક હોઇ જ ન શકે. છતાં આ બન્ને પ્રકારના પટ્ટાવાળાઓએ ખેડુતો પાસેથી 'તાવાન'ની મોટી રકમો વસુલ કરી હતી.

'તાવાન'ની રકમ નક્કી કરવાની રીત પણ દરેક કોઠીવાળાની સાવ સ્વતંત્ર હતી. કોઈ કોઠીવાળા વીઘા દીઠ રૂ. ૫૦ તો કોઈ ૬૦, તો કોઇ રૂ. ૧૦૦ સુધી પડાવતા. જીલ્લાભરમાં બહુ બહુ તો સરેરાશ ૫૦ કે ૬૦ એકર જમીન એવી હશે કે જે જમીનના ખેડુત પાસેથી, ગળીની મુક્તિ બદલ અમુક રકમ નીલવરો લઈ શકે. હિસાબ કરતાં જણાયું છે કે આ ૬૦ એકર બદલ નીલવરોએ રૈયત પાસેથી ૧૦,૮૦,૦૦૦ રૂપીઆ તાવાનના વસુલ કર્યા હતા. રોકડા મળે ત્યાંસુધી ઉધાર કોઇ ન રહેવા દે. નીલવરોએ પણ બને ત્યાં સુધી ખેડુતો પાસેથી રોકડ રકમ જ લીધેલી અને તે માટે તેમનાં રાચરચીલાં પણ હરાજ કરેલાં. બાકીની રકમ માટે તેમને ખાતાં કરી આપવાં પડયાં અને તે ખાતાં વસુલ ન થાય ત્યાં સુધી તેની ઉપર નીલવરોનું વ્યાજ ચડયાં કરે! ખેડુતોએ જે ખાતાં પાડી આપેલાં તેમાં તેમની પાસે એવું હડહડતું ખોટું લખાવી લેવામાં આવેલું કે આ રકમ અમે અમારા ઘરખરચને માટે અથવા વિવાહને માટે કે કારજને માટે કોઠી પાસેથી ઉછીની લીધી છે. મોતિહારી કોઠીના મેનેજર મિ. અરવિને કબૂલ કર્યું છે કે તેણે એવી રીતે વીઘા દીઠ રૂ. ૭૫ લેખે કુલ ૩,૨૦,૦૦૦ રૂપીઆ રૈયત પાસેથી વસુલ કર્યા હતા. મિ. જેમસને પોતાના કાયમી હક્કવાળા ગામોમાં શરહબેશી ઉપરાંત રૂ. ૨૬૦૦૦ રૂપીઆ તાવાનના વસુલ કર્યા હતા, અને અમુક મુદત માટે અપાયેલા ગામોમાંથી વીઘા દીઠ રૂ. ૫૫ લેખે

લગભગ રૂ. ૨૬૧૨૫ વસુલ કર્યાં. આમાં ૧/૩ રોકડ અને ૨/૩ માટે ખાતાં પડાવી લીધાં. બેલવા કોઠીના વ્યવસ્થાપક તરીકે મિ. જેમ-સને પોતાની જુબાનીમાં કહેલું કે બેલવાની રૈયત પાસેથી તાવાનની રકમ ઉઘરાવવાનો તેને કશો જ હક્ક નહતો છતાં તેણે વીઘા દીઠ ૭૫ થી ૮૦ રૂપીઆ લઇ કુલ રૂ. ૧,૨૮,૦૦૦ વસુલ કર્યાં હતા. આ પ્રમાણે તાવાન વસુલ કર્યાં પછી તેણે તે કોઠી બીજા એક નીલવરને વેચી મારી. પછી જ્યારે ચંપારણ્ય એગ્રેરિયન કમિ-ટીએ તાવાનની ૧/૪ રકમ રૈયતને પાછી આપવાની આજ્ઞા ફરમાવી ત્યારે બીચારી રૈયતને એક રાતી પાઇ સરખી પણ ન મળી. કારણ કે મિ. જેમસન વિગેરે તે કોઠીથી છૂટાછેડા કરી ક્યારનાય ચાલી નીકળ્યા હતા. નવા માલેક પાસેથી તેટલી રકમ આપવાનું સરકારને ગેરમુનાસિબ લાગ્યું, એટલે રાંક રૈયત હાથ ઘસતી જ બેસી રહી !



(૭)

# સરકારે શું કર્યું?



૧૯૧૨-૧૩ માં ચંપારણ્યની રૈયતે પોતાનાં દુઃખો જાહેર કરવા બને તેટલી અરજીઓ કરી. સરકારે એ અરજીઓનો નિવેડો લાવવાને બદલે નીલવરો અને રૈયત વચ્ચેનો સંબંધ ઘણો સંતોષકારક હોવાનું જણાવી છેવટ સુધી આંખ આડા કાન કર્યા. સોનપુરના મેળા વખતે સર ચાર્લ્સ બેલીએ હોંશમાં આવી જઈ આપેલું પ્રમાણપત્ર વાચકો ભૂલી નહીં ગયા હોય. એજ બેલી સાહેબ જ્યારે ૧૯૧૩ ના ફેબ્રુઆરી મહિનામાં ફરી ચંપારણ્ય પધાર્યા ત્યારે રૈયતે ફરી પોતાનાં દુઃખ જાહેર કર્યા. નમૂના તરીકે રૈયત તરફની ત્રણ અરજીઓનો સારાંશ અમે નીચે આપીએ છીએ:—

### નમૂનો ૧

મૌજે ગવન્દરા, ટપ્પા હરિહરા, જીલ્લા ચંપારણ્યની પ્રજાની નમ્ર અરજ—

(૧) અમે—આપના અરજદારો ગામ ગવન્દરાના ખેડૂતો છીએ, આ ગામ ગવંદરા કોઠીના હવાલામાં પટ્ટે અપાયું છે.

(૨) આજ સુધી અમે કોઠીને માટે વીઘાદીઠ ત્રણ ગુંઠામાં ગળી વાવતા હતા, જો કે અમે તેમ કરવા બિલકુલ રાજી ન્હોતા, પણ દુઃખ અને અત્યાચારથી ડરીનેજ અમારે તેમ કરવું પડતું.

(૩) ગળીની કિંમત ઘટી જવાથી કોઠી હવે ગળી નીપજાવવાનું બંધ કરવા માગે છે અને અમને ગળીમાંથી મુક્તિ આપવાનું બ્હાનું બતાવી અમારી પાસેથી ૬૦ રૂપીઆના હિસાબે વધારાનો કર વસુલ કરવા માગે છે.

(૪) અમારે માથે ગળી નીપજાવવાનો જે ભારે બોજો નાખવામાં આવ્યો છે તે સાવ નિષ્કારણ છે. અમને તેનાથી છૂટકારો મળવો જોઇએ. એ છૂટકારા બદલ કંઈ રૂપીઆ માગવાનો કોઠીને જરાય હક્ક નથી.

(૫) "તાવાન" લેવાનો કોઠીને બિલકુલ અધિકાર નથી, છતાં કોઠીવાળા રૈયત પાસેથી જબરદસ્તીથી તે કર વસુલ કરે છે. અમારામાંના ઘણા પાસે તે બાબતનાં ખાતાં પડાવી લીધાં છે. ખરેખર, અમે એથી ત્રાસી ગયા છીએ.

(૬) સાધારણ રીતે અમે અમારૂં રક્ષણ કરી શકીએ તેમ નથી. તેથીજ નછૂટકે આપની સેવામાં આ અરજપત્ર રજુ કરીએ છીએ. અમને આશા છે કે સરકાર અમને આશરો આપશે.

(૭) અમે મોતિહારીમાં હાજર રહીએ છીએ. અમારાં જે દુઃખો લખ્યાં લખાય તેમ નથી તે, આપનો હુકમ મળતા રૂબરૂમાં આવી નિવેદન કરવાની અભિલાષા રાખીએ છીએ.

## નમૂનો ૨

(૧) મોજે ફેનહરા, પરશુરામપુર, રૂપૌલિયા, જમુનિયા, નસીબા, ઇબ્રાહીમપુર તથા પરસૌનીની રૈયતની નમ્ર અરજ—

(૨) અમે અરજદારો પરસૌની કોઠીના હવાલામાં છીએ અને કોઠીવાળાના જુલમોથી ગળે આવી ગયા છીએ. આપના પધારવાથી અમારાં દુઃખોનો આરો આવશે એવી આશા રાખીએ છીએ.

(૩) વીઘાદીઠ ત્રણ ગુંઠામાં અમારા બાપદાદાના વખતથી અમારે ગળી વાવવી પડે છે. આ રિવાજ બિલકુલ બેકાયદે અને ગેરવ્યાજબી છે, છતાં તેને કાયદેસર બતાવવા કોઠીવાળાઓએ અમારી પાસે ખતપત્ર લખાવી લીધાં છે. બેઆબરૂના ભયથી જ અમારે તે કબૂલ રાખવાં પડયાં છે. જો એમના હુકમ પ્રમાણે ન વર્તીએ તો અમારૂં સત્યાનાશ નીકળી જાય.

(૪) ગળીના ખત પછી અમારે અમારાં ગાડાંનાં પણ એજ રીતે ખત લખી આપવાં પડયાં છે.

(૫) કમનસીબે ગળીના ભાવ સાવ બેસી ગયા છે તેથી બીજી કોઠીઓની સાથે પરસૌની કોઠીએ ગળીનું વાવેતર બંધ કર્યું છે.

(૬) વાર્ષિક રૂા. ૬–૮–૦ અથવા વીઘાદીઠ રૂા. ૧૦૦ લઇ ગળીના વાવેતરમાંથી અમને મુક્તિ આપવાનું કોઠીવાળા કહે છે. એ રીતે વીઘાદીઠ રૂા. ૨–૮–૦ નો કર અમારે માથે વગરફોગટનો લાદવામાં આવે તો અમે ખુવાર થઈ જઇએ.

(૭) એ કર કોઠી અમારી પાસેથી બળજોરીથી વસુલ કરે છે અને ખોટેખોટા ફોજદારી મુકદમાઓ ઉભા કરી અમને હેરાન કરે છે. કોઠીવાળાના નોકરો અમારા જાનવર કોંડમાંથી છોડીને લઇ જાય છે અને જ્યાં સુધી અમે ભારે દંડ ન ભરીએ ત્યાં સુધી ડબ્બામાં

પૂરી રાખે છે. અમારા અંદર અંદરના ન્હાનામ્હોટા કજીઆટંટા-માંથી પણ કોાડી નફો કરવાની હંમેશાં ઉમેદ રાખે છે. કેટલીકવાર ખોટાં ખોટાં બ્હાનાં કાઢી સરકારી પોલિસ અને અસ્પર્શ્ય જાતિના માણસોને અમારે આંગણે બેસાડે છે અને એ રીતે અમને જેટલા દબાવાય તેટલા દબાવે છે.

(૮) જીલ્લા માજીસ્ટ્રેટને અમે એકવાર અરજી આપી હતી, પણ તે અરજી કાયદેસર નથી એમ કહી તેમણે તે કાઢી નાંખી હતી. તે પછી અમે કમિશ્નર સાહેબને એક અરજી આપી. તેમણે કોઇ પણ એક ચોક્કસ મુદ્દા ઉપર ફરિયાદ કરવામાં ન આવે ત્યાં સુધી એ બાબત કંઇ ન થઇ શકે એમ જણાવ્યું. છતાં અમારી સ્થિતિ વિષે તપાસ કરવાનું તો તેઓ પણ કબૂલે છે.

(૯) જો કે કમિશ્નર સાહેબ અમારી પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે પણ તેથી અમારી દશામાં કંઇ ફેર પડતો નથી. જીલ્લા માજીસ્ટ્રેટ અમને કોઇ એક ખાસ મુદ્દા ઉપર મુકદમો માંડવાની સલાહ આપે છે, પણ અમે તેમ કરવાને શક્તિવાન નથી. અમે પૂરો વિચાર કર્યા વિના કોાડી સામે મુકદમો લાવીએ અને ભાગ્યજોગે તેમાં પાછા પડીએ તો કોાડીવાળા ખોટા આરોપ મૂકવા બદલ અમારી સામે મુકદ્દમો ચલાવી અમને બરબાદ કરી મૂકે.

(૧૦) આપની પધરામણીની તક લઇ અમે અમારી દુઃખ-કહાણી આપની હજુરમાં રજુ કરી છે. આપ અમને કોાડીવાળાના જુલ્મોમાંથી બચાવી લેશો એવી આશા રાખીએ છીએ. અમારી પાસેથી જે તાવાન તદ્દન ગેરકાયદે વસુલ કરવામાં આવે છે તે અટકાવવાનો આપ સાહેબ જીલ્લા ઑફિસરને હુકમ ફરમાવશો તો અમને બહુ સુખ અને શાંતિ પ્રાપ્ત થશે.

## નમૂનો ૩

મૌજે મધુબની, ઢાકા થાણાની રૈયતની નમ્ર અરજ—

અમે અરજદારો નીરપુર કોઠીના કબજામાં છીએ. કોઠીવાળા ગળીમાંથી મુક્તિ આપવાના બ્હાને અમારી વાર્ષિક મહેસુલ વધારવા માગે છે. ગળી વાવવાનો બોજો અમારે માથે તદ્દન નકામો અને ગેરકાયદે હોઇ, સરકારી અદલ ઈન્સાફની પ્રતિષ્ઠાની ખાતર અમને તે બોજામાંથી બચાવી લેવા જોઇએ. ગળીના વાવેતરમાંથી અમને મુક્તિ મળે અને તેને બદલે અમારૂં મહેસુલ વધી જાય તો ઉલમાંથી ચૂલમાં પડવા જેવી અમારી દશા થાય. અને તેથી અમે કોઠીના એ પ્રકારના હુકમને માનવા તૈયાર નથી.

પણ કોઠીવાળા તો અમને એક લાકડીએજ હાંકવા માગે છે. તેના અમલદારો અને નોકરચાકરો અમને અનેક પ્રકારની ધમકી આપે છે. અમારો બચાવ કરવા અમે જીલ્લાઓફિસરને એક વાર અરજ કરી, પણ તેનું પરિણામ એ આવ્યું કે ફોજદારી કાયદાની ૫૦૦ મી કલમ પ્રમાણે અમારી ઉપર કામ ચલાવવામાં આવ્યું. અમારી વાત ગમે તેટલી સાચી હોય તોપણ કોઠીવાળાની વિરૂદ્ધમાં તે પૂરવાર કરવાનું કામ કેટલું મુશ્કેલ છે તેનો આપ નામદાર સારી રીતે ખ્યાલ કરી શકશો. એવા કેટલાક મુકદમા છે કે જેની અંદર માત્ર રૈયતને જ સજા થઇ હોય. અત્યારે પણ અદાલતમાં કેટલાક મુકદમા ચાલી રહ્યા છે, પણ તેનો ઢંગધડો જોતાં તેના ફેંસલા વિષે અનુમાન કરવું બહુ મુશ્કેલ નથી.

શરહબેશીના કરાર રૈયત પોતાની મેળે રાજીખુશીથી પાળે છે એમ કહેવું એ સરાસર જુઠાણું છે. ખરૂં જોતાં રૈયત કોઠીવાળાના જુલ્મોથી ડરીને જ તે કરાર પ્રમાણે વર્તે છે. ગળીના વાવેતર વિષે પણ એજ હકીકત છે.

અમારા સાંભળવા પ્રમાણે એ કરારો રજીસ્ટર કરાવવા અને કોઠીવાળાની સગવડ સાચવવા ખાસ ઑફીસો ખોલવામાં આવી છે. જો એ વાત સાચી હોય તો ખરેખર અમે ખુવાર થઇ જવાના. વિગેરે.

ઉપલા ત્રણ નમૂના ઉપરથી ચંપારણ્યની રૈયત તાવાન, શરહબેશી જેવા એકાંગી કરારોને લીધે કેટલી તરફડતી હતી તે જોઇ શકાશે. રૈયતની પ્રાર્થનાઓનું શું પરિણામ આવ્યું તે હજી સુધી કોઇ જાણી શક્યું નથી. તેજ વર્ષે ૧૩ મી માર્ચે માન. બાબુ વ્રજકિશોર પ્રસાદના એક સવાલનો જવાબ આપતાં માન. મિ. મેકફર્સને કહ્યું હતું કેઃ—"નીલવરો અને રૈયત વચ્ચેના પરસ્પરના વાંધાને લગતી કેટલીક ફરિયાદો ચંપારણ્યની રૈયત તરફથી સરકારને મળી છે; અને એ ફરિયાદો તપાસને માટે ત્યાંના અમલદારો ઉપર રવાના કરવામાં આવી છે, પરંતુ હજી સુધી તેના જવાબ ફરી વળ્યા નથી. કેટલેક સ્થાને અધિકારીઓએ પ્રજાની અગવડો દૂર કરાવવાના પ્રયત્નો કર્યા છે. સરકાર સ્થાનિક અમલદારો તરફના પૂરા અહેવાલની આશા રાખે છે. વળી થોડાજ વખતમાં નવી માપણી થવાની હોવાથી ઘણીખરી બાબતો અજવાળામાં આવે એવો સંભવ છે, એટલા માટે હાલ તુરતમાં ખાસ તપાસને માટે કોઇ કમિટી નીમવાનું સરકારને ઉચિત તેમજ જરૂરી લાગતું નથી."

આ વખતે શરહબેશીના ખતપત્ર લખાવી લેવાનું કામ ધમધોકાર ચાલતું હતું. વર્તમાનપત્રોએ તે વિષય ઉપર ચર્ચા કરવા માંડી હતી. ઇ. સ. ૧૯૧૩ના તા. ૬ ઠી જુલાઇના અંકમાં 'બિહારી'પત્રે કોઠીવાળાના જુલમો વિષે એક મ્હોટો લાંબો લેખ લખી કેટલાક અન્યાયો ઉઘાડા પડયા હતા. એ અન્યાયોમાં એક

ખાસ જાણુવાજોગ હકીકત તો એ હતી કે ગવન્ડરા કોઠીના કાર-ભારીઓએ રૈયતના ધોરી માર્ગ ખોદાવી તેમાં વાવેતર કરાવવાની વ્યવસ્થા કરી હતી. તે વખતના મોતિહારીના ડેપ્યુટી માજીસ્ટ્રેટે રૈયતના રસ્તા ખોદવાના કામને તદ્દન અન્યાયી જણાવી કોઠીવા-ળાની સખ્ત ઝાટકણી કાઢી હતી. *

આટલું છતાંયે ૧૯૧૩ માં જ્યારે લૉર્ડ હાર્ડિંજ પટણા હાઇ-કોર્ટનો પાયો નાંખવાની ક્રિયા કરવા પધાર્યા ત્યારે નીલવરો તરફના એક માનપત્રનો જવાબ વાળતાં તેમણે પણ ઉત્સાહમાં આવી જઇ નીલવરોને એક પ્રમાણપત્ર આપી દીધું. ના. વાઇસરૉય સાહેબે કહ્યું કે:—"મારા સમજવા પ્રમાણે બિહારના ઉત્તર જીલ્લાના નીલવરો અને તેમના ખેડૂતો વચ્ચેનો સંબંધ ઘણોજ સંતોષજનક અને પ્રેમપૂર્ણ છે."

ઇ. સ. ૧૯૧૪માં બાંકિપુર ખાતે મળેલી બિહારની પ્રાંતિક પરિષદના પ્રમુખ બાબુ વ્રજકિશોર પ્રસાદે ચંપારણ્ય વિષે બોલતાં પોતાના ભાષણમાં નીચેના ઉદ્ગારો કહાડયા હતા:—

"દેશના સૌથી મોટા અમલદારોએ, નીલવરોના માનપત્રનો જવાબ વાળતાં, તેમણે તિરહુતની બજાવેલી સેવા બદલ તેમના ભારોભાર વખાણ કરવામાં બાકી રાખી નથી. નીલવરોના એ સદ્-ભાગ્યની મને ઇર્ષા નથી આવતી, છતાં મને એટલું કહ્યા વિના નથી ચાલતું કે નીલવરોએ સામાન્ય રૈયતની સાથે જે પ્રકારનું વર્તન ચલાવ્યું છે તેથી એક મ્હોટો ગોટાળો ઉભો થયો છે અને બીચારી રૈયતને પણ ઘણું સોસવું પડયું છે. રૈયતનાં દુઃખો હવે કોઇથી અજાણ્યાં નથી અને અદાલતે પણ તેમની ફરિયાદો સાચી માની છે.

* જુઓ, મિ. કે. સી. રોયે તા. ૧૬-૪-૧૩ ને રોજ શહેનશાહ વિ. શાંતુ ઠાકુર અને બીજાઓ વિષે આપેલો ચૂકાદો.

ખેડુતો પાસે જબરદસ્તી કરારો લખાવવામાં આવે છે, તેમને હંમેશાં દબાએલા રાખવા અદાલતમાં ધસડવામાં આવે છે, તેમને ખોટી રીતે દંડવામાં આવે છે અને કોઠીના કહ્યા પ્રમાણે નહીં વર્તવા બદલ તેમની ઉપર સિતમ ગુજારવામાં આવે છે. ખતપત્રો એકદમ રજીસ્ટર થઇ શકે તે માટે કોઠીમાં ઓફિસો ઉઘાડવાની સરકારની વધારેપડતી કાળજી આશ્ચર્યજનક છે. આ બધી વાતો એવી છે કે જે વિષે વધારે વિવેચનની જરૂર નથી. સરકાર કોઠીવાળાના સ્વાર્થ સામે જુએ છે તેટલું રૈયતનાં દુઃખ સામે નથી જોતી. મને લાગે છે કે સરકારે હવે આ સવાલ જેમ બને તેમ જલદીથી હાથ ધરવો જોઇએ અને સરકારી તથા બિનસરકારી સભાસદોની એક કમિટી નીમી, તેની સૂચના પ્રમાણે વ્યવસ્થા કરવી જોઇએ. એ સિવાય આ અસંતોષ નિવારવાનો બીજો એકે ઉપાય નથી. સરકાર જો આ બાબતમાં આળસ કરશે તો વખત જતાં સરકારને ભારે મુસીબતમાં મૂકાવું પડશે એમ મારે ચોખ્ખી રીતે અત્રે જણાવી દેવું જોઇએ."

પ્રમુખના ભાષણ ઉપરાંત પ્રાંતિક પરિષદે એક ખાસ ઠરાવ કરી રૈયતનાં દુઃખો વિષે તપાસ ચલાવવા એક ખાસ કમિટી નીમવાની સરકારને અરજ કરી હતી. પરંતુ સરકારે એ અરજ અણુસાંભળી કરી ઉડાવી દીધી. કલકત્તા, કાનપુર અને અલ્લાહબાદના આગેવાન પત્રોએ ખાસ લેખો પ્રકટ કરવા માંડયા, અને બાબુ વ્રજકિશોર પ્રસાદે સરકારનું એ તરફ ધ્યાન ખેંચવા કેટલીક મહેનત પણ કરી. છતાં ઇ. સ. ૧૯૧૫ માં છપરા જીલ્લામાં પ્રાન્તિક પરિષદની બેઠક બીજીવાર મળી ત્યારે તેના પ્રમુખ બાબુ નંદકિશોરલાલને પોતાના ભાષણમાં કહેવું પડયું કેઃ—"ગયા વર્ષમાં રૈયત અને નીલવરો વચ્ચેનો સંબંધ સારો ન હતો. રૈયતે સરકારમાં જેટલી અરજીઓ થઇ શકે તેટલી કરી જોઇ. કોઠીના મેનેજરો સામે કેટલીયે ફરિયાદો

કરવામાં આવી, કાઉન્સિલમાં પણ એ વિષે સવાલજવાબ થયા. સરકાર માત્ર એટલુંજ કહે છે કે એ બધી અરજીઓ અને ફરિયાદો સ્થાનિક સત્તાવાળાઓને મોકલી આપવામાં આવી છે. ભલે, પણ તેનું શું પરિણામ આવ્યું તે હજીસુધી કોઇ જાણી શક્યું નથી. ૧૯૦૮ ના તોફાન વિષે ગોરલે સાહેબે નીલવરો વિરૂદ્ધ જે રીપોર્ટ ઘડયો હતો અને સરકારે જે દબાવી રાખ્યો હતો તેના જેવો ઘાટ આ બાબતમાં રખે થયો હોય એમ પ્રજા માને તો તેમાં નવાઇ નથી."

બાબુ નંદકિશોરલાલે પણ બાબુ વ્રજકિશોરની જેમ એક ખાસ કમિટી નીમી તપાસ ચલાવવાની સરકારને અરજ કરી. પરિષદે પણ પહેલાંની જેમ ફરી ઠરાવ કર્યો. ચંપારણ્યવાળા પંડિત રાજકુમાર શુકલે રૈયતના પ્રતિનિધિ તરીકે આ બેઠકમાં રૈયતની રામકહાણી કહી સંભળાવી. આ બેઠકની ખાસ ખૂબી એ હતી કે ખેડુતોએ પણ તેમાં હાજરી આપી હતી.

બરાબર એજ અરસામાં બિહારની કાઉન્સિલમાં બાબુ વ્રજકિશોર પ્રસાદે નીચેનો ઠરાવ રજુ કર્યો.:—

"ચપારણ્યની રૈયત અને કોઠીવાળા વચ્ચેના અરસપરસના અસંતોષ વિષે તપાસ કરવા અને તે દૂર કરવા, સરકારી અને બિનસરકારી સભાસદોની એક ખાસ કમિટી નીમવા આ કાઉન્સિલ ના. લે. ગવર્નરને ભલામણ કરે છે."

પરન્તુ સર ચાર્લ્સ બેલીની સરકારે એ ઠરાવ કબૂલ ન રાખ્યો. જવાબમાં હંમેશની જેમ એટલું જ કહ્યું કે "સરકાર એ બાબત સ્થાનિક સત્તાવાળાઓ મારફત તપાસ ચલાવે છે અને જીલ્લાભરમાં સર્વે (મોજણી) ચાલતી હોવાથી રૈયતની તમામ ફરિયાદો ધીમે ધીમે બ્હાર આવશે. એ ફરિયાદોને અંગે જે નિર્ણય થશે તે જરૂર સૌને સંતોષકારક નીવડશે."

કોઠીવાળાના પ્રતિનિધિ અને બિહાર પ્લૅન્ટર્સ એસોસીએશનના મંત્રી માન. મિ. ફિલગેટે લૉર્ડ હાર્ડીંજનું પેલું પૂરાણું પ્રમાણપત્ર રજુ કરતાં કહ્યું કે "ચંપારણ્યની રૈયત અને નીલવરો વચ્ચે એવો સંપૂર્ણ સંતોષકારક સંબંધ છે કે હવે એ બાબત કોઇપણ પ્રકારની તપાસ ચલાવવાની જરૂર નથી." બાબુ વ્રજકિશોર પ્રસાદે નીલવરોની પોતાની પત્રિકા-ધી ઇન્ડીઅન પ્લૅંટર્સ ગૅઝેટ-માંથી નીચેનો એક ફકરો ટાંકી તેનું મ્હોં બંધ કરી દીધું:-

"છતાં એટલું તો ચોખ્ખું જણાય છે કે થોડા દિવસ થયાં રૈયત અને કેટલાક અંગ્રેજ જમીનદારોનાં દિલ ઉંચાં થયાં છે. અને જીલ્લાના મુખ્ય અમલદાર મિ. હિકૉકને એક ખાસ સૂચનાપત્ર બ્હાર પાડી રૈયતને આશ્વાસન આપવાની જરૂર પડી છે."

મિ. ફિલગેટ નીલવરોના બચાવ માટે ઠરાવની વિરૂદ્ધ બોલે એ તો સમજી શકાય તેમ છે. પરંતુ ભારે નવાઇ અને દુઃખની સાથે કહેવું પડે છે કે કાઉન્સિલના કેટલાક બિનસરકારી સભાસદોએ પણ એ ઠરાવનો લગભગ વિરોધ કર્યો. ખા. બ. ખ્વાજા મહમ્મદ સાહેબ, જેઓ ચંપારણ્ય વિષે કંઇ જાણતા ન્હોતા તેમણે પણ બાબુ વ્રજ-કિશોર પ્રસાદને આ ઠરાવ પાછો ખેંચી લેવાની વગરમાગ્યે એકદમ સલાહ આપી દીધી. બાબુ વ્રજકિશોર જેવા એક જાણકાર અને દિલસોજ સભાસદ એ વાતને કંઈ એટલેથી જ પતાવી દે તેમ ન્હોતું. એટલે તેમણે કહ્યું કેઃ-"જે તપાસ અત્યારે ચાલે છે તે તપાસને લગતો અહેવાલ સરકાર પ્રજાની જાણ માટે પ્રસિદ્ધ કરવાનું કબૂલ કરે તો મને આ ઠરાવ પાછો ખેંચી લેવામાં હરકત નથી." સર ચાર્લ્સ બેલી એ સરત પણ કબૂલ કરવાને તૈયાર ન હતા, કારણ કે તપાસની હકીકત નીલવરો વિરૂદ્ધ જાય અને પોતે આપેલું પ્રમા-ણપત્ર ખોટું ઠરે તો તેમને કેટલું શરમાવું પડે? પણ સરકારે જો

આ વેળા ડહાપણુ વાપરી બાબુ વ્રજકિશોરના કહેવા પ્રમાણે ૧૯૧૩ માં જ એક કમિટી નીમી દીધી હોત તો તેને ૧૯૧૭ માં શરમાવાનો વખત ન આવત, રૈયતના 'તાવાન'નાં ઘણાં નાણાં બચી જાત, બેતિયા રાજ્યને દંડ ભરવો ન પડત અને મહાત્મા ગાંધીજીને પણ ભારે પરિશ્રમ લેવો ન પડત. પણ પરમાત્મા જે કરે તે બધું સારાને માટે જ. સરકારે જો શરૂઆતમાં જ થોડુંઘણું નમતું આપ્યું હોત તો બીજીવારની તપાસ કદાચ આટલી સંપૂર્ણ ન થઈ શકત, રૈયત પરનો તીનકઠિયા પદ્ધતિનો જુલમ સાવ નાબૂદ ન થઇ શકત અને મહાત્મા ગાંધીએ સત્યાગ્રહ તથા તપશ્ચર્યાના જે અમૂલ્ય પાઠ શીખવ્યા તે કદાચ આટલા વ્હેલા પ્રાપ્ત ન થઈ શકત.



(૮)

# અબવાબ

ચંપારણ્યના કોઠીવાળાઓ કહે છે કે રૈયત પાસેથી અબવાબ વસુલ કરવાનો રિવાજ બહુ જૂના વખતથી ચાલ્યો આવ્યો છે, અને ખરૂં જોતાં રૈયત પોતે જ પોતાની રાજીખુશીથી અબવાબના પૈસા ભરી જાય છે. કોઠીવાળાના આ કથન ઉપર કેટલો વિશ્વાસ મૂકવો એ વાત આ પુસ્તકના વાંચનારાઓને નવેસરથી જણાવવાની જરૂર નથી. જો એ રિવાજ ખરેખર જૂના વખતથી જ ઉતરી આવ્યો હોત અને પ્રજાનું તેમાં હિત સચવાતું હોત તો ૧૯૧૩ માં સરકારને કોઇપણ પ્રકારે અબવાબ નહીં વસુલ કરવાનું ફરમાન કાઢવાની કંઈ જરૂર ન પડત. બંગાળ ટેનન્સી એકટ મુજબ પણ સરકારે અબવાબ લેવાની સખ્ત મનાઈ કરી છે એટલું જ નહીં, પણ કોઈ જમીનદાર અબવાબ લેતો માલૂમ પડે તો અબવાબથી બમણાં નાણાં રૈયતને અપાવવાનો સરકારી હુકમ છે. પરંતુ ચંપારણ્યમાં કાયદાનો કોણ ભાવ પૂછે છે ? સરકારી હુકમ અને કાયદા તો કોઠીવાળાને મન કાગળના ટુકડા જેવા છે !

અમવાબનો અર્થ કરી બતાવવા કરતાં અમવાબના પ્રકાર જ અમે વાચકો પાસે રજુ કરીએ છીએ. કેટલાક પ્રકાર તો એવા વિચિત્ર છે કે રૈયતના કષ્ટને જો ઘડીભર બાજુએ મુકીએ તો આપણને ખરેખર હસવું જ આવે !

(૧) પૈન ખર્ચો—પૈન એટલે નહેર. નહેરનું પાણી ખેતરમાં વાપરવા બદલ જે કર ભરવો પડે તેને પૈનખર્ચો કહેવામાં આવે છે. જ્યાં જ્યાં પૈનખર્ચો કોઠીવાળા વસુલ કરતા હોય ત્યાં બધે જો નહેર હોય અને ખેતરમાં જોઇએ તેટલું પાણી મળતું હોય તો આ કર સાર્થક ગણાય. પણ ચંપારણ્યના કોઠીવાળા તો નહેરનું પાણી પૂરું પાડયા વિના જ રૈયત પાસેથી પૈનખર્ચો ઉઘરાવવામાં પાછું વાળીને જોતા નથી. એટલે પૈનખર્ચો એ તો નામ માત્ર છે, વસ્તુતઃ તે એક જાતનો ફરજીઆત વેરો જ છે એમ કહીએ તો ચાલે. સાઠી કોઠીવાળા પાણીનો પૂરો બંદોબસ્ત કર્યા વિના જ પૈનખર્ચો ઉઘરાવતા એ વાત ઉપર કહેવાઇ ગઈ છે. બીજી કોઠીવાળાઓ પણ લગભગ એ રીતે જ વીઘા દીઠ ત્રણ રૂપીઆ રૈયત પાસેથી પડાવે છે. બેતિયાના ઉત્તર ભાગમાં એક ચૌતરવા નામે કોઠી છે. ત્યાંની રૈયત બિલકુલ ભોળી અને ભલી છે. ત્યાં જમીનમોજણી કે માપણી જેવો કંઈ બંદોબસ્ત નથી. એક હળ વડે જેટલી જમીન ખેડી શકાય તેટલી જમીન અનુમાને આપવામાં આવે છે અને તે જમીન ઉપર મહેસુલ અંકાય છે, એને "હળબંધી" પદ્ધતિ કહે છે. આ કોઠીની રૈયત હળ દીઠ રૂ. ૭ાા મહેસુલના ભરે અને તે ઉપરાંત તેટલા જ રૂપીઆ પૈનખર્ચાના પણ ભરી જાય. ચૌતરવા કોઠીના માલેકના કબજામાં મધુબની નામની એક બીજી કોઠી પણ છે. આ મધુબની કોઠીવાળાએ એક પાળ બંધાવી છે અને તેને પિપરાસી પાળ કહેવામાં આવે છે. તે પાળના ખર્ચ બદલ રૈયત પાસેથી પૈનખર્ચો લેવામાં આવે છે. કોઠીવાળા કહે છે કે એ પાળ કોઠીએ બંધાવી

છે અને તેની મરામત પણ કોઠીવાળા જ કરાવે છે, એટલે પૈનખર્ચો લેવાનો કોઠીને હક છે. સૌ પહેલાં આ પાળ બંધાવવામાં કેટલો ખર્ચ થયો હશે તે તો કંઈ કહી શકાય તેમ નથી, પણ મરામતમાં દરવર્ષે કોઠીને ૩૦૦ રૂપીઆથી વધુ ખર્ચ નહીં થતું હોય. છતાં કોઠી એ પાળના નામે દરવર્ષે રૈયત પાસેથી પૈનખર્ચા તરીકે માત્ર નવ હજાર રૂપીઆ જ વસુલ કરતી. રૈયત કહે છે કે વસ્તુતઃ એ પાળ રૈયતના માણુસોએ જ મજૂરી લીધા વિના બાંધી હતી. બેલવા અને નરકટપુરની કોઠીવાળા પણ એ જ રીતે રૈયત પાસેથી પૈનખર્ચો લેતા અને કહેતા કે રૈયતના ભલા માટે જ તેમણે નહેર ખોદાવી હતી. પણ જ્યારે સરકારી મોજણી–અમલદારે તપાસ કરી ત્યારે ત્યાં નહેરનું નામનિશાન પણ ન જણાયું, અને જ્યાં નહેર જેવું હતું ત્યાં માત્ર ગણ્યાગાંઠયા ખેતરોમાં નામનું જ પાણી પહોંચાડવામાં આવતું. ભુસુરાડી નામની કોઠીવાળા નહેર ખોદાવ્યાનો ખોટો દાવો નહોતા કરતા, છતાં નહેરના નામે પૈનખર્ચો ઠંડે પેટે ઉઘરાવ્યે જતા.

સિકટા કોઠીની કહાણી તો વળી એથીયે વિલક્ષણ છે. આ કોઠીના માલેક મિ. થૌર્પને લાગ્યું કે પૈનખર્ચાનો કર હવે સરકાર ગેરકાયદે ઠરાવે તેમ છે, તેથી તેણે છ વર્ષનો પૈનખર્ચો એકીસાથે વસુલ કરી લીધો ! જે લોકો છ વર્ષનો કર એકી સાથે ભરવા અશક્ત હતા તેઓ મુદત માગતા રહ્યા. એટલામાં મોજણીખાતાની તપાસ શરૂ થઇ અને સિકટા કોઠીની બધી પોલ ઉઘાડી પડી ગઈ. થૌર્પ સાહેબે બેતિયા રાજ્ય પાસેથી એ કોઠી પટે લીધી હતી તેના પટ્ટાના વાર્ષિક મહેસુલના લગભગ ૮૦૦૦૦ રૂપીઆ તેને ભરવાના બાકી હતા. કોર્ટ ઑફ વૉર્ડ્ઝે થૌર્પ સાહેબના એ રૂપીઆ પણ મહેરબાનીની રાહે માફ કરી દીધા !

(૨) સલામી

(૩) તીનકઠીયા અને

(૪) લગાન–વીઘા દીઠ ત્રણ રૂપીઆનો જે વગરફોગટનો કર લેવાતો તે સલામી, તીનકઠિયા અથવા લગાનના જૂદા જૂદા નામોથી ઓળખાતો. 'તીનકઠિયા' નામ જરા અર્થસૂચક છે. વીઘા દીઠ ત્રણ ગુંઠામાં ગળી વાવવાનું રૈયતને માથે ફરજીઆત હતું એ વાત ઉપર કહેવાઈ ગઇ છે. પણ ચંપારણ્યના ઉત્તર ભાગમાં, જ્યાં ગળીનું વાવેતર અશક્ય હતું ત્યાં પણ કોઠીવાળા, રૈયતને ગળી વાવવામાંથી મુક્તિ આપવા બદલ 'તીનકઠિયા' નામનો કર વસુલ કરતા. રાંકડી રૈયત માત્ર એટલું જ સમજતી કે ચંપારણ્યના દક્ષિણ અને પૂર્વભાગની રૈયત જેવી રીતે ગળીમાંથી મુક્તિ મળવા બદલ વીઘા દીઠ ત્રણ રૂપીઆનો કર ભરે છે તેવી રીતે આપણે–ઉત્તર અને પશ્ચિમ ભાગની રૈયતે પણ ગોરા દેવોને તીનકઠિયાનો કર ભરી કૃતકૃત્ય થવું જોઇએ. ભુસુરાડી, મુરલા અને હરદિયા કોઠી એ વાતનાં દૃષ્ટાંતો પૂરાં પાડે છે.

( ૫ ) બાંધબહેરી–આ પણ પૈનખર્ચાને મળતો જ એક પ્રકારનો કર છે. બાંધબહેરીના નામે, મહેસુલ ઉઘરાવતી વખતે રૂપીએ એક આનો વધારાનો લેવાતો.

( ૬ ) વેઠમાફી–અર્થાત વેઠમાંથી માફી મેળવવાને બદલે જે કર ભરવો પડે તે. ચૌતરવા કોઠીના કારસ્તાન વિષે એક બે વાર ઉલ્લેખ થઇ ચૂક્યો છે. એ કોઠીની પોતાની જમીન ખેડવા ખેડૂતોને હુકમ મુજબ પોતાનાં હળ કાઢી આપવાં પડતાં. કોઠીના સાહેબ કહે છે કે એ રીતે ગમે ત્યારે હળ કાઢી આપવામાં રૈયતને ભારે અગવડ પડતી. તેથી તેઓશ્રીએ હળમાંથી મુક્તિ આપી હળ દીઠ રૂા. ૭–૮–૦ નો કર વસુલ કરવા માંડ્યો. તે ઉપરાંત પૈનખર્ચાનો પણ તેટલો જ કર રૈયતને માથે મઢેલો જ હતો. વેઠમાફીનો રૂા. ૩ નો કર સરવાળામાં લેતા રૈયતને મહેસુલના વીઘા દીઠ રૂા. ૭ાા ઉપરાંત બીજા રૂા. ૧૦ાા ભરવા પડતા.

( ૭ ) બપહીપુતહી—કોઇ ખેડૂત મરી જાય ત્યારે તેનો વારસ આ કર ભરે તો જ પોતાના પૂર્વજની જમીનનો અધિકારી થઇ શકે. બંગાલ ટેનન્સી એક્ટ પ્રમાણે દરેક ખેડૂતને પોતાના પૂર્વજની જમીન ખેડવાવાવવાનો સંપૂર્ણ હક્ક છે, છતાં ખેડૂતોની અજ્ઞાનતાનો લાભ લેવા કોઠીવાળા આ તરકીબ વાપરતા.

( ૮ ) મડવચ—પુત્રીના લગ્ન વખતે દરેક ખેડૂત રૂ. ૧–૪–૦ કોઠીવાળાને ભરી જાય.

( ૯ ) સગૌડા—કોઈ વિધવા ફરીવાર લગ્ન કરે તો કોઠીવાળાના પાંચ રૂપીઆ તેની પર ચઢી ચૂકયા.

( ૧૦ ) કોલ્હુ આવન—કોલ્હુ એટલે ધાણી અથવા ચીંચુડો. તેલ પીલવાની ધાણી અથવા શેલડી પીલવાના ચીંચુડા દીઠ કોઠીવાળા એક રૂપીઆનો કર લેતા.

( ૧૧ ) ચુલ્હિયાવન—ચુલાવેરાને મળતો જ આ એક કર છે. જ્યાં હળદરનો પાક મ્હોટા પ્રમાણમાં થાય છે ત્યાં લોકો હળદરને ઉકાળવા જે ચુલા કરે છે તે ચુલા દીઠ કોઠી એક રૂપીઓ કરનો લેતી.

( ૧૨ ) વાટછાપી—તેલ અને દૂધ વેચવા માટે જે પળી રાખવામાં આવે છે તે પળી દીઠ એક રૂપીઆનો કર.

( ૧૩ ) બેચાઇ—અનાજના વેપારીઓ પાસેથી વાર્ષિક રૂા. એક અથવા બેનો જે કર લેવાય તે.

( ૧૪ ) ફગુઅહી
( ૧૫ ) દસહરી
( ૧૬ ) ચૈતનવમી
( ૧૭ ) દાવાતપૂજા
} હોળી, દિવાળી, દશેરા અને રામનવમી જેવા તહેવારો વખતે કોઠીવાળા અથવા તેમના નોકર ચાકરો રૈયત પાસેથી ઘરદીઠ જે કંઇ પડાવે તે.

હોળીના તહેવારોમાં કોઇ કોઇ કોઠીવાળા નાચગાનના મોટા મેળાવડા કરતા અને તેમાં કોઠીના નોકરો ઉપરાંત રૈયતને પણ

ભાગ લેવા ફરજીઆત આવવું પડતું. એ મેળાવડો પતી ગયા પછી રૈયતના માણસ દીઠ એક રૂપીઓ કોઠી વસુલ કરતી.

( ૧૮ ) હથિયહી—ચંપારણ્યના પશ્ચિમ તેમજ ઉત્તર ભાગમાં મ્હોટાં જંગલો આવેલાં છે. ગોરા સાહેબો અહીં વારંવાર શિકારનો શોખ પૂરો કરવા પધારે છે ! શિકાર માટે સવારીમાં જે હાથી જોઇએ તે ક્યાંથી લાવવો ? કોઠીવાળા સાહેબ પોતે જ એક હાથી ખરીદતા અને તેની કિંમત રૈયત પાસેથી વસુલ કરી લેતા.

| | |
|---|---|
| ( ૧૯ ) ઘોડીહી<br>( ૨૦ ) મોટરહી<br>અથવા હવહી<br>( ૨૧ ) નવહી | હાથીની જેમ ઘોડાની, મોટરની અથવા વહાણ (નાવ)ની જરૂર પડે તો તે પણ રૈયતના ખર્ચે જ વસાવતા, અને પછી તેની કિંમત વસુલ કરી લેતા. |

( ૨૨ ) ઘવહી—કોઠીવાળા ગોરા સાહેબ માંદા પડી જાય તો તેને માટે પણ રૈયત જવાબદાર ! અર્થાત્ સાહેબની માંદગી દરમિયાન જે ખર્ચ થાય તે રૈયતે જ ભરી આપવાનો. એવી વાત બ્હાર આવી છે કે એક સાહેબ એકવાર કંઇક ઘવાયા અને તેથી ડોકટરને ઘણા દિવસ સુધી રોકી રાખવાની જરૂર પડી. ડાકટરનું જે બિલ થયું તે રૈયતને ભરી આપવું પડયું !

( ૨૩ ) અમહી—( ૨૪ ) કટહલહી—કોઠીવાળા સાહેબના બગીચામાં કેરી અને ફણુસ વધારે પડતાં પાકે ત્યારે બાકીનાં કેરી અને ફણુસ રૈયતમાં ભાગે પડતા વેંચી દે. કેરી અને ફણુસ ન રાખવાં હોય તો પણ સાહેબના માનની ખાતર રાખવાં જ જોઇએ. બીજે દિવસે એ કેરી અને ફણુસના પૈસા ઉઘરાવવા કોઠીના નોકરો નીકળી પડે. પછી બજારભાવ પ્રમાણે નહીં પણ સૌ સૌની ગજાસંપત્તિ પ્રમાણે બની શકે તેટલી રકમ કઢાવે.

( ૨૫ ) આમદી સલામી—જ્યારે ખુદ સાહેબ પોતે અથવા તેમનો મ્હોટો અમલદાર કોઇ ગામડે જાય ત્યારે ત્યાંની સમસ્ત

રૈયતે સાહેબને સલામ ભરવા આવવું જોઇએ, અને કંઇ ખાલી હાથે થોડીજ સલામ થાય ? કદાચ સલામ ભરવા ન આવી શકાયું હોય અને પોતાની વતી એક ગોળાકાર રૂપીઆને મોકલી આપે તો પણ બસ. સાહેબ કંઈ સલામના ભૂખ્યા નથી હોતા, રૂપીઆનો ખણખણાટ કાને પડે એટલે બધા ગુન્હા માફ !

( ૨૬ ) રસીદાવન—મહેસુલની રસીદ ફાડી આપે તેનો એક આનો.

( ૨૭ ) ફરકાવન—ફારગતી દીઠ આઠ આનાથી લઇ રૂા. ૧ સુધીનો કર.

( ૨૮ ) દસ્તુરી
( ૨૯ ) હિસાબાના
( ૩૦ ) તહરીર
( ૩૧ )દીવાનદસ્તુરી

રૈયતને ચૂસવા કોઠીના નોકરો જે જૂદાજૂદા બ્હાના કાઢી રૂપીએ આનો યા અડધો આનો પડાવતા તેનો દસ્તુરી વિગેરેમાં સમાવેશ થાય છે. કોઈ કોઈ સ્થળે કોઠીવાળા પોતે પણ એ રકમ ગળી જતા.

( ૩૨ ) બીસહી, પન્દર્હી, દસહી—દસ, પંદર અથવા વીસ વર્ષનો અબવાબ એક સાથે વસુલ કરવામાં આવે તેને દસહી, પન્દહી, અથવા બીસહી નામે ઓળખવામાં આવે છે. સિકટાકોઠીએ મોજણી ખાતાની ધાસ્તીથી, મોજણીનું કામ શરૂ થાય તે પહેલાં જ વર્ષોનો અબવાબ એકસાથે વસુલ કર્યો હતો એ વાત ઉપર કહેવાઇ ગઇ છે. રૈયતના કહેવા પ્રમાણે ચૌતરવા કોઠીએ પણ ક્યાંઇક ૨૦, ક્યાંઇક ૧૫ તો ક્યાંઇક ૧૦ વર્ષનો અબવાબ એકી સાથે વસુલ કર્યો હતો. જે લોકોની પાસે રોકડા રૂપીઆ ન હતાં તેમણે 'તાવાનની' જેમ ખાતા પાડી આપ્યા. અબવાબનું બીજું નામ ગેરકાયદે કર. એ ગેરકાયદે કરમાંથી રૈયતને છૂટી કરવા કોઠીવાળા જાહેરખાનીની રાહે મ્હોટી ઉચક રકમ લઇ લેતા.

ઉપર ગણાવ્યા તે ઉપરાંત અસંખ્ય પ્રકારના અબવાબ અસ્તિત્વમાં હતા અને તે નિયમ પ્રમાણે લેવાતા. દાખલા તરીકેઃ-( ૩૩ ) મહાપાત્રી, ( ૩૪ ) રાજઅંક ( ૩૫ ) મૂખદેખી, ( ૩૬ ) દીવાનભેટી, ( ૩૭ ) ગુરૂ ભેટી, ( ૩૮ ) જંગલા ૯સિમનવીસી ( ૩૯ ) દહીચ્યુડાહા ( ૪૦ ) જમુનહી... વિગેરે.

એ તો જાણે બેકાયદે કર-અબવાબની વાત થઇ. પણ નીલવરો તેમજ ટુંકી મુદતના પશ્ચિમ ઉત્તરભાગના પટાદારો જૂદા જૂદા બ્હાના બતાવી રૈયત પાસેથી જે દંડ વસુલ કરે છે તેમાંથી પણ કેટલોક ભાગ પોતે ઓહીઆં કરી જાય છે તે તો જૂદું જ. પંચની પાસે ઘણાખરા કોઠીવાળાઓએ કબૂલ કર્યું હતું કે તેઓ દંડની ન્હાની મ્હોટી રકમો લે છે અને તેમાંથી થોડો ભાગ પોતાનો કાઢી લઇ બાકીની રકમ ફરિયાદીને નુકસાનીના બદલા તરીકે આપી દેવામાં આવે છે.

કોઠીવાળા સાહેબોએ ચંપારણ્યમાં એક વિચિત્ર જાતનો ગુન્હો શોધી કાઢયો છે, અને તેનું " સિંગારહાટ " એવું નામ રાખ્યું છે. કોઇ પતિત સ્ત્રી સાથે કોઇ પુરૂષ સંબંધ ધરાવતો જણાય તો કોઠી તે પુરૂષને અમુક દંડની સજા કરે છે. આ દંડનું નામ સિંગારહાટ. ઘણુંકરીને નેપાલમાં આ જાતની દંડવિધિ છે અને તેનુંજ અનુકરણ કોઠીવાળા સાહેબોએ કર્યું છે. સિંગારહાટને નામે કોઠીવાળાઓ મોટી રકમના દંડ વસુલ કરતા.

અબવાબના વર્ણન ઉપરથી વાચકો સમજી શકયા હશે કે હરકોઇ પ્રકારે રૂપીઆ પડાવવા સિવાય કોઠીનો બીજો કંઇજ ઉદ્દેશ સંભવતો નથી. ઉપર કહ્યા તે અબવાબ દરવર્ષે નિયમિતરૂપે ઉઘરાવવામાં આવે છે એમ પણ નથી. ખાસ પ્રસંગે ખાસ પ્રકારના અબવાબ વસુલ કરી શકાય છે અને એ હકીકત તો અબવાબના નામ ઉપરથી જ સ્પષ્ટ થઇ શકે તેમ છે. સેટલમેંટ ઓફિસર કહે છે કે અબવાબની કુલ આવક મૂળ મહેસુલ કરતાં કોઇ રીતે ઉતરતી ન હતી; અર્થાત્ રૈયતને જૂદે જૂદે રસ્તે બમણું મહેસુલ ભરવું પડતું.

કોઠીવાળા કહે છે કે "અબવાબનો રિવાજ કંઇ આજકાલનો નથી, એ તો જમાનાઓ થયાં ચાલ્યો આવે છે. અમને જે જમીન પટ્ટે આપવામાં આવી છે તેની એટલી ઓછી મહેસુલ ઉપજે છે કે જો આવા અબવાબ લેવાનું બંધ કરીએ તો અમને તે બિલકુલ પરવડે જ નહિ. કેટલાંક ગામ એવાં છે કે તે ગામની આવક કરતા ઘણી વધારે રકમ અમારે દરબારમાં ભરવી પડે છે, અને કેટલાંક સ્થાન એવાં છે કે તેના પટ્ટાની રકમનો ઠરાવ કરતી વખતે અબવાબનો આંકડો પણ ઉમેરવામાં આવ્યો હતો; આવા સંયોગોમાં અમે અબવાબ ન લઇએ તો બીજી શી રીતે પૂરું કરીએ ?" બેલવા કોઠીનો મેનેજર મિ. એમ્મન તેમનામાં બહાદુર અને નામચીન ગણાય છે. તેણે પંચની પાસે પોતાની સફાઈ બતાવતાં કહ્યું હતું કે "પટ્ટાદાર લોકો અબવાબ વસુલ કરે એમાં એમનો શો દોષ ? રૈયતને ચૂસવા માટે જ પટ્ટાદાર નીમવામાં આવે છે, અને એ પટ્ટાદાર રૈયતને ચૂસે નહિ તો દરબારને પૂરા રૂપીઆ શી રીતે ભરી શકે ?" અબવાબ બંધ કરવામાં આવે તો પટ્ટાદારોને કંઈ જ લાભ ન મળે એમ કહેવું તે હડહડતું જૂઠાણું છે.

સેટલમેંટ ઑફિસર મિ. જે. એ. સ્વીનીએ પંચની રૂબરૂ જુબાની આપતાં, બેતિયા અને રામનગર રાજ્યના પટ્ટાદાર વિષે બરાબર હિસાબ કરીને બતાવી આપ્યું હતું કે બેતિયા રાજ્યમાં સેંકડે દસ રૂપીઆ પટ્ટાદારને ખુશીથી મળી શકે છે. રામનગર રાજ્યે જે ૭૯ ગામો પટ્ટે આપ્યાં છે તેની એકંદર મહેસુલ રૂા. ૪૦,૮૦૭ રાજ્યને મળે છે. જમાબંદીના નિયમ પ્રમાણે તે માત્ર રૂા. ૪૦૫૪૭—એટલે કે લગભગ ત્રણસેં રૂપીઆ ઓછા લઈ શકે. પણ કોઠીવાળાની પોતાની બેકુહકવાળી જમીન તેમજ *ઝુંડા-જમીનની આવક તેવી સાથે ઉમેરવામાં આવે તો કોઠીને લગભગ રૂા. ૭૦,૭૦૦ ની ચોખ્ખી આવ-

* કોઠી પોતાની જમીન રૈયતની જમીન સાથે મેળવી દે તેને ઝુંડા કહે છે, એ વાત બીજા પ્રકરણમાં કહેવાઇ ગઈ છે.

વક ગણી શકાય. બીજા શબ્દોમાં કહીએ તો ચાલીસ હજાર રૂપીઆ ભરવાના અને સીતેર હજાર રૂપીઆ રૈયત પાસેથી વસુલ કરવાના; એમાં ત્રીસ હજારનો ચોખ્ખો નફો કોઠીવાળાને મળે. 'અબવાબ'નો હિસાબ તો હજી આમાં ગણ્યો જ નથી. જો જૂદાજૂદા અબવાબની આવક તેમાં ઉમેરીએ તો વરસ દહાડે લગભગ ચાલીસ હજાર રૂપીઆ કોઠીને વધારાના મળે. અલબત્ત એ વાત ખરી છે કે કોઠી-વાળા સાહેબોને ગામો પટ્ટે લેતાં પહેલાં રાજ્યને સલામીની મ્હોટી રકમો આપવી પડે છે, પણ અબવાબ બાદ જતાં સેંકડે ૭૫ ટકા નફો મહેસુલમાં જ મળતો હોય તો પછી એ સલામીની રકમ કોઠી-વાળાઓને બહુ ભારે ન પડે.

બાબુ વ્રજકિશોરની લડતને પરિણામે, નીલવરો વિરૂદ્ધ રૈયતની જે ફરિયાદો આવી હતી તે વિષે જીલ્લા કલેકટરે તપાસ ચલાવી ચૌતરવા કોઠી વીઘાદીઠ જે રૂા. ૧૫ રૈયત પાસેથી પડાવતી હતી તે બંધ કરાવ્યું અને એક જાહેર સૂચનાપત્ર બ્હાર પાડી રૈયતને જણાવ્યું કે એવી રીતે વધારાનો કર વસુલ કરવાનો કોઠીને કંઈ જ હક નથી. તેવીજ રીતે બેલવા, સિકટા, ચૌતરવા, મધુબની અને નરઈપુર કોઠીની રૈયતે "અબવાબ" અટકાવવા વારંવાર જે અરજીઓ ગવર્નર, કમિ-શ્નર અને કલેકટરને આપી હતી તેના પરિણામે નવા સેટલમેંટ વખતે મિ. સ્વીનીએ તપાસ કરી ઈ. સ. ૧૯૧૫ માં સરકાર હજુર એક રીપોર્ટ રજુ કર્યો, અને એ રીપોર્ટમાં રૈયતની ફરિયાદને તેણે વાજબી બતાવી, આથી સરકારે અબવાબ અટ-કાવવાની આજ્ઞા બ્હાર પાડી. એ આજ્ઞાના પ્રતાપે બેતિયા રાજ્યમાં તો "અબવાબ"નો રિવાજ એકદમ બંધ પડ્યો, પણ રામનગર રાજ્યમાં તેની કશી અસર ન થઈ.



(૯)

# સર્વે બંદોબસ્ત



બાબુ વ્રજકિશોરપ્રસાદે, નીલવરો અને રૈયત વચ્ચેના સંબંધની તપાસ ચલાવવાને લગતો ઠરાવ કાઉન્સિલમાં રજુ કર્યો ત્યારે સરકાર તરફથી મિ. લેવિંજે જણાવ્યું હતું કેઃ—"એવી કોઈ કમિટી નીમવાની સરકારને અત્યારે જરૂર લાગતી નથી. કારણ કે સરકારે ચંપારણ્યમાં નવેસર સર્વે બંદોબસ્ત કરવાનો અધિકારીઓને હુકમ આપી દીધો છે. રૈયતની જે કંઇ ફરિયાદો હશે તે સેટલમેંટ ઓફિસર સાંભળશે અને તે વિષે કંઇ પગલાં લેવાં જરૂરી લાગશે તો તેમનો રીપોર્ટ મળ્યા બાદ જોઈ લેવાશે." આથી ઇ. સ. ૧૯૧૩ માં સર્વે બંદોબસ્તનું કામ ચંપારણ્યમાં શરૂ થયું.

સેટલમેંટ ઓફિસરે અબવાબ વિષે ખૂબ બારીકીથી તપાસ ચલાવી. જો તેમણે એટલી કાળજીથી આ તપાસ ન કરી હોત તો મહાત્મા ગાંધીજીને ઘણી મહેનત લેવી પડત. સેટલમેંટ ઓફિસરે "પૈનખર્ચો" છેક ગેરકાયદે જણાવી લોકોને ચોખ્ખું કહી દીધું કે

એ કર ભરવાને તેઓ કોઇ રીતે બંધાએલા નથી. તેમણે ગામેગામ ફરી ન્હાનીમ્હોટી નહેરોની તપાસ કરી અને એ નહેરોથી રૈયતને કેટલે અંશે સગવડ મળે છે તે જોયું. સાંભળવા પ્રમાણે એક ગામમાં કોઠીવાળાસાહેબની હાજરીમાં જ નહેર ખુલ્લી મૂકાવી, તેમાંનું પાણી ખેતરોમાં કેટલે દૂર પહોંચી શકે છે તેની જાતે ઉભા રહી એક અધિકારીએ ખાત્રી કરી. કોઠીવાળાઓ ઘણા ઉંચાનીચા થયા, પણ નહેરનું પાણી બહુ દૂર ન પહોંચી શક્યું. આ બધી હકીકત ધ્યાનમાં લઇ તેણે જણાવ્યું કે પૈનખર્ચો વસુલ કરવો એ છેક ગેરકાયદે છે. તે પછી સેટલમેંટ ઓફિસરે પોતે જાતે આવી તપાસ કરી તો તેને પણ એ વાતની ખાત્રી થઇ. આખરે સરકારે અબવાબ અટકાવવાનો હુકમ ફરમાવ્યો. બેતિયા રાજ્યની વ્યવસ્થા સરકારના હાથમાં હોવાથી ત્યાં તો અબવાબ લેવાતો બંધ થયો, પણ રામનગર રાજ્યના પટ્ટાદારો આંખો મીંચી અબવાબ ઉઘરાવતા જ રહ્યા. છતાં બેતિયા રાજ્યની થોડી ઘણી અસર રામનગર રાજ્યમાં પણ થઇ અને જે લોકો કંઇક હિમ્મતવાળા હતા તેમણે અબવાબ આપવાનું બંધ કર્યું. કોઠીવાળા સાહેબોએ બને ત્યાં સુધી જુલમ વાપરીને પણ અબવાબ વસુલ કરવા માંડયો. બંગાલ ટેનન્સી એકટ પ્રમાણે, જો કોઇ જમીનદાર અબવાબ વસુલ કરે અને તે પૂરવાર થાય તો અબવાબની રકમ કરતાં બમણી રકમ જમીનદારે તે ખેડુતને ભરી આપવી જોઇએ એવો નિયમ છે. આટલું છતાં કોઠીવાળાઓએ અબવાબ લેવાનું ચાલુ રાખ્યું અને આશ્ચર્યની વાત તો એ છે કે સરકારે પણ આંખ આડા કાન કરી તે બધું ચાલવા દીધું. આ ચશ્મપોશી માટે ખરેખરી રીતે કોને જવાબદાર ગણવા એ સવાલ છે. સેટલમેંટ ઓફિસરે અબવાબ અટકાવવાનાં પગલાં લઇ ચંપારણ્યની પ્રજા ઉપર ભારે અહેશાન કર્યો છે, એમ આ પ્રસંગે કહ્યા વિના ચાલતું નથી. તેના નિષ્પક્ષપાતપણાની અને નિર્ભયતાની અમે અંતઃકરણપૂર્વક કદર કરીએ છીએ.

એ વાત તો જાણે ચંપારણ્યના પશ્ચિમ અને ઉત્તર વિભાગની થઇ. પણ પૂર્વ અને દક્ષિણ તરફ જે અબવાબ લેવાતો તે જૂદી જ તરેહનો હતો. આ ભાગમાં તીનકઠિયા, શરહબેશી અને તાવાનની ભારે ધમાલ હતી. તાવાનના સંબંધમાં તો સેટલમેંટ ઓફિસર કંઈ કરી શકે તેમ ન હતું, કારણ કે તેમાં વચ્ચે પડવાનો તેને અધિકાર ન હતો. છતાં અમને એટલું તો ચોક્કસ લાગે છે જ કે સેટલમેંટ ઓફિસરે અબવાબ સંબંધમાં જેટલી બારીકીથી તપાસ કરી તેટલી જ બારીકી અને સાવધાની આ બાબતમાં વાપરી હોત તો ઘણો ફેર પડત. "શરહબેશીના કરાર જોરજુલમથી લખાવી લેવામાં આવ્યા છે" એમ જ્યારે રૈયતે તેમને જણાવ્યું ત્યારે તેમણે તે કબૂલ ન કર્યું અને કહ્યું કે "જોરજુલમ વાપર્યો હોય તેવો કોઇ પૂરાવો મળી શકતો નથી." "બંગાળ ટેનન્સી એક્ટની ૨૯ મી કલમ પ્રમાણે શરહબેશીના કરાર ગેરકાયદે ઠરે છે." એમ પ્રજાએ જણાવ્યું ત્યારે ઓફિસરસાહેબે નિર્ણય આપ્યો કે–"લગભગ બધા કરારપત્ર કાયદેસર છે." સેટલમેંટ ઓફિસરસાહેબના આ ચૂકાદા ઘણા ઉતાવળા અને અધૂરા હતા એમ અમારે ભારે દિલગીરી સાથે જણાવવું પડે છે. વાચકોને યાદ હશે કે એકવાર તુરકૌલિયા કોઠીના નવ માણસોએ મોતિહારીની અદાલતમાં એવો જ એક મુકદમો દાખલ કર્યો હતો અને એ કરારપત્ર ગેરકાયદે ગણાય કે કેમ એવો સવાલ ઉભો થયો હતો. નવ ફરિયાદીઓના વાંધાનો નિકાલ કરતા મુન્સફ સાહેબને કેટલાક મહિના લાગ્યા; જ્યારે સેંટલમેંટ ઓફિસરે તો ૨૫–૩૦ હજાર કરાર સંબંધી તપાસ ચલાવી થોડાજ મહિનામાં પોતાનો ચૂકાદો આપી દીધો. તુરકૌલિયા કોઠીવાળા મુકદમામાં પાંચ ફેંસલા રૈયતની તરફેણમાં અને બાકીના ચાર કોઠીવાળાની તરફેણમાં થયા હતા, જ્યારે અહીંઆ તો બધા જ ફેંસલા કોઠીવાળાની તરફેણમાં આવી ઉભા રહ્યા. બીજી એક બીના પણ અહીં નોંધવા જેવી છે. જ્યાં જ્યાં શરહબેશીની રકમ બળાત્કારથી વસુલ થએલી પૂરવાર

થઇ અથવા તો કરારપત્ર અયોગ્ય લાગ્યું ત્યાં ત્યાં રૈયતના ખતપત્ર-કમાં સાહેબે શેરો માર્યો કે–"આ લોકો વીઘા દીઠ ત્રણ ગુંઠામાં ગળી વાવવાને બંધાયેલા છે." આથી રૈયતને રીબાવવાનું એક સરસ હથિયાર કોઠીવાળાને મળ્યું. શરહબેશીના કરાર જ્યાં ચોખ્ખા બેકાયદે પૂરવાર થયા ત્યાં કોઠીવાળાઓએ રૈયતને મારીપીટી તેમની પાસે સુલેહનામા લખાવી લીધા. અને નવાઇની વાત તો એ છે કે સેટ-લમેંટ ઓફિસરે પણ એ સુલેહનામા કબૂલ રાખ્યા. જે રૈયત વર્ષો થયાં શરહબેશી સામે ઝૂઝતી હતી, અને જે લડતમાં રૈયતે થોડીઘણી ફતેહ મેળવી હતી તે જ રૈયત તેજ લડતમાં પોતાની રાજીખુશીથી પાછી હઠે અને સુલેહનામા ઉપર સહી કરે એ એકદમ ગળે ઉતરતું નથી. છતાં સેંટલમેંટ ઓફિસરે બધી વાત દાબીદૂબી રાખી શરહ-બેશી વધારી દીધી. આથી રૈયતમાં પારાવાર નિરાશા ફેલાઇ અને અશાંતિની આગ અંદર અંદર ધુંધવાવા લાગી. જે ઓફિસર પા-સેથી પ્રજાએ બહુ ભારે આશા રાખી હોય તે જ ઓફિસર જુલ્મી કોઠીવાળાના હાથમાં રમકડારૂપ બની જાય ત્યારે તો રૈયતને અસાધારણ આઘાત થાય એ સ્વાભાવિક છે. મહાત્મા ગાંધીજી ચંપારણ્યમાં પ-ધાર્યા તે વખતે રૈયત, ઉપર કહી તેવી નિરાશાભરી અશાંત સ્થિતિમાંથી પસાર થઇ રહી હતી.

સેટલમેંટ ઓફિસરના કારભારથી રૈયત ભલે નિરાશ થઇ હોય તો પણ રૈયતમાં સૌ પહેલાં હિમ્મત અને જીવન પ્રકટાવવાનું માન તો અમે સેટલમેંટ ઓફિસરને જ આપવાના. કારણ કે આ પહેલી જ વાર અદાલતમાં રૈયતે પોતાના નીલવર સાહેબોની હાજ-રીમાં તેમની વિરૂદ્ધ પોતાની ફરિયાદો રજુ કરવાની હામ ભીડી હતી. સેટલમેંટ ઓફિસરની કચેરીમાં જ લોકોને એવું શિક્ષણ મળ્યું કે કોઠીવાળાઓ એજ કંઇ સરકાર નથી, અને કોઠીવાળા વિરૂદ્ધ પણ

અદાલતમાં સાચી વાત બોલી શકાય છે. આ હિમ્મતનું પરિણામ એ આવ્યું કે જ્યારે મહાત્મા ગાંધીજી ચંપારણ્યમાં પધાર્યા ત્યારે રૈયતે નીડર બની પોતાના દુઃખની કહાણી રજુ કરી અને કોઠીવાળાના દબાણની કશી પરવા રાખ્યા વિના પોતાની રાજીખુશીથી તેમણે પોતપોતાનાં દુઃખ નોંધાવ્યાં.

શરહબેશી સંબંધી તપાસમાં સેટલમેંટ ઓફિસર અવળે માર્ગે દોરાઇ ગયા હતા તે વિષે અમને બિલકુલ શંકા નથી. પણ એ વિષય એવો છે કે તેમાં મતભેદ લગભગ અનિવાર્ય છે. માણસ માત્ર ભૂલને પાત્ર છે, અને એ રીતે સેટલમેંટ ઓફિસરે ભૂલ કરી હોય તો પણ તેમાં તેમનો બહુ દોષ કાઢવા જેવું નથી.

તેમના પ્રતાપે એક બીજા આરોપનો પણ ખુલાસો થઇ ગયો. ચંપારણ્યની પ્રજા જ્યારે જ્યારે દુઃખથી કંટાળી કંઇક પોકાર કરવા લાગે છે ત્યારે ત્યારે કોઠીવાળા એકની એક જ વાત કહ્યા કરે છે કે “ રૈયતને અને અમારે કોઇ જાતની કડવાશ નથી, રૈયત તો બીચારી આનંદમાં લ્હેર કરે છે, બહારના થોડા તોફાનીઓ જ, ન હોય ત્યાંથી આવાં તોફાન ઉભાં કરે છે.” સરકાર પણ નીલવરોનો આ બચાવ એકદમ કબૂલ કરી લેતી. પરંતુ આ સર્વે ખાતાની તપાસ વખતે ધારી ધારીને શોધવા છતાંય બ્હારના કોઇ ચળવળખોરનો પત્તો ન લાગ્યો. ઉલટું અમલદારને પોતાને જ રૈયતની ઘણીખરી ફરિયાદ સાવ સાચી અને મહત્વની લાગી.

સેટલમેંટ ઓફિસરને રૈયતની ફરિયાદોમાં કયાંઇ પડદા પાછળનું તોફાન ન જણાયું અને તેથી તેમણે સરકારને સુચવી દીધું કે—“ગમે તેમ પણ ચંપારણ્યની પ્રજા મનુષ્યોની બનેલી છે, તેમની ઉપર હદ ઉપરાંતના જુલમ અને બોજા વધી જાય એટલે તે ઉશ્કેરાય એમાં કંઇ અસ્વાભાવિકતા જેવું નથી.” આવું ચોખ્ખું સત્ય સરકાર પાસે રજુ કરવા બદલ સેટલમેંટ ઓફિસરને અમારા ધન્યવાદ છે.

મહાત્મા ગાંધીજી ચંપારણ્યમા પધાર્યા ત્યારે, પ્રથમની જેમ આ વખતે પણ નીલવરોએ અને કેટલાક સરકારી અમલદારોએ પેલું જુનું ગીત આલાપવું શરૂ કરી દીધું ! પરંતુ સેટલમેંટ ઓફિસરના રીપોર્ટના ભણકાર પ્રાંતિક સરકારના કાનમાં ગુંજતા હોવાથી કદાચ તેમણે મહાત્માજી સામે કંઇ ઉતાવળાં પગલાં એકદમ લેવાં ઉચિત નહિ ધાર્યા હોય.



( ૧૦ )

# મહાત્મા ગાંધીજીનું આગમન



ઇ. સ. ૧૯૧૬ માં રાષ્ટ્રીય મહાસભાનું ૩૧ મું અધિવેશન લખનૌમાં ભારે ધામધૂમથી થયું હતું. હિંદુસ્થાનના જૂદા જૂદા ભાગોમાંથી લગભગ ૨૩૦૦ પ્રતિનિધિઓ આવ્યા હતા. પ્રતિનિધિઓની આવડી મ્હોટી સંખ્યા મહાસભાના ઇતિહાસમાં આ પ્રથમવારજ નોંધાઇ હતી. સુરતની કોંગ્રેસ પછી લો. ટિળક પોતાના સમુદાય સાથે આ પહેલીજવાર મહાસભામાં પધાર્યા હતા. દક્ષિણીઓ અને સિંધી પ્રતિનિધિઓથી છાવણી ઉભરાઇ જતી હતી. ગુજરાત, મધ્યપ્રાંત અને મદ્રાસથી પણ કંઇ ઓછા માણસો ન્હોતા. સંયુક્તપ્રાંતમાંથી તો લોકોની મ્હોટી સંખ્યા ઉતરી પડે એમાં તો કંઇ પૂછવાપણું જ ન હોય, કારણ કે આ માંડવો તેમના આંગણે જ રોપાયો હતો. મદ્રાસથી મિસીસ એની બિસાંટ પણ પોતાના શિષ્યસમુદાય સાથે આવી

પહોંચ્યાં હતાં. સભાપતિની સાથે બંગાળના પ્રતિનિધિઓ પણ સારી સંખ્યામાં હાજર થયા હતા. બિહાર પ્રાંતમાં પણ ઘણી સારી જાગૃતિ આવી હતી અને ત્યાંથી પણ પૂરતા પ્રતિનિધિઓ આવ્યા હતા. તેનું એક ખાસ કારણ હતું. આ વખતે મહાસભામાં બિહારની વતી કેટલાક મુખ્ય ઠરાવો રજુ થવાના હતા. મહાત્મા ગાંધીજી પોતાના પુત્ર સાથે આવી પહોંચ્યા હતા અને મહાસભાના મંડપ પાસે જ એક તંબુમાં ઉતર્યા હતા.

બિહાર પ્રાંત સંબંધી બે ઠરાવો રજુ કરવાનો તે વખતે વિચાર ચાલતો હતોઃ (૧) પટણા યુનિવર્સિટીના બીલ સંબંધે અને (૨) ચંપારણ્યની રૈયત તથા નીલવરો વચ્ચેના સંબંધની તપાસ ચલાવવા વિષે. વિષયવિચારિણી સમિતિમાં ઠરાવ મૂકવામાં આવે તે પહેલાં કેટલાક આગેવાનો મહાત્મા ગાંધીજી તથા પંડિત મદનમોહન માલવિયજીને મળી ચંપારણ્યની પ્રજાની પરિસ્થિતિ વિષે થોડી વાતચિત કરી આવ્યા હતા. માલવિયજી તો ચંપારણ્ય સંબંધે થોડીઘણી માહિતી ધરાવતા હતા, પણ મહાત્માજીતો એ વિષે સાવ અજાણ્યા જ હતા. વિષયવિચારિણી સમિતિમાં ચંપારણ્ય સંબંધી ઠરાવ મંજૂર થયો અને વક્તાઓનાં નામ સૂચવવાનો પ્રસંગ આવ્યો એટલે બિહારના પ્રતિનિધિઓએ મહાત્મા ગાંધીજીનું નામ સૂચવ્યું અને તેમને એ ઠરાવ રજુ કરવાની વિનંતિ કરી. મહાત્માજીએ જવાબમાં જણાવ્યું કે "હું એ વિષયમાં કંઈ જાણતો નથી અને જ્યાં સુધી પૂરી માહિતી ન મેળવી લઉં ત્યાં સુધી મારાથી કંઇ ન થઇ શકે." એટલે પછી ઠરાવ રજુ કરવાનું કામ બિહારના સુપ્રસિદ્ધ આગેવાન બાબુ વ્રજકિશોર પ્રસાદને સોંપવામાં આવ્યું. મહાસભાની બીજા દિવસની બેઠકમાં નીચેના ભાવાર્થનો ઠરાવ રજુ થયોઃ—

"ઉત્તર બિહારના નીલવરો અને તેમની રૈયત વચ્ચેના

અસંતોષ અને ખેતી સંબંધી દુઃખોની તપાસ કરવા તેમજ તે દુઃખો દૂર થાય તેવા ઉપાય સૂચવવા, સરકારી અને બિનસરકારી સભ્યોની એક કમિટી નીમવાની આ મહાસભા સરકારને પ્રાર્થના કરે છે." હિંદની રાષ્ટ્રીય મહાસભામાં ખેડુતોનાં દુઃખો એક ખેડુપ્રતિનિધિ મારફત બ્હાર લાવવાનો ઘણું કરીને આ પ્રથમ જ પ્રયત્ન હતો. ચંપારણ્યની ખેડુપ્રજાના પ્રતિનિધિ તરીકે ચુંટાઇ આવેલા પંડિત રાજકુમાર શુકલે આ ઠરાવને ટેકો આપતાં ચંપારણ્યની પ્રજાની રામકહાણી ભરસભામાં કહી સંભળાવી.

બિહાર અને ખાસ કરીને ચંપારણ્યના લોકોની એવી પ્રબળ ઇચ્છા હતી કે મહાત્માજી પોતે પ્રજાની શોચનીય સ્થિતિ પ્રત્યક્ષ નિહાળી જાય અને પ્રજાનાં દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરે તો ઘણું સારૂં. તેમણે એ વિષે મહાત્માજીને પત્ર પણ લખ્યા હતા, તે ઉપરાંત એક ગૃહસ્થને અમદાવાદ પણ મોકલ્યા હતા. પરંતુ યોગ્ય અવકાશ નહીં મળવાથી મહાત્માજી પ્રજાની અભિલાષા તુરતમાં સંતોષી ન શક્યા. મહાસભામાં ઉપલો ઠરાવ મંજૂર થયા પછી બિહારની પ્રજાએ મહાત્માજીને ફરીવાર આગ્રહ કર્યો; મહાત્માજીએ આવતા માર્ચ કયા એપ્રિલ મહિનામાં આવવાનું જણાવ્યું. આથી લોકોને કંઇક આશા બંધાઇ. લખનૌથી પાછા ફરતી વેળા બિહારના કેટલાક ભાઇઓ મહાત્માજી સાથે કાનપુર સુધી ગયા અને માર્ગમાં ચંપારણ્યની પ્રજાની સ્થિતિ વિષે કેટલીક વાતચિત કરી. આ વાતો સાંભળીને મહાત્માજીનું હૃદય પીગળી ગયું હોય એમ જણાયું. તેમણે ચંપારણ્યવાળા ભાઇઓને આવવાની ખાત્રી આપી અને તેઓ પણ મહાત્માજીના આગમનની રાહ જોતાં દિવસ ગણવા લાગ્યા.

લખનૌની મહાસભામાંથી આવ્યા પછી ચંપારણ્યની રૈયતે પંડિત રાજકુમાર શુકલ દ્વારા મહાત્માજીને નીચેનો એક પત્ર મોકલ્યો:—

બેતિયા, તા. ૨૭-૨-૧૯૧૭.

માન્યવર મહાત્મા,

સુણો છો રોજ સૌને તો
સુણો મ્હારી ય કરમકથની......

ટૉલ્સ્ટૉય જેવા મહાત્માના સ્વપ્નાં સાચાં પાડી આપે અસંભવિતને પણ સંભવિત કરી બતાવ્યું છે. એજ આશા અને વિશ્વાસથી પ્રેરાઈ આજે અમે અમારી કરમકથા આપને સંભળાવવા માગીએ છીએ. આપે દક્ષિણ આફ્રિકામાં, આપના અનુયાયી વીરો અને સત્યાગ્રહી ભાઇબ્હેનોની સાથે રહી જે જુલ્મો સામે લડત ચલાવી હતી તેના કરતાં ય અમારી કથા વધારે દુઃખદાયક છે.

અમારૂં તે દુઃખ-૧૯ લાખ આત્માને એકી સાથે દળી નાંખનારૂં દુઃખ, આપની પાસે વર્ણવી આપના કોમળ હૃદયને દૂભવવાનું અમને ઠીક નથી લાગતું. ટુંકામાં, અમે એટલીજ પ્રાર્થના કરવા માગીએ છીએ કે આપ જાતે એકવાર પધારી અમારાં દુઃખ નજરે નિહાળી જાવ, અને ભારતવર્ષના એક ખૂણામાં, બ્રિટિશ છત્રની શીતળ છાયા નીચે વસવાનું અભિમાન ધરાવનારી પ્રજા, કેવાં કેવાં દુઃખો વેઠી જાનવરથી પણ નપાટ જીવન ગુજારી રહી છે તેની આપને સંપૂર્ણ ખાત્રી થશે.

વધારે પડતું કંઇ ન લખતાં લખનૌ કોંગ્રેસ વખતે અને તે પછી કાનપુર જતી વખતે "હું માર્ચ યા એપ્રિલ મહિનામાં જરૂર ચંપારણ્ય આવીશ" એવું જે વચન આપ્યું હતું તે તરફ જ આપનું ધ્યાન ખેંચવા માગીએ છીએ. અત્યારે જ ખરો વખત છે. આપશ્રી આપનું વચન પાળો. ચંપારણ્યની ૧૯ લાખ દુઃખી રૈયત આપશ્રીના ચરણકમળનાં દર્શન કરવા મીટ માંડી બેઠી છે. અમને માત્ર આશા જ નથી, સંપૂર્ણ વિશ્વાસ છે કે જેવી રીતે ભગવાન્ શ્રી રામચન્દ્રજીના ચરણસ્પર્શથી અહલ્યાનો ઉદ્ધાર થઇ ગયો હતો તેવી રીતે ચંપારણ્યમાં આપશ્રીનાં પગલાં થતાં જ અમારો-૧૯ લાખ મનુષ્યોનો ઉદ્ધાર થઇ જશે.

આપશ્રીનો દર્શનાભિલાષી
રાજકુમાર શુકલ.

આ પત્રના જવાબમાં મહાત્માજીએ પોતે તા. ૭ મી માર્ચને રોજ કલકત્તે જવાનું લખ્યું, અને ત્યાં રાજકુમાર શુકલ ક્યાં મળી શકશે તે પૂછાવ્યું. ટપાલખાતાની ગરબડને લીધે પત્ર વખતસર ન પહોંચ્યો. પણ મહાત્માજી કલકત્તે આવવાના છે એ વાત શુકલજીના જાણવામાં આવી જવાથી તેઓ કલકત્તે ગયા. પરન્તુ ત્યાં ગયા પછી જોયું તો મહાત્માજી આવીને પાછા દિલ્હી ચાલ્યા ગયા હતા. શુકલજીએ ચંપારણ્ય આવી મહાત્માજીને ફરી પત્ર લખ્યો. એ પત્રના જવાબમાં તા. ૧૬–૩–૧૯૧૭ ના રોજ મહાત્માજીએ જણાવ્યું કે–" બનશે ત્યાં સુધી હું વહેલામાં વહેલો ચંપારણ્ય આવવાનો પ્રયત્ન કરીશ. " એ જ અરસામાં એટલે કે તા. ૨૨–૩–૧૭ ના રોજ બેતિયાના એક ઉત્સાહી નવયુવક ભાઇ પીરમહમદ મુનિસે મહાત્માજીને એક બીજો પત્ર બીડી ચંપારણ્યની કેટલીક વાતો તથા બનાવોની વિગત લખી મોકલી. આના ઉત્તરમાં તા. ૩૦–૩–૧૭ ને રોજ મહાત્માજીએ મુજફ્ફરપુર ક્યાં થઇને જવાય છે અને ચંપારણ્યમાં ત્રણ દિવસ રહેવાથી જે કંઇ જોવા–તપાસવાનું છે તે પાર પડે કે કેમ એનો ખુલાસો માગ્યો. એપ્રિલ મહિનામાં તેઓ ત્યાં આવશે એમ પણ એ પત્રમાં જણાવ્યું હતું. પરન્તુ આ પત્ર પહોંચે તે પહેલાં જ–તા. ૩–૪–૧૭ ના રોજ–મહાત્માજીએ શુકલજીને તારથી ખબર આપ્યા કે:–" હું કલકત્તે જઉં છું અને ત્યાં શ્રીયુત ભુપેન્દ્રનાથ બસુને ત્યાં ઉતરીશ. ત્યાં મળી જશો. " તાર મળતાંની સાથે જ શુકલજી કલકત્તે રવાના થયા અને ત્યાં મહાત્માજીને મળ્યા. આ બધી હકીકતની તે વખતે બિહારમાં કોઇને કશી ખબર ન હતી. ઑલ-ઇન્ડીઆ કોંગ્રેસ કમિટીમાં બિહારના સભ્યો આવ્યા હતા તેઓ પણ છેવટ સુધી મહાત્માજી ચંપારણ્યમાં આવવાના છે એ વાતથી અજાણ જ હતા. રાજકુમાર શુકલ પણ કોઇને મળી શકેલા નહીં. એટલે કમિટીના બિહારવાળા ગૃહસ્થો સાથે તેમને કશી વાતચિત પહેલેથી ન થઇ શકી.

ભાઈ શુકલજી સાથે રવાના થઇ મહાત્માજી તા. ૧૦–૪–૧૭ ને દિવસે બાંકિપુર પહોંચ્યા. ત્યાંથી સીધા તેઓ બાબુ રાજેન્દ્રપ્રસાદને ત્યાં ગયા. બાબુ રાજેન્દ્રપ્રસાદ તે વખતે ઑલ-ઇન્ડિયા કોંગ્રેસ-કમિટીમાં ગયા હતા અને ત્યાંથી જગન્નાથપુરી તરફ ગયેલા હોવાથી હજી સુધી પટણામાં આવ્યા ન્હોતા. ઘરે એક સાધારણ નોકર હતો. તે મહાત્માજીને ઓળખતો નહોતો, તેથી તેણે તેમને એક મામુલી માણુસ સમજી બ્હાર બેસાડી રાખ્યા.* એટલામાં મિ. મઝરુલ હકને એ સમાચાર મળ્યા. તેઓ દોડતા આવ્યા અને મહાત્માજીને પોતાને ત્યાં લઇ ગયા. બાબુ કૃષ્ણસહાય પણ પાછળથી આવી પહોંચ્યા. મહાત્માજીએ તે જ દિવસે સાંઝની ગાડીમાં મુઝફ્ફરપુર જવાનો ઠરાવ કર્યો, અને એ બાબતના ખબર શ્રીયુત જીવતરામ ભગવાનદાસ કૃપલાની ( ગ્રિયર ભૂમિહાર બ્રાહ્મણ કૉલેજ–મુઝફ્ફરપુરના અધ્યાપક ) ને તારથી આપી દીધા. મહાત્માજીએ બાંકિપુરમાં આખો દિવસ ફરી જે કંઇ જોવાલાયક હતું તે બધું જોઇ લીધું અને ઠરાવ મુજબ સાંઝે મુઝફ્ફરપુર તરફ રવાના થયા. રાતના એક વાગે ગાડી મુઝફ્ફરપુર પહોંચી. પ્રૉફેસર કૃપલાનીને તાર મળેલો હોવાથી તેઓ પોતાના થોડા વિદ્યાર્થીઓની સાથે સ્ટેશન ઉપર હાજર હતા. પ્રોફેસર સાહેબ મહાત્માજીને ઘણા વખતથી ઓળખતા હતા, પણ તેમના પ્રત્યક્ષ દર્શન કોઇવાર કર્યાં ન હતા, એટલે તેઓ રાત્રીના વખતે મહાત્માજીને પિછાની ન શક્યા. પં. શુકલજીએ લોકોની ભીડ જોઈ કલ્પના કરી કે ઘણું કરીને મહાત્માજીને લેવા માટે જ આ લોકો અહીં આવ્યા

* બાંકિપુરથી એક પત્રમાં મહાત્માજીએ લખ્યું હતું કેઃ–“ જે માણસ મને અહીં લાવ્યો છે તેને કશી ખબર નથી. કોઇ અજાણી જગાએ મને નાંખ્યો છે. ઘરધણી નથી. નોકરો માને છે કે અમે બન્ને ભિક્ષુક હોવા જોઇએ. ઘરનું પાયખાનું પણ નથી વાપરવા દેતા. ખાવાપીવાની તો વાત જ શી ? અપમાનો ઘણાં (સહન) કીધાં છે એટલે અહીંની વિચિત્ર દશા મને પીડતી નથી...,”

હશે. તેમણે તેમની પાસે જઇ દૂરથી જ મહાત્માજીને ઓળખાવ્યા. ત્યારબાદ લોકોએ સ્ટેશન ઉપર જ મહાત્માજીની આરતી ઉતારી, અને તેમને ગાડીમાં બેસાડી પોતે ખેંચી ગયા. મહાત્માજી પ્રો. કૃપલાની સાથે તેમના છાત્રનિવાસમાં ઉતર્યા.

તા. ૧૧–૪–૧૭ ને દિવસે મહાત્માજી "બિહાર પ્લૅન્ટર્સ એસોસીએશન"ના મંત્રી મિ. જે. એમ. વિલ્સનને મળ્યા અને પોતાનું ત્યાં આવવાનું કારણ દર્શાવતાં તેમને કહ્યું કે:–" કોઠીવાળા અને તેમની રૈયત વચ્ચે જે અણબનાવ થયો છે તે વિષે હું તપાસ કરવા માગું છું અને તેમાં તમારી મદદ મળે એમ ઇચ્છું છું." મિ. વિલ્સને જવાબ આપ્યો કે:—" હું મારાથી બનશે તેટલી તમને મદદ કરીશ; પણ એસોસીએશનના મંત્રી તરીકે હું કોઇ જાતની જવાબદારી નહીં લઈ શકું." સાંઝે મુઝફ્ફરપુરના કેટલાક વકીલો સાથે મેળાપ થયો, તેમાં બાબુ રામનવમીપ્રસાદ પણ હતા. તેમણે મહાત્માજીને ચંપારણ્ય જવાની ભલામણ કરી. મહાત્માજીએ જવાનું કબૂલ્યું એટલે તે વાતના તે જ દિવસે બાબુ વ્રજકિશોરપ્રસાદને તારથી ખબર પહોંચાડવામાં આવ્યા. બીજે દિવસે તા. ૧૨ મીએ મહાત્માજીએ પોતાનો ઉતારો બદલ્યો અને બાબુ ગયાપ્રસાદસિંહ વકીલને ત્યાં જઇ રહ્યા. પછી તિરહુત ડીવીઝનના કમિશ્નર માનનીય મિ. એલ. એફ. મૌરશેડને પોતાના આગમન વિષે ખબર આપી, અને મળવાને માટે કયો વખત અનુકૂળ પડશે તે પૂછાવ્યું. ઉત્તરમાં મિ. મૌરશેડે તા. ૧૩ મીના રોજ સવારે નવ વાગતાં મળવાનું નક્કી કર્યું. તે દિવસે મહાત્માજીને મિ. વિલ્સનનો એક પત્ર મળ્યો, તેમાં તેણે લખ્યું હતું કે "અહીં આ તમારે તપાસ ચલાવવાની કશી જરૂર નથી. છતાં જો આ લડાઇના વખતમાં તમે એ કામ હાથ ધરશો તો ચળવળખોરો પોતાનો સ્વાર્થ સાધવા મ્હોટી હોહા કરી મૂકશે, અને તેથી તમે જેનું ભલું કરવા માગો છો તેને જ નાહક હેરાન કરી મૂકશો." સાંઝે બાબુ વ્રજકિશોરપ્રસાદ દરભંગેથી મુઝફ્ફરપુર આવી પહોંચ્યા.

તા. ૧૩-૪-૧૭ ને રોજ મહાત્માજીએ કમિશ્નરની મુલાકાત લીધી. એ વખતે મુઝફ્ફરપુરના કલેકટર મિ. ડી. વેસ્ટન પણુ હાજર હતા. કમિશ્નર સાહેબ બિહારમાં મહાત્માજીની હાજરી સાંખી ન શકયા, તેમણે પોતાની નાપસંદગી બતાવી અને પૂછયું કે—"અહીંઆ તમે કોના બોલાવવાથી આવ્યા છો ? સરકાર તરફથી અત્યારે પણુ તપાસ ચાલે છે જ. આપને અહીં આવવાની કશી જરૂર ન હતી. અમે આપને કોઇ રીતે મદદ આપી શકીએ તેમ નથી. અમારી સલાહ માનો તો તમારે અહીંથી ચાલ્યા જવું એ જ વધારે સારૂં છે."

મહાત્માજીએ કહ્યું કે: "અહીંની પ્રજાની ફરિયાદો તો હું ઘણા વખતથી સાંભળતો આવું છું, તેમના કેટલાક પત્રો પણુ મને મળ્યા છે, પરંતુ હું તમને તે ન બતાવી શકું. છેલ્લી મહાસભા વખતે બિહારના પ્રતિનિધિભાઇઓએ ચંપારણ્ય સંબંધી ઠરાવ રજુ કરવાનો મને આગ્રહ કર્યો હતો, પણુ હું જ્યાંસુધી પૂરેપૂરી વિગતથી વાકેફ ન થઉં ત્યાંસુધી એ બાબત વિષે મારાથી કંઇ ન થઇ શકે એમ માની તે વખતે મેં તેમને ના કહી હતી. આથી તેમણે મને અહીં બોલાવવાનું નક્કી કર્યું અને તેમના જ નિમંત્રણથી હું અહીં આવ્યો છું."

અમલદારોની ધમકી અથવા ખફગીથી કંઇ મહાત્માજી થોડા જ પોતાના નિશ્ચયથી ડગી જાય ? પ્લેન્ટર્સ એસોસીએશનના મંત્રી અને કમિશ્નર જેમ જેમ ચંપારણ્ય ન જવાનો તેમને આગ્રહ કરવા લાગ્યા તેમ તેમ તેમનો વ્હેમ વધવા લાગ્યો. તેમને થયું કે આ લોકો આટલી બધી મનાઈ કરે છે માટે જરૂર દાળમાં કંઈક કાળું હોવું જોઇએ, આથી મહાત્માજી પોતાના નિશ્ચયમાં અડગ જ

રહ્યા. કમિશ્નર વિગેરેના રંગઢંગ ઉપરથી તેમને ખાત્રી થઈ કે તેઓ જે તપાસ કરવા માગે છે તેમાં નીલવરો અને સરકારી અમલદારોની મદદની વાત તો એક બાજુએ રહી, ઉલટું એ લોકો વિઘ્નો નાંખવામાં પણ મણા નહીં રાખે.

કમિશ્નરને મળી મહાત્માજી ઘેર આવ્યા. બાબુ વ્રજકિશોરપ્રસાદ, બાબુ રામનવમીપ્રસાદ, બાબુ રામદયાળુસિંહ વકીલ તથા બાબુ ગયાપ્રસાદસિંહ વિગેરેએ મળી કમિશ્નરને એક પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે " અમે તથા બિહારના બીજા પ્રતિનિધિઓએ જ લખનૌની મહાસભા વખતે મહાત્માજીને અહીં આવવાનો તથા તપાસ કરવાનો આગ્રહ કર્યો હતો." આ પત્રની સાથે મહાત્માજીએ પોતે પણ એક જૂદો પત્ર બીડયો અને તેમાં લખ્યું કે " નીલવરો અને રૈયત વચ્ચેના સંબંધ વિષે મેં આજ સુધીમાં જે કંઈ સાંભળ્યું છે તેના ખરાખોટાપણાની તપાસ કરવા માટે જ હું અહીં આવ્યો છું. હું એ બન્ને વચ્ચે પ્રતિષ્ઠાભરી સમાધાની થાય એમ ઇચ્છું છું."

તે દિવસે બાબુ ગોરખપ્રસાદ વકીલ મોતિહારીથી મુઝફ્ફરપુર આવ્યા અને વ્રજકિશોરપ્રસાદ પોતાના મિત્રોની સલાહ લેવા દરભંગા ગયા. મહાત્માજી મુઝફ્ફરપુર પધાર્યા છે એ સમાચાર આખા ચંપારણ્યમાં ફેલાઇ ગયા હતા, કેટલાકો ખાસ દર્શન કરવા મુઝફ્ફરપુર પણ આવી પહોંચ્યા હતા. મહાત્માજી તેમને સૌને મળ્યા, અને તેમની હકીકત સાંભળી તેમજ બીજાં કાગળપત્રો આવ્યાં હતાં તે પણ જોઇ લીધાં. હજી સુધી તેઓ ચંપારણ્યની સ્થિતિ વિષે પૂરેપૂરૂં અનુમાન કરી શકયા ન હતા. તેઓ જાતજાતની વાતો સાંભળી કેટલીક વાર પૂછતા કે:—" શું આ બધું બનવાજોગ છે ?" તેમને હજી લોકોની વાતમાં વિશ્વાસ બેઠો ન્હોતો. તેમનો ચંપારણ્ય જવાનો નિશ્ચય વધુ ને વધુ દૃઢ બનતો ગયો.

તા. ૧૪ મીએ મહાત્માજીએ ઠરાવ કર્યો કે આવતી કાલે એટલે કે તા. ૧૫ મી એ (રવિવારે) બપોરની ગાડીમાં ચંપારણ્ય પહોંચી જવું જોઇએ. તેમણે હાજર રહેલાઓને આ વાત જણાવી અને એક દુભાષિયા માટે તજવીજ કરવાનું કહ્યું. સાંઝે તેઓ પાસેના જ એક ન્હાના ગામડામાં પહોંચી ગયા અને ત્યાં લોકોની દશા પોતે નજરોનજર જોઇ. એક ગરીબ માણસની ઝુંપડીમાં જઇ તેઓની રહેવાની રીતભાત તથા બીજી જરૂરી વાતો પૂછી, ન્હાનાં ન્હાનાં બાળકો તથા બૈરાંઓ સાથે પણ વાતચિત કરી. આ ગામડામાંથી નીકળતી વખતે તેમણે કહ્યું કે જ્યાં સુધી આ લોકોની દશા નહીં સુધરે ત્યાં સુધી હિંદુસ્થાનને સ્વરાજ્ય મળવાનું નથી.

સાંજે બાબુ વ્રજકિશોરપ્રસાદ તથા બાબુ ધરણીધર વકીલ દરભંગેથી આવી પહોંચ્યા. બાબુ ધરણીધરે તથા બાબુ રામનવમીપ્રસાદે મહાત્માજીની સાથે ચંપારણ્ય જવું એમ નક્કી થયું. રાત્રે મહાત્માજીની સાથે ખૂબ વાર્તાલાપ થયો. તેમની વાતો સાંભળી કામ કરનારાઓમાં નવો ઉત્સાહ આવ્યો. મહાત્માજીએ દક્ષિણ આફ્રિકાની વાત નીકળતાં, ત્યાં એક માણસ જેલમાં જાય તો તેનું કામ સંભાળવા બીજો માણસ કેવી રીતે ગોઠવાઇ જતો અને બીજો જાય તો ત્રીજો અને ત્રીજો જાય તો ચોથો એમ ક્રમેક્રમે શી રીતે ખાલી જગ્યાઓ ભરાઇ જતી એ બધું કહી સંભળાવ્યું. છેવટે વાતનો ઉપસંહાર વાળતાં તેમણે કહ્યું કેઃ—"અહીં પણ આપણે એ જ રીતે કામ કરીએ એમ હું ઇચ્છું છું. આપણને ઘણી ઘણી રીતે પજવવામાં આવશે, સીધી રીતે કામ કરવા નહીં દે એટલું જ નહીં, પણ મને પકડવા માટે વારંટ નીકળે એ બધાની હું કલ્પના કરી શકું છું. એટલા માટે હવે જેમ બને તેમ જલદી ચંપારણ્યમાં પહોંચી જવાય તો વધારે સારૂં. મારી સામે જે પગલાં લેવાવાનાં હોય તે ચંપારણ્યમાં ચંપારણ્યની રૈયતની નજર સામે જ

ભલે લેવાય. મને તમે એક માણુસ એવો મેળવી આપો કે જે મારી પાસે રહી કારકુનનું કામ કર્યા કરે. બિહારમાં એવો માણુસ મળવો મુશ્કેલ છે. પણુ તે તો પછીથી જોઇ લેવાશે.”

તા. ૧૫ મીએ કોઈ એક ખાસ કામને માટે બાબુ વ્રજકિશોરપ્રસાદ કલકત્તા રવાના થયા. બાબુ ગોરખપ્રસાદ મોતિહારી ગયા હતા તે પણુ પાછા આવી ગયા. આથી મહાત્માજી, બાબુ ધરણીધર, બાબુ રામનવમીપ્રસાદ તથા બાબુ ગોરખપ્રસાદની સાથે મોતિહારી જવા બપોરની ગાડીમાં રવાના થયા. વારંટના ભણુકાર અહીંથી નીકળતાં જ શરૂ થઈ ગયા, મહાત્માજી તો તેની રાહ જ જોતા હતા. તેમણે જરૂરી ચીજો પોતાની પાસે રાખી બાકીનો સામાન એક જૂદી પેટીમાં મૂકી દીધો. મુઝફ્ફરપુર સ્ટેશન ઉપર મહાત્માજીને વળાવવા ઘણા લોકો આવ્યા હતા. માર્ગમાં પણુ લગભગ બધા સ્ટેશને મહાત્માજીના દર્શન કરવા લોકો ઉભરાતા હતા. લગભગ ત્રણુ વાગે તેઓ મોતિહારી પહોંચ્યા અને સીધા બાબુ ગોરખપ્રસાદને ઘેર ગયા. જોતજોતામાં મહાત્માજીના આગમન વિષે આખા ગામમાં સમાચાર ફેલાઇ ગયા. લોકોનાં ટોળેટોળાં ઘરની આસપાસ ફરી વળ્યાં. કેટલાક સરકારી નોકરો પણુ મહાત્માજીના દર્શન કરવા આવ્યા, પણુ પોલિસની બદઓ આવવાથી તેઓ દૂરથી જ મહાત્માજીના પ્રણામ કરી ચાલ્યા ગયા.

તા. ૧૬ મીએ જસવલીપટ્ટી નામના ગામમાં જવાનો મહાત્માજીએ નિર્ણય કર્યો. કારણુ કે ત્યાં એક સદ્ગૃહસ્થ ઉપર જુલમ થયાના, આગલે દિવસે ખબર મળ્યા હતા. બહારગામથી જે લોકો આવ્યા હતા તેમને પોતાની જુબાનીઓ લખાવવા માટે એક દિવસ થોભવાનું કહી દીધું.

ઠરાવ પ્રમાણે તા. ૧૬ મીએ સવારે નવ વાગે મહાત્માજી, બાબુ ધરણીધર તથા બાબુ રામનવમીપ્રસાદ જસવલીપટ્ટી જવા હાથીપર સવાર

થઇ રવાના થયા.* એક તો વૈશાખ મહિનો, ખરો બપોરનો વખત, અને ઉપરાંત વંટોળીઆને લીધે પૂરી આંખ પણ ન ઉઘડે. મહાત્માજીને હાથી પર બેસવાની ટેવ નહોતી, અધૂરામાં પૂરૂં એક કે બેને બદલે ત્રણેય જણને હાથીની પીઠ પર ગોઠવાઇ જવાનું હતું ! મહાત્માજીના અંતઃકરણમાં તો રૈયતનાં દુઃખોનો એવો મ્હોટો દાવાનળ સળગ્યા કરતો હતો કે તેમને આ બહારનો તાપ કે વંટોળીઓ કાંઇ કરી શકે તેમ નહોતું. માર્ગમાં ઘણી વાતો થઇ. બિહારમાં પડદાનો વિષય નીકળતાં મહાત્માજીએ કહ્યું કે–" આપણી સ્ત્રીઓ અંગ્રેજબાનુઓની માફક રહે એમ હું નથી કહેતો, પરંતુ આવા રિવાજોથી તેમના આરોગ્ય ઉપર કેટલી માઠી અસર થાય છે, અને તેથી તેમના સ્વામી વિગેરે કેવી અગવડમાં મૂકાય છે એ વાત તો તેમણે જરૂર સમજવી જોઇએ. " વાતો અને આનંદ કરતા તેઓ મોતિહારીથી નવ માઇલ ઉપર આવેલા ચન્દ્રહિયા ગામમાં લગભગ બાર વાગ્યે પહોંચ્યા. મહાત્માજીએ અહીં ઉતરી વસ્તીનાં સુખઃદુઃખ જાણી લેવાની ઇચ્છા બતાવી. તપાસ કરતાં જણાયું કે આ ગામડું મોતિહારી કોઠીના તાબામાં છે અને ત્યાંની વસ્તીનો મ્હોટો ભાગ માત્ર મજૂરી કરીને જ પોતાનું પેટ ભરે છે. બપોરનો વખત હોવાથી બધા લોકો કોઠીમાં કામ કરવા ગયા હતા. એટલામાં અણધાર્યો એક માણસ આવી ચડયો. તેણે ગામની કેટલીક વાતો સંભળાવી અને વાતવાતમાં કહી દીધું કે–અરે, અમારા કોઠીવાળા સાહેબ પાસે તો મ્હોટા કલેક્ટર પણ પાણી ભરે ! તેની વાતો પરથી તે કોઠીની સાથે જ સંબંધ ધરાવતો હોય એમ લાગ્યું. આ પ્રમાણે વાતો થતી હતી તેટલામાં કોઇ એક સફેદ પોશાકવાળો, બાઇસિકલ ઉપર બેસી

---

* હાથી આ તરફ સસ્તા ભાડામાં મળે છે. મહાત્માજીએ સત્યાગ્રહાશ્રમમાં આ સર્વ હકીકત કહી સંભળાવતાં રમૂજમાં કહેલું કેઃ " દરબારી ઠાઠમાં અમારી સવારી નીકળી. "

અગારી તરફ આવતો જણાયો. તે બીજો કોઇ નહીં પણ પોલિસનો દારોગો હતો. તેણે મહાત્માજીને કહ્યું કે—"કલેક્ટર સાહેબે આપને સલામ કહેવડાવ્યા છે." તેમણે તેને વાહનનો બંદોબસ્ત કરવાનું કહ્યું. તે ગયો એટલે મહાત્માજીએ પોતાના સાથીઓને કહ્યું:—"આવા કોઇ બનાવની હું તો વાટ જ જોતો હતો. તમે જસવલીપટ્ટી પહોંચી જાઓ અને ત્યાં જઇ કામ કરવા મંડી પડો. જરૂર જણાય તો રાત ત્યાં જ રોકાઇ જજો." એટલામાં દારોગાજી એક બળદગાડી લઇ આવ્યા. મહાત્માજી ગાડામાં બેસી મોતિહારી તરફ ગયા અને તેમના સાથીઓ જસવલીપટ્ટી રવાના થયા.

મહાત્માજીને માર્ગમાં એક એક્કો મળ્યો. દારોગાજીના કહેવાથી તેઓ ગાડામાંથી ઉતરી એક્કામાં બેઠા. થોડે દૂર ગયા એટલે એક ઘોડાગાડી આવતી જણાઇ. તેમાં પોલિસ અમલદાર, ડેપ્યુટી સુપ્રિ-ન્ટેન્ડેન્ટ બેઠા હતા. તેમણે એક્કા પાસે પહોંચતાં જ મહાત્માજીને એક્કામાંથી ઉતરી પોતાની સાથે ઘોડાગાડીમાં બેસવાનું કહ્યું. ગાડી થોડી આગળ ચાલી એટલે સુપ્રિન્ટેન્ડેન્ટે ખિસ્સામાંથી એક કાગળીઓ કાઢયો. મહાત્માજી તે શાંતિપૂર્વક વાંચી ગયા, અને મોતિહારી જઇ તેની પહોંચ લખી આપી. પેલા કાગળીઆમાં મહાત્માજીને નીચેની નોટિસ* આપવામાં આવી હતી:—

---

* To,
Mr. M. K. Gandhi.
At present in Motihari.

Whereas it has been made to appear to me from the letter of the Commissioner of the Division, copy of which is attached to this order, that your presence in any part of the District will endanger the public peace and may lead to serious disturbance which may be accompanied by loss of life and whereas urgency is of the utmost importance

મિ. એમ. કે. ગાંધી,

હાલ મુકામ મોતિહારી.

આ વિભાગના કમિશ્નરનો પત્ર જે આ સાથે સામેલ છે, તે પરથી જણાય છે કે તમારી હાજરીથી આ જીલ્લામાં શાંતિનો ભંગ અને ખૂનખરાબી થવાનો ભય રહે છે, અને આ વાત ઘણી તાકીદની છે એટલા માટે આ હુકમથી વળતી ગાડીએ ચંપારણ્ય છોડી ચાલ્યા જવાનું હું તમને ફરમાવું છું.

તા. ૧૬ એપ્રિલ, ૧૯૧૭. (સહી) ડબલ્યુ. બી. હેકોક.

ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ, ચંપારણ્ય.

આ નોટિસની સાથે તિરહુત વિભાગના કમિશ્નરનો જે પત્ર* સામેલ હતો તેની મતલબ નીચે પ્રમાણે છે:—

---

Now, therefore, I do hereby order you to abstain from remaining in the District, which you are required to leave by the next available train.

(Sd.) W. B. Heycock,

16th April, 1917. District Magistrate, Champaran.

* To,

The District Magistrate of Champaran.

Sir,

Mr. M. K. Gandhi has come here in response to what he describes as an insistent public demand and to enquire into the conditions under which Indians work on indigo plantations and desires the help of the Local Administration. He came to see me this morning and I explained that the relations between the planters and ryots had engaged the attention of the Administration since the sixties, and that we were particularly concerned with a phase of the problem in Champaran now; but that it was doubtful whether the intervention of a

ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ ચંપારણ્ય.

હિંદી રૈયત ગળીના ખેતરોમાં કેવી સ્થિતિમાં કામ કરે છે તે બાબત તપાસ કરવા, તેમના કહેવા પ્રમાણે લોકોના ખાસ આગ્રહથી મિ. એમ. કે. ગાંધી આ તરફ આવ્યા છે, અને તેમાં તેઓ સ્થાનિક સત્તાવાળાઓની મદદ મળે એમ ઇચ્છે છે. આજે સવારે તેઓ મને મળવા આવ્યા હતા. મેં તેમને કહ્યું કે રૈયત અને ગળીના કારખાનાવાળાઓ વચ્ચેના સંબંધ વિષે સરકાર ૧૮૬૦ થી ધ્યાન આપતી આવી છે; અને અત્યારે પણ ખાસ કરીને અમે

---

stranger in the middle of our treatment of the case would not prove an embarrassment. I indicated the potentialities of disturbance in Champaran, asked for credentials to show an insistent public demand for his enquiry and said that the matter would probably need reference to Government.

I expected that Mr. Gandhi will communicate with me again before he proceeds to Champaran, but I have been informed since our interview that his object is likely to be agitation rather than a genuine search for knowledge, and it is possible that he may proceed without further reference. I consider that there is danger of disturbance to the public tranquillity should he visit your district. I have the honour to request you to direct him by an order under Section 144 Cr. P. C. to leave it at once if he should appear.

I have the honour to be,

Sir,

your most obedient servant,

Sd./ L. F. Morshead,

Commissioner of the Tirhut Division.

ચંપારણ્યમાં એજ કાયદો ઉકેલવા મથીએ છીએ. આવા વખતમાં એક સાવ અજાણ્યો માણસ વચમાં માથું મારે તો કામ કથળી જાય એવો સંભવ છે. ચંપારણ્યની નાજુક સ્થિતિ મેં તેમને સમજાવી, તેમને અહીં તપાસ કરવા કોણે બોલાવ્યા છે તેનો પૂરાવો રજુ કરવા કહ્યું અને આવી બાબતમાં અમારે સરકારની સલાહ પણ લેવી પડે એમ જણાવ્યું.

ચંપારણ્ય જતાં પહેલાં મિ. ગાંધી મારી સાથે પત્રવ્યવહાર કરશે એમ મેં ધાર્યું હતું. પરન્તુ મારે તેમની સાથે વાતચિત થઇ તે પછી હું જાણી ગયો કે તેમનો ઇરાદો સાચી વસ્તુસ્થિતિની તપાસ કરવાને બદલે ઘણું કરીને ચળવળ ચલાવવાનોજ હોવો જોઇએ. સંભવ છે કે તેઓ મને જણાવ્યા વિનાજ નીકળી પડે. મારી સમજ પ્રમાણે તેઓ તમારા જીલ્લામાં આવે તો, સુલેહશાંતિનો ભંગ થાય એવો ભય રહે છે. એટલા માટે જો તેઓ ત્યાં આવી ચડે તો હિંદી ફોજદારી કાયદાની ૧૪૪ મી કલમ પ્રમાણે તમારે તેમને જીલ્લો છોડી જવાનો તુરત હુકમ કરવો.

હું છું,
તમારો ઘણેજ તાબેદાર સેવક,
(સહી) એલ. એફ. મોરશેદ.
કમિશનર, તિરહુત ડિવિઝન.

મહાત્માજીએ એ નોટિસનો જવાબ* નીચે પ્રમાણે લખી મોકલ્યો:—

---

* Sir,

With reference to the order under Section 144 of the Criminal Procedure Code just served upon me, I beg to state that I am sorry that you have felt called upon to issue it and I am sorry, too, that the Commissioner

હિંદી ફોજદારી કાયદાની ૧૪૪ મી કલમ પ્રમાણે મને પહોંચાડવામાં આવેલી નોટિસના જવાબમાં હું એટલું જ જણાવવા માગું છું કે આપને એ નોટિસ કાઢવાની જરૂર પડી તે માટે હું દિલગીર છું. ડિવિઝનના કમિશ્નર મારી સ્થિતિ તદ્દન ઉલટી રીતે જ સમજ્યા તેથી પણ મને ખેદ થયો છે. જાહેર જવાબદારીનો વિચાર કરતાં મને લાગે છે કે હું આ જીલ્લો છોડીને જઇ ન શકું. પરંતુ સત્તાધિકારીઓની મરજી હોય તો તેઓ તેમના એ હુકમનો ભંગ કરવા માટે મને જે શિક્ષા ફરમાવે તે સહન કરવાને હું તૈયાર છું.

કમિશ્નરે જે એમ સૂચવ્યું છે કે મારો અહીં આવવાનો ઉદ્દેશ ચળવળ ચલાવવાનો છે તેનો હું બિલકુલ ઇન્કાર કરૂં છું. મારી એક માત્ર ઇચ્છા કેવળ સાચી વાત જાણી લેવા પૂરતી છે, અને જ્યાં સુધી હું સ્વતંત્ર રહીશ ત્યાંસુધી તે ઇચ્છાને સંતોષતો રહેવાનો.

તા. ૧૬ એપ્રિલ, ૧૯૧૭. એમ. કે. ગાંધી.

આ બાબતના સમાચાર મિ. એચ. એસ. પોલોક, માન. પંડિત મદનમોહન માલવિયજી, બાબુ રાજેન્દ્રપ્રસાદ તથા હિંદુસ્તા-

---

of the Division has totally misinterpreted my position. Out of a sense of public responsibility, I feel it to be my duty to say that I am unable to leave this District, but if it so pleases the authorities, I shall submit to the order by suffering the penalty of disobedience.

I must emphatically repudiate the Commissioner's suggestion that my object is likely to be agitation. My desire is purely and simply for a genuine search for knowledge. And I shall continue to satisfy it so long as I am free.

16th April, 1917. M. K. Gandhi.

નના બીજા નેતાઓને તારથી તરતજ પહોંચાડવામાં આવ્યા અને મિ. સી. એફ. એન્ડ્રુઝને એકદમ આવવાનો તાર કર્યો.

બીજી તરફ મહાત્માજીએ ચાલુ કામ શી રીતે આગળ ધપાવવું તે વિષે એક નિયમાવલી કાર્યકર્તાઓને માટે તૈયાર કરી.

બાબુ ધરણીધર અને બાબુ રામનવમીપ્રસાદ મહાત્માજીથી છૂટા પડી બપોરે બે વાગતાં જસવલીપટ્ટી ગામમાં પહોંચ્યા. થોડાજ વખતમાં તેમની પાછળ બીજા એક દારોગાજી પણ પહોંચી ગયા. આ દારોગાજી બાબુ ધરણીપ્રસાદના એક વખત વિદ્યાર્થી અને બાબુ રામનવમીપ્રસાદના સહાધ્યાયી હતા. છતાં તેણે સાચી વાત છૂપાવવામાં જ પોતાની બહાદુરી માની. તેણે કહ્યું કેઃ—"હું તો બીજા એક મુકદમા વિષે તપાસ કરવા અહિં આવ્યો છું. તમને સૌને આવેલા જાણ્યા એટલે તમને મળવા માટે જ તમારી પાસે આવ્યો." મહાત્માજી મોતિહારી પહોંચ્યા તે પછી આ ભાઇને પેલા બે કાર્યકર્તાઓની પાછળ બાતમીદાર તરીકે મૂકવામાં આવ્યા હતા એમ પાછળથી જણાવ્યું. થોડી વાત થયા પછી દારોગાજીએ પોતાનો જુનો સંબંધ યાદ કરાવી કહ્યું કેઃ–"તમારા જેવા સારા માણસોએ આવી ભાંજગડમાં ન પડવું જોઇએ." બાબુ ધરણીધર અને તેમના સાથી, જે થોડાઘણા માણસોની જુબાનીઓ લેવાની હતી તે લઈ કરીને સાંજે ચાર વાગે મોતિહારી જવા રવાના થયા. મહાત્માજીને મળેલી નોટિસના સંબંધમાં આ ભાઇઓને હજી સુધી કંઇ ખબર મળ્યા ન હતા. મોતિહારી જતાં માર્ગમાં તેમણે એ સમાચાર સાંભળ્યા. રાત્રે લગભગ ૧૦ા વાગ્યે જ્યારે ઉતારે પહોંચ્યા ત્યારે મહાત્માજીએ પેલી તૈયાર કરેલી નવી નિયમાવલી તેમના હાથમાં મૂકી અને તેમના જેલ ગયા પછી ચાલુ કામ શી રીતે આગળ ધપાવવું તે વિષે કેટલીક સૂચનાઓ આપી. તેમણે કહ્યું કેઃ—"તમારામાંનો

દરેક જણુ કામ કરતો કરતો મારી પાછળ જેલમાં આવે તો આપણી ફતેહ થઇ એમજ સમજવું."

તા. ૧૭–૪–૧૭ નો દિવસ ગામડાનાં લોકો માટે મુકરર કરવામાં આવ્યો હતો. તે દિવસે પુષ્કળ માણસોએ આવી પોતાની જુબાનીઓ લખાવવા માંડી. દારોગાજી પણ અગાઉથી આવી હાજર થઇ ગયા. તેમણે શરૂઆતમાં તો જુબાની લખાવનારાઓનાં ખાનગી રીતે નામો મેળવવાની તજવીજ ચલાવી. પણ એ ખાનગીપણું લાંબું ન ચાલવાથી આખરે જાહેર રીતે નામો નોંધવા માંડયા. રૈયતમાંથી લોકો એવડી મ્હોટી સંખ્યામાં હાજર થયા કે જુબાની લખનારા થાકી ગયા. મહાત્માજી તો જાણતાજ હતા કે હુકમનો અનાદર કરવા માટે તેમને જેલમાં ગયા સિવાય નહીં ચાલે. તેથી થાકની દરકાર કર્યા વિના જ સૌ કામ કરવા લાગ્યા. નોટિસની વાત રૈયતને હજી સુધી કોઇએ કરી ન હતી.

અહીંનું કામ પૂરું કર્યા પછી આવતી કાલે એટલે કે તા. ૧૮ મીએ મોતિહારીથી ૧૧ માઇલ દૂર પરસૌની, જવાનું ચોક્કસ કરી વાળ્યું હતું અને એ બાબતના સમાચાર પણ ત્યાં મોકલી દીધા હતા. માત્ર વાહનનો બંદોબસ્ત કરવાનો જ બાકી હતો. રાતના ત્રણ વાગે મોતિહારીથી નીકળવાનો સૌનો ઇરાદો હતો. વાહનનો બંદોબસ્ત થઇ જાય તો ઠીક જ છે, નહીંતર પગે ચાલીને પણ વખતસર પરસૌની પહોંચી જવાનો નિશ્ચય થઇ ચૂકયો.

આ રીતે પૂર જોસથી કામ ચાલી રહ્યું હતું. હિંદુસ્થાનના જૂદાજૂદા ભાગમાંથી તાર અને પત્રો આવવા લાગ્યા. મિ. પોલોકે પ્રયાગથી તારમાં જણાવ્યું કે—" હું પટણા આવવા રવાના થાઉં છું." આન. મિ. મઝરૂલ હકે પૂછાવ્યું કે:—" મારી જરૂર હોય તો હું આવી પહોંચું." બાબુ રાજેન્દ્રપ્રસાદે લખ્યું કે:—" મારાથી કંઇ સેવા થઇ શકે તેમ હોય તો તુરત ખબર આપો." મિ. હકે

જવાબ મળ્યો કે:—"અમારા જેલ જવા પછી તમારી જરૂર પ-ડશે." બાબુ રાજેન્દ્રપ્રસાદને લખ્યું કે:—"તમે સ્વયંસેવકોને લઇ એકદમ અહીં આવો." પંડિત માલવિયજીએ તાર કરી પૂછાવ્યું કે:—"ત્યાંની સ્થિતિના સમાચાર આપો, હું હિન્દુ વિશ્વવિદ્યાલયનું કામ છોડી ત્યાં આવું છું." તેમને જવાબ મળ્યો કે:—"હજી તમારે આવવા જેટલી જરૂર નથી." વિગેરે.

મહાત્માજીએ મોતિહારીના ઉદારચિત્ત પાદરી મિ. જે. ઝેડ. હોજની મુલાકાત લીધી. જુબાનીઓ નોંધવાનું કામ તો આખો દિવસ ચાલુ જ હતું. દરભંગાના એક ઉત્સાહી નવયુવક બાબુ રામબહાદુર પણ આ દિવસે આવી પહોંચ્યા.

સાંઝ પડી. પણ હુકમનો અનાદર કરવા બદલ જે સમ-ન્સની રાહ જોવાતી હતી તે સમન્સ ન મળ્યો. એટલે મહાત્માજીએ જીલ્લા માજીસ્ટ્રેટને એક પત્ર લખી, પોતે આવતી કાલે ગામડામાં જનાર છે એમ જણાવ્યું. પોતે કોઇ વાત છાની રાખવા માગતા નથી એમ પણ એથી સૂચવી દીધું. એ પત્રમાં, સરકારને જરૂર જેવું જણાય તો પોલિસના કોઇ માણસને પોતાની પાછળ મોકલવાની પણ ભલામણ કરી. પત્રનો ઉત્તર તત્કાળ ફરી વળ્યો. માજીસ્ટ્રેટે લખ્યું કે ઇ. પી. કોડની ૧૮૮ મી કલમ પ્રમાણે તમારી ઉપર કામ ચાલવાનું છે, અને એ બાબતનો સમન્સ તમને થોડા જ વખતમાં મળી જશે. આશા છે કે તમે મોતિહારીની બહાર નહીં જાવ. પત્ર પછી થોડીવારે સમન્સ પણ આવી ગયો. તેમાં તા. ૧૮ મીએ બ-પોરે સાડાબાર વાગે સબ–ડીવીઝનલ ઓફિસરની કચેરીમાં મહાત્માજીને હાજર થવાનું ફરમાવવામાં આવ્યું. તે પછી બાબુ ધરણીધર અને રામનવમીપ્રસાદ સાથે ભવિષ્યના કાર્યક્રમને લગતી કેટલીક ચર્ચા થઇ.

પરસૌની જવાનો જે ઠરાવ કર્યો હતો તે બાબત શું કરવું એ એક સવાલ થઈ પડયો. પહેલાં તો ગમેતેમ કરીને પરસૌની પહોંચવું જ એવો નિર્ણય થયો. પણ પાછળથી એ નિર્ણય ફેરવવો પડયો. મહાત્માજીએ જાણવા માગ્યું કે–“ધારો કે મને કેદ કરવામાં આવે; તમે મારી પાછળ શી રીતે કામ ચલાવશો ?” તેમના એ પ્રશ્નનો જવાબ તુરતમાં જ વાળી શકાય તેમ નહોતું. બાબુ રામનવમી, જેઓ ઉમરમાં બહુ ન્હાના, પણ ઉત્સાહમાં સૌથી ચડી જાય તેવા હતા તેઓ કંઇ જવાબ ન આપી શકયા. બાબુ ધરણીધરે કહ્યું કે:– “હું આટલું કામ તો જરૂર કરીશ કે જો આપને પકડવામાં આવે તો આ ચાલુ કામને કોઈ રીતે ઠંડું પડવા નહીં દઉં, અને જો મારી ઉપર પણ ૧૪૮ મી કલમ લાગુ પાડવામાં આવશે તો હું મારી જગ્યાએ અન્ય કોઇને નીમી સીધો જેલમાં ચાલ્યો જઇશ. આ રીતે થોડા દિવસ સુધી આપણું ગાડું ગબડયાં કરશે.” મહાત્માજીને એથી જેવો જોઇએ તેવો સંતોષ ન થયો. બાબુ ધરણીધર અને બાબુ રામનવમી બન્ને જણ આ વિષે વિચાર કરતા આખી રાત બેસી રહ્યા. સમન્સ મળ્યા પછી પોતે પકડાશે એમ મહાત્માજીને ખાત્રી થઇ ગઇ હતી, એટલે તેઓ પત્રો લખવા બેઠા. પત્રો લખતાં લખતાં આખી રાત નીકળી ગઈ, ઉંઘવાનો બિલકુલ અવકાશ ન મળ્યો. મહાત્માજીની આવી અદ્‌ભૂત શક્તિ જોઈ હાજર રહેલાઓ ચકિત થઈ ગયા. અદાલતમાં રજુ કરવા માટે કેફિયત પણ એ જ રાત્રે બેઠા બેઠા લખી વાળી. ‘પ્લૅંટર્સ’ એસોસીએશનના મંત્રી અને કમિશ્નર ઉપર પણ બે પત્રો લખી તૈયાર રાખ્યા. તેમાં તેમણે રૈયતની આજ સુધીમાં સાંભળેલી ફરિયાદો વિષે વિવેચન કરી તે દૂર કરવાના ઉપાય બતાવ્યા હતા. પોતે પકડાય તોજ આ પત્રો ઘટતે સ્થળે રવાના કરી દેવા એવી તેમની આજ્ઞા હતી.

તા. ૧૮ મી એપ્રિલ ચંપારણ્યના ઇતિહાસમાં જ નહીં પણ હિંદુસ્થાનની તવારિખમાં પણ યાદગાર રહી જવાની. આજે

મહાત્મા ગાંધીજી, જગવિખ્યાત પ્રતાપી રાજર્ષિ જનકમહારાજની ભૂમિમાં, દરિદ્ર–દુઃખી, જડ જેવી પ્રજાના કલ્યાણ અર્થે જેલમાં જવાની તૈયારી કરી રહ્યા હતાં. આખી દુનિયાની આંખો ઉઘાડી દે એવું સત્યાગ્રહનું પ્રકરણ આજે હિંદુસ્થાનમાં સૌ પહેલું લખાવાનું હતું. આજે સારા સંસારની સામે મહાત્માજી નિર્મળ સત્યનો પ્રતાપ અને પ્રતિષ્ઠા પૂરવાર કરવા માગતા હતા. સામા પક્ષને લેશમાત્ર પણ દૂભવ્યા વિના, ચંપારણ્યની રાંક રૈયતનો ઉદ્ધાર કરવા માટે જ જાણે મહાત્માજીએ મનુષ્યજન્મ લીધો હોયની! આવા પવિત્ર પુરૂષ પાસે વિઘ્નો અને મુશ્કેલીઓ ક્યાં સુધી ટકી રહે?

આજે જ્યાં જુઓ ત્યાં માત્ર એક જ વાત ચર્ચાતી હતી. ધીમે ધીમે બાર વાગ્યા. મહાત્માજી જે ચીજો પોતાની સાથે જેલમાં લઈ જવા માગતા હતા તે જૂદી તારવી લીધી. આજે જુબાનીઓ લખવાનું કામ બંધ હતું. આવતી કાલથી તે શરૂ કરવાનું આગળથી કહી દેવામાં આવ્યું હતું. સવાબાર થતાં મહાત્માજી, બાબુ ધરણીધર અને બાબુ રામનવમીની સાથે કચેરી જવા નીકળ્યા. માર્ગમાં બાબુ ધરણીધરે મહાત્માજીને કહ્યું કેઃ–" આપના જેલ જવા પછી બીજાઓ કંઇ કામ કરે યા ન કરે, પણ અમે તો આપની પાછળ કામ કરતાં કરતાં જરૂર જેલમાં આવવાના. અમે ક્યારનોય નિશ્ચય કરી લીધો છે." મહાત્માજી આ નિશ્ચય સાંભળી બહુ જ આનંદ પામ્યા. તેમણે કહ્યું કે—" બસ, તો તો આપણી ફતેહ જ થવાની."

૧૪૪ મી કલમ પ્રમાણેની નોટિસવાળી વાત તથા આ મુકદમા સંબંધી ખબર દૂર દૂરના ગામડામાં પહોંચી ગઇ. હજારો માણસો દસ વાગતાસાંજ અદાલતના ઉંબરા પાસે એકઠા થવા લાગ્યા. પોતાની ખાતર જેલમાં જઇ કષ્ટ સહન કરવા તૈયાર થનાર, મહાપુરૂષના

દર્શન કરવા પ્રજા તલસે એમાં કંઇ નવાઇ નથી. માત્ર દર્શન કરવાની અભિલાષાવાળાઓથી જ બધું ચીકાર ભરાઈ ગયું. મહાત્માજી અદાલતમાં દાખલ થયા કે તે જ વખતે તેમની પાછળ લગભગ બે હજાર માણસોએ ઘુસવાનો પ્રયત્ન કર્યો અને તેથી અદાલતના દરવાજાના કાચ ફૂટી ગયા. ન્યાયાધીશ મિ. જોર્જ ચન્દરે આ દેખાવ નિહાળી મહાત્માજીને કહ્યું કે–"આપ જરા થોડીવાર બ્હાર બેસો. હું પાછળથી આપને બોલાવીશ." મહાત્માજી બ્હાર આવ્યા. બીજી તરફ ન્યાયાધીશે શસ્ત્રધારી સિપાઇઓ બોલાવી લીધા, અને વધારે પડતા માણસો અદાલતમાં ન ઘુસે તેમજ અદાલતના કામમાં કંઈ ગરબડ ન થાય તેવો બંદોબસ્ત કરી વાળ્યો. મહાત્માજી પાસે દર્શન કરનારાઓનો તો એક મ્હોટો મેળો જ ભરાયો એમ કહીએ તો ચાલે. હજારો માણસો જાણે છેલ્લીવાર મહાત્માજીને નયન ભરીને નીરખી લેતા હોયની ! કેટલાકની આંખમાંથી આંસુની ધારા વહી રહી હતી. થોડીવારે મહાત્માજી અદાલતની અંદર પધાર્યા. સરકારી વકીલ પોતાના ધારાશાસ્ત્રનાં પુસ્તકો થોકબંધ ખડકી આગળથી તૈયાર થઈને જ બેઠા હતા. તેઓ ઘણું કરીને એમ માનતા હોવા જોઇએ કે મહાત્મા ગાંધીજી જેવા મહાન્ પુરૂષ સામે મુકદમો લડવો એ કંઇ રમતવાત નથી. ગાંધીજી પોતે જ એક કુશળ બારિસ્ટર છે, એટલે ખૂબ ગરમાગરમ અને લાંબા વાદવિવાદ ચાલવાના. કાયદાની બારીકીઓ શોધવામાં અને પ્રમાણો એકઠા કરવામાં સરકારી વકીલથી ઘણું કરીને ગઈ રાતે પૂરૂં ઉંઘાયું પણ નહીં હોય. મહાત્માજીને ન્યાયાધીશે પૂછ્યું કે:—"આપે કોઈ વકીલ કર્યો છે ?" મહાત્માજીએ ચોખ્ખી ના પાડી. તે જોઇ કેટલાકને તો બહુ નવાઈ લાગી. ઘણાને એમ પણ લાગ્યું કે ગાંધીજી પોતે જ ક્યાં કોઇથી ઉતરે તેવા છે ? તેઓ પોતે જ પોતાનો બચાવ કરવા યુક્તિપ્રયુક્તિઓ લડાવશે. સરકારી વકીલે આરોપ વાંચી સંભળાવતાં કહ્યું કે:—"૧૪૪ મી કલમ પ્રમાણે નોટિસ મળતાં જ મિ. ગાંધીએ તા. ૧૬–

૪-૧૭ ના રોજ રાતની ગાડીમાં ચંપારણ્ય છોડી ચાલ્યા જવું જોઈતું હતું, પણ હજી સુધી તેમણે તેમ કર્યું નથી. તેથી ૧૮૮ મી કલમ પ્રમાણે તેમની ઉપર કામ ચલાવવામાં આવે છે." મહાત્માજીએ કહ્યું કે-" મેં નોટિસ મળતાં વેંત જ જીલ્લા માજીસ્ટ્રેટને એક પત્ર લખી મોકલ્યો છે, અને તેમાં એ હુકમ ન માનવાનાં કારણો બતાવ્યાં છે. તે પત્ર મુકદમાના કાગળીઆમાં દાખલ કરવો જોઈએ." માજીસ્ટ્રેટે કહ્યું:-'તે પત્ર અહીં નથી. જો તમને તેની જરૂર લાગતી હોય તો અરજી આપો." તે પછી મહાત્માજીએ ઘણી જ શાંતિથી અને ઘણી જ દ્દઢતાથી પોતાની કેફિયત અદાલતમાં વાંચી સંભળાવી. તેઓ કેફિયત વાંચતા હતા તે વખતે આટલી બીડમાં પણ મધ્યરાત્રીની જેવી સ્તબ્ધતા છવાઇ હતી, હજારો નેત્રો માત્ર મહાત્માજી ભણી જ વળેલાં હતાં, પ્રેક્ષકોના ચ્હેરા ઉપર આલેખાયેલાં પ્રેમ અને શ્રદ્ધાનાં ચિન્હો સ્પષ્ટપણે જોઇ શકાતાં હતાં. મહાત્માજીની કેફિયત નીચે પ્રમાણે હતી:—

With the permission of the Court I would like to make a brief statement showing why I have taken a very serious step of seemingly disobeying the order made under Sec. 144 of Cr. P. C. In my humble opinion it is a question of difference of opinion between the Local Administration and myself. I have entered the country with motives of rendering humanitarian and national service. I have done so in response to a pressing invitation to come and help the ryot, who urge they are not being fairly treated by the Indigo planters, I could not

render any help without studying the problem. I have, therefore, come to study it with the assistance, if possible, of the Administration and the planters. I have no other motive and can not believe that my coming can in any way disturb public peace and cause loss of life. I claim to have considerable experience in such matters. The Administration, however, have thought differently. I fully appreciate their difficulty and I admit too, that they can only proceed upon information they receive. As a law-abiding citizen my first instinct would be, as it was, to obey the order served upon me. But I could not do so without doing violence to my sense of duty to those for whom I come. I feel that I could just now serve them only by remaining in their midst. I could not, therefore voluntarily retire. Amid this conflict of duty I could only throw the responsibility of removing me from them on the Administration. I am fully conscious of the fact that a person holding in the public life of India, a position such as I do, has to be most careful in setting example. It is my firm belief that in the complex constitution under which we are living, the only safe and honourable course

for a self-respecting man is, in the circumstances such as face me to do what I have decided to do, that is, to submit without protest to the penalty of disobedience.

I venture to make this statement not in any way in extenuation of the penalty to be awarded against me, but to show that I have disregarded the order served upon me not for want of respect for lawful authority, but in obedience to the higher law of our being—the voice of conscience.

## ગુજરાતી અનુવાદ

હિંદી ફોજદારી કાયદાની ૧૪૮ મી કલમ પ્રમાણે મને કરવામાં આવેલા હુકમનો અનાદર કરવાનું ઘણું ગંભીર પગલું મેં શા સારૂ ભર્યું છે તે સ્પષ્ટ કરવા સારૂ એક ટુંકી કેફિયત રજુ કરવા હું અદાલતની પરવાનગી લઉં છું. મારી નમ્ર સમજ પ્રમાણે, સ્થાનિક અમલદારો અને મારી વચ્ચે આ એક મતભેદનો પ્રશ્ન છે. જનદયા તથા રાષ્ટ્રસેવાના જ એક માત્ર ઉદ્દેશથી પ્રેરાઇને હું આ પ્રદેશમાં આવ્યો છું. અહીં આવી રૈયતને મદદ કરવા માટે મને આગ્રહપૂર્વક આમંત્રણ આપવામાં આવેલું અને મેં તે સ્વીકારેલું. રૈયતનું કહેવું એમ છે કે નીલવરો ન્યાયની રાહે વર્તતા નથી. પરિસ્થિતિનો પૂરો અભ્યાસ કર્યા સિવાય કોઇપણ પ્રકારની મદદ કરવી અશક્ય હોવાથી હું તેનો અભ્યાસ કરવા અહીં આવ્યો છું. બની શકે તો સરકાર તથા નીલવરોની મદદથી માહિતી મેળવવી એવો મારો ઇરાદો હતો આ સિવાય અહીં આવવામાં મારો બીજો કાંઇ હેતુ નહિ હોવાથી

મારા આવવાથી સાર્વજનિક શાંતિનો ભંગ થશે અથવા ખુનામરકી થશે એમ હું બિલકુલ માનતો નથી. હું દાવો કરી શકું છું કે આવી બાબતોનો મને સારો અનુભવ છે. પરંતુ સ્થાનિક સરકારને તેમ નથી લાગતું. હું તેમની મુશ્કેલી બરાબર સમજી શકું છું. જે હકીકત તેમને મળે તે ઉપર જ તેઓ નિર્ણય કરી શકે એ હું કબૂલ કરું છું. કાયદાને યોગ્ય માન આપનારા એક પ્રજાજન તરીકે મારે આ હુકમને માન આપવું જોઇએ એમ મને સ્વાભાવિક રીતે લાગવું જોઇએ અને વસ્તુતઃ મને તેમ લાગ્યું પણ હતું. પણ જેમને માટે હું અહીં આવ્યો છું તેઓ પ્રત્યે મારૂં જે કર્તવ્ય છે તેનો ભંગ કર્યા સિવાય તે પ્રમાણે વર્તવું મારે માટે શકય નથી. મને લાગે છે કે આ વેળાએ એ લોકોમાં રહીને જ હું તેઓની સેવા કરી શકું. એટલે મારી મેળે અહીંથી જતા રહેવાનું મારાથી બની શકે તેમ ન હતું. આ ધર્મસંકટમાં હું તો એટલું જ કરી શકું કે આ રૈયતથી મને દૂર કરવાની જોખમદારી હું સ્થાનિક સરકાર ઉપર જ નાંખું. આ દેશના જાહેરજીવનમાં મારા જેવી પ્રતિષ્ઠાવાળા માણસે લોકોની આગળ દાખલો બેસાડતા પહેલાં બહુ ખબરદારી રાખવી જોઇએ એ હું બરાબર સમજું છું. જે જટિલ રાજશાસનપદ્ધતિના અમલ નીચે અમે રહીએ છીએ, તેમાં મારા ઉપર આવી પડેલા આવા પ્રસંગમાં કોઇપણ સ્વાભિમાની મનુષ્યને માટે સુરક્ષિત અને આબરૂનો માર્ગ મેં જે લીધો છે તે એક જ છે, અને તે એ કે, હુકમનો અનાદર કરી તેની શિક્ષા બિનતકરાર સહી લેવી. મેં આ માર્ગ લેવા નિશ્ચય કર્યો છે. કોર્ટસમક્ષ આ કેફિયત મેં રજુ કરી છે તેનો ઉદ્દેશ એ નથી કે મને કમી શિક્ષા થાય. હું એટલું જ કહેવા ઇચ્છું છું કે કાયદેસર સત્તા પ્રત્યે મારો અનાદર હોવાથી મેં આ હુકમ અમાન્ય કર્યો છે એમ નથી, પરંતુ તેના કરતાં જેની ઉચ્ચ સત્તા છે, એવા આત્માના અવાજને આધીન થઇને જ મેં આ પગલું લીધું છે.

કાયદાના હસ્તક્ષેપ વિનાનો આવો સીધોસાદો એકરાર સાંભળી અદાલત અને સરકારી વકીલ વિગેરે તો વિચારમાં જ પડી ગયા. આ સ્થળે એટલું કહેવું જોઇએ કે ૧૪૪ મી કલમનો મહાત્માજીની સામે કરવામાં આવેલો ઉપયોગ તદ્દન અણુઘટતો હતો. પ્રવીણ ધારાશાસ્ત્રીઓ એવો અભિપ્રાય ધરાવતા હતા કે જો એ મુકદમા વિષે કાયદેસર તકરાર ચાલી હોત તો સત્તાવાળાના હાથ જરૂર હેઠા પડત. કદાચ મિ. જોર્જચન્દરે સજા આપવી ધારી હતી તે તો આપત જ, પણ એ મુકદમો વડી અદાલતમાં જતાં સજા અવશ્ય રદ થાત. મહાત્માજી કાયદાની ભારે તકરાર ચલાવશે એમ ધારીને જ સરકારી વકીલ કાયદાનાં પોથાં પોતાની સાથે લઈ આવ્યા હતા, પણ આ કેફિયત સાંભળી અદાલત મુંઝાઇ ગઇ. માજીસ્ટ્રેટને શું કરવું તે ન સુઝયું. તેઓ મહાત્માજીને ફરી ફરી પૂછવા લાગ્યા:—" આપ ગુન્હો કબૂલ રાખો છો કે નહીં ? " મહાત્માજી પાસે તેનો એકજ ઉત્તર તૈયાર હતો કે—"મારે જે કંઇ કહેવાનું હતું તે મેં મારી કેફિયતમાં કહી દીધું છે. "

માજીસ્ટ્રેટ કહે કે—" પણ તેમાં ગુન્હાની ચોકખી કબૂલાત નથી. "

અંતે અદાલતનો વધુ વખત બરબાદ નહીં કરવાની ઇચ્છાથી મહાત્માજીએ કહ્યું કે—" હું મારો ગુન્હો કબૂલ રાખું છું." આથી તો માજીસ્ટ્રેટની મુંઝવણ ઓર વધી પડી. તેમણે કહ્યું કે:—" જો આપ હજી પણ આ જીલ્લો છોડી ચાલ્યા જતા હો અને ફરી ન આવવાની કબૂલાત આપતા હો તો આ મુકદમો પાછો ખેંચી લઈએ. "

મહાત્માજીએ જવાબ આપ્યો કે:—"અત્યારની વાત તો બાજુએ રહી, જેલમાંથી છૂટ્યા પછી પણ ચંપારણને જ હું મારું ઘર બનાવું."

આવી અડગતા જોઈ ન્યાયાધીશસાહેબ લેવાઈ ગયા. તેમણે ફરમાવ્યું:—"આ બાબત જરા વિચારવા જેવી છે. તમે ત્રણ વાગે અહીં હાજર રહેજો, હું તે વખતે હુકમ સંભળાવીશ."

આ રીતે અડધો કલાક નીકળી ગયો. મહાત્માજી અદાલતમાંથી નીકળી પોતાના ઉતારા તરફ જતા હતા તેટલામાં પોલિસખાતાના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટે આવીને કહ્યું કે—"આપને સુપ્રિન્ટેન્ડેન્ટસાહેબ મળવા માગે છે."

મહાત્માજી સુપ્રિન્ટેન્ડેન્ટ પાસે ગયા. આ સાહેબ થોડો વખત દક્ષિણ આફ્રિકામાં રહી આવ્યા હતા. તેમણે મહાત્માજી સાથે જુની ઓળખાણ હોવાનું જણાવી ખૂબ વાતો કરી. વાતોમાં રાજકુમાર શુક્લ વિષે પોતાનો અસંતોષ બતાવ્યો અને કોઠીવાળાઓની સાથે મુલાકાત કરાવી આપવાનું મહાત્માજીને વચન આપ્યું.

ત્યાંથી નીકળી મહાત્માજી જીલ્લા માજીસ્ટ્રેટ મિ. ડબલ્યુ. બી. હિકોકને મળ્યા. તેમણે આ બધી ધડભાંજ માટે પોતાની દિલગીરી દર્શાવી અને કહ્યું કે—"જો તમે મને સૌ પહેલાં મળ્યા હોત તો બહુ ઠીક થાત."

મહાત્માજીએ ઉત્તર આપ્યો:—"સૌ પહેલાં હું કમિશ્નરને મળ્યો. તેમણે મારી સાથે એવી વર્તણુક ચલાવી કે તે પછી કોઈ અમલદારને મળવાનું મારે માંડી વાળવું પડ્યું." જીલ્લા માજીસ્ટ્રેટે હમણાં ત્રણ દિવસ ગામડામાં નહીં જવાનો આગ્રહ કર્યો અને મહાત્માજીએ તે પણ કબૂલ કરી લીધું.

ત્રણ વાગતા પહેલાં જ મહાત્માજી માજીસ્ટ્રેટની કચેરીમાં હાજર થઈ ગયા. માજીસ્ટ્રેટે ફરમાવ્યું કે—"હું તા. ૨૧ મીને રોજ ચૂકાદો સંભળાવી શકીશ. ત્યાંસુધીમાં આપ સો રૂપીઆના જામીન આપી છુટા રહી શકો છો."

"મારે કોઈ જામીન નથી અને મ્હારાથી એવી જામીનગીરી આપી પણ ન શકાય." મહાત્માજીએ ચોખ્ખું ને ચટ સંભળાવી દીધું.

માજીસ્ટ્રેટની મુંઝવણ વધી પડી. આખરે તેમણે તેમની જાતના મુચરકા લઈ, જવાની રજા આપી. ત્યાંથી તેઓ સીધા પોતાને ઉતારે આવ્યા અને આજના બનાવને લગતી હકીકત પોતાના મિત્રો તથા છાપાવાળાઓને મોકલી આપી. એ પત્રોમાં એટલું ઉમેર્યું કે જ્યાં સુધી આ બાબત છેવટનો નિર્ણય ન મળે ત્યાંસુધી કંઈ ચળવળ ન ચલાવવી.

બાબુ વ્રજકિશોર, મિ. પોલોક, મિ. હક, બાબુ અનુગ્રહ નારાયણસિંહ, બાબુ રાજેંદ્રપ્રસાદ તથા બાબુ શંભુશરણસિંહ વિગેરે આગેવાનો પટણાથી સવારના રવાના થઈ બપોરના ત્રણ વાગે મોતિહારી આવી પહોંચ્યા. માર્ગમાં મિ. પોલોકે મહાત્માજી વિષે પોતાના અનુભવની ઘણી નવી વાતો સંભળાવી. મોતિહારી આવ્યા પછી મુકદમા સંબંધી સંપૂર્ણ વૃતાંત તેમણે સાંભળ્યો. તેપરથી ઘણું કરીને મુકદમો પાછો ખેંચી લેવામાં આવશે અને આ મામલો આટલેથીજ અટકી જશે એમ તેમણે ધાર્યું. છતાં ધારો કે મહાત્માજીને કંઇ શિક્ષા થાય તો આ શરૂ કરેલા કામને કોઇ રીતે ઠંડું ન પડવા દેવું એવો નિશ્ચય કર્યો. સાંજે ૭ા વાગે સૌઓ એકઠા થઇ ચોકસ કાર્યક્રમ તૈયાર કરવા માંડ્યો. આ વખતે મહાત્માજી તથા મિ. પોલોક ત્યાં

હાજર ન હતા. બાબુ ધરણીધર તથા બાબુ રામનવમી બન્ને મહાત્માજીની પાછળ જેલમાં જવા તૈયાર હતા. એ વાત સાંભળીને નવા આવનારા આગેવાનોનો ઉત્સાહ બમણો વધી ગયો, અને તેમણે પણ વખત આવ્યે પાછી પાની નહીં કરવાનો નિશ્ચય જાહેર કર્યો. આ નિશ્ચય સાંભળી મહાત્માજી ખૂબ આનંદ પામ્યા. મિ. પોલોક પણ ખુશ થયા. પછી કોણે ક્યારે-કોની પાછળ જેલમાં જવા તૈયાર થવું તેનો નીચે પ્રમાણે નિર્ણય થયો:—

જો મહાત્માજીને જેલમાં જવું પડે તો તો મિ. હક અને બાબુ વ્રજકિશોરપ્રસાદે આગેવાન તરીકે બ્હાર પડવું અને એ વાતની સૂચના સરકારી અમલદારોને આપી દેવી. જો તેમને પણ ખસેડવામાં આવે તો બાબુ ધરણીધર અને બાબુ રામનવમીએ કામનો બોજો ઉપાડી લેવો. તેમને પણ સરકાર ઉંચકી જાય તો બાબુ રાજેન્દ્રપ્રસાદ, બાબુ શંભુશરણ તથા બાબુ અનુગ્રહ નારાયણસિંહે કામ ચાલુ રાખવું. આ ત્રણ ટુકડીઓ પકડાશે એટલામાં બીજી ઘણી ટુકડીઓ આવી મળશે અને તેઓ પોતે પોતાનો કાર્યક્રમ નક્કી કરતા જશે એવી આશા રખાતી હતી. મિ. હક તથા બાબુ વ્રજકિશોર પ્રસાદ, આ લડાઇમાં ઝૂકાવતા પહેલાં જૂનાં ધંધાદારીને લગતાં કામ ત્રણ દિવસમાં આટોપી લેવા પોતપોતાના ઘર તરફ વિદાય થયા. મિ. હકે ગોરખપુરનો એક ચાલુ કેસ પતાવી છેવટ તા. ૨૨ મીની સવાર સુધીમાં આવી પહોંચવાનું જણાવ્યું. તેમણે એક લાંબો તાર ના. વાઇસરોય ઉપર મોકલી આપી ચંપારણ્યની ચાલુ સ્થિતિની સૂચના આપી દીધી. તે બન્ને આગેવાનોની સાથે મિ. પોલોક પણ તા. ૧૮ મીની રાત્રે મોતિહારીથી રવાના થયા.

તા. ૧૯-૪-૧૭ ને દિવસે તો રાંકડી રૈયતનાં ટોળેટોળાં મહાત્માજીના ઉતારા પાસે એકઠાં થવાં લાગ્યાં. મહાત્માજીના સહાયકો

તેમની જુબાનીઓ લખવા મંડી ગયા. મહાત્માજી પોતે કાં તો કોઈની જુબાની લખતા અથવા તો વાંચી જતા હતા. તમામ જુબાની લખનારાઓને કહી દીધું હતું કે બને ત્યાં સુધી--વારંવાર પૂછી પૂછીને પણ સાચી વાત જ કઢાવવાનો પ્રયત્ન કરવો અને જે સાચું હોય તે જ જુબાનીમાં લખવું. કંઇ શંકા જેવું જણાય અથવા તો કંઇ પૂછવાનું હોય તો તેમણે મહાત્માજી પાસે જઇ તેનો તત્કાળ ખુલાસો કરી લેવો. આ રીતે એક તરફ જુબાની લખનારા ભાઇઓ રૈયતની કર્મકથા લખી રહ્યા હતા ત્યારે બીજી તરફ પોલિસખાતાના દારોગાજી બેઠા બેઠા પોતાની નોંધ તૈયાર કરતા હતા.

આજે પણ હિંદુસ્થાનના જૂદા જૂદા પ્રાંતોમાંથી તાર અને પત્રોના પ્રવાહ વહેતા હતા. આજસુધીમાં થએલા કામનો ટુંક સાર મહાત્માજીએ પોતાના મિત્રો વગેરેને લખી નાંખ્યો. બપોરે ત્રણ વાગતાં મિ. સી. એફ. એન્ડ્રુઝ પણ આવી પહોંચ્યા. મિ. એન્ડ્રુઝ ચંપારણ્યમાં આ પહેલી જ વાર પધાર્યા હતા, તેમ જ આવા સરળ--સાધુ અંગ્રેજ પુરૂષને આવી સ્થિતિમાં નીરખવાનો, ચંપારણ્યની પ્રજાને માટે આ પહેલો જ અવસર હતો. તેમનો સાદો પોશાક, તેમની સરળ વાણી અને તેમનો અસાધારણ પ્રીતિભાવ જોઈ લોકો તો મુગ્ધ જ બની ગયા. મહાત્માજીએ તેમને બધી હકીકત કહી સંભળાવી. તેઓ તુરત જ કલેકટરસાહેબને મળવા દોડી ગયા. પણ તે દિવસે મુલાકાત ન થઈ.

કામ કરનારાઓની સંખ્યા વધી જવાથી એક જૂદું જ મકાન ભાડે લેવાનું ઠરતાં, બાબુ રામદયાળે નવા મકાનનો બંદોબસ્ત કર્યો અને મહાત્માજીએ આજે ને આજે જ રાત્રે ૧૦ વાગે ઉતારો ફેરવવાની સૂચના આપી દીધી. સૂચના પ્રમાણે બાબુ ગોરખપ્રસાદના મકાનમાંથી નીકળી સૌ ભાઇઓ નવા મકાનમાં પહોંચી ગયા. બાબુ

રામદયાળપ્રસાદે, ચંપારણ્ય–પ્રકરણની શરૂઆતથી લઈ આખર સુધી જે મદદ કરી છે તે કોઈ રીતે ભૂલી શકાય તેવી નથી.

મિ. પોલોકે પટણામાં પહોંચતાં જ, રાજા કૃષ્ણસહાય બહાદુરના પ્રમુખપણા નીચે મળેલી બિહાર પ્રાંતીય સભામાં, ચંપારણ્ય સંબંધી આમલા વિષે ભાષણ આપી, બિહારના સઘળા નેતાઓને ચંપારણ્ય જવાની ભલામણ કરી. સભાએ પણ મહાત્માજીને તેમના : ા કામમાં બની શકતી મદદ આપવાનો ઠરાવ કર્યો.

તા. ૨૦–૪–૧૭ ની સવારે મિ. એંડ્રુઝ જીલ્લા–કલેક્ટર મિ. હિકોકને મળ્યા. ત્યાં સરકાર, મહાત્માજી સામેનો મુકદ્દમો પાછો ખેંચી લેશે અને તેમને તપાસમાં મદદ કરશે એ વાત તેમના જાણવામાં આવી. પણ તેમના સિવાય એ વાતની કોઇને કંઇ ખબર મળી ન હતી. તા. ૧૯ મીએ બિહાર પ્રાન્તીય સભાએ કરેલા ઠરાવ મુજબ મિ. હસન ઇમામ, મિ. સચ્ચિદાનંદ સિંહ, માન. રાયબહાદુર કૃષ્ણસહાય વિગેરે પટણાના આગેવાનોને ચંપારણ્યમાં બોલાવવાના તાર રવાના થઈ ચૂક્યા હતા. બાબુ વ્રજકિશોર પણ દરભંગાથી આવી પહોંચ્યા. હવે, જુબાની આપનારા પ્રજાજનોની ભીડ એટલી બધી વધી પડી કે સવારના ૬ા થી લઇ સાંઝના ૬ા વાગતા સુધી ઉંધું માથું નાંખીને જુબાનીઓ નોંધવા છતાં કામ તો અધૂરૂં જ રહેવા માંડયું. એટલે એવો ઠરાવ કરવામાં આવ્યો કે જે લોકો હાજર હોય તેમની જુબાની સાંજ સુધીમાં ન લખી શકાય તો તેમનાં નામ માત્ર નોંધી લેવાં અને બીજે દિવસે સૌ પહેલાં એ લોકોની જુબાની લખી લેવી. પછીથી એ નિયમ પ્રમાણે કામ આગળ ચાલવા માંડયું.

આજે સાંજે સરકારે મુકદ્દમો પાછો ખેંચી લીધો છે એવા સત્તાવાર સમાચાર મળ્યા.

તા. ૨૧-૪-૧૭ ને રોજ પણ નિયમ મુજબ જુબાનીઓ લખવાની શરૂઆત થઇ. આજે તો કોઈ બેસુમાર માણસો આવ્યા હતા. મહાત્માજીના મુકદમાનો આજે ચૂકાદો મળવાનો છે જાણી આસપાસથી ટોળાબંધ માણસો આવી પહોંચ્યા હતા. એક બેતિયા ગામમાંથી જ ઓછામાં ઓછા ૫૦૦ માણસો આવ્યાં હશે. મુકદમો પાછો ખેંચી લેવાયાની વાત સાંભળી લોકો ખૂબ આનંદ પામ્યા અને પોતાની જુબાનીઓ પ્રેમથી લખાવવા લાગ્યા. બે પોલિસ સબ-ઇન્સ્પેકટર દરરોજ બાતમી મેળવવા ખડે પગે હાજર રહેતા તેમણે પણ હવેથી હાજરી આપવાનું માંડી વાળ્યું. ત્રણ વાગે પટ-ણાવાળા મિ. સચ્ચિદાનંદ સિંહ, અને રાયબહાદુર કૃષ્ણસહાય પણ મોતિહારી આવી ગયા. મહાત્માજીએ તેમની સાથે ઘણી ઘણી વાતો કરી. મિ. હસન ઇમામ પોતે તો ન આવી શકયા, પણ તેમણે પૈસાની મદદ મોકલી આપી. આવતી કાલે-તા. ૨૪ મીએ બેતિયા જવાનો નિશ્ચય થયો.

મિ. એન્ડ્રુઝ ફીજી ટાપુમાં જવા માગતા હતા અને મહાત્મા-જીએ પણ તેમને ત્યાં જવાની સલાહ આપી હતી. ચંપારણ્યવાળા ભાઇઓને લાગ્યું કે હજી નીલવરો સાથેનો વિવાદ પૂરેપૂરો શમ્યો નથી, કદાચ બીજીવાર કંઇ વિક્ષેપ ઉભો થાય અને મિ. એન્ડ્રુઝ જેવા સાધુ પુરૂષ હાજર હોય તો બધાને હિમ્મત રહે; એવા વિચા-રથી તેમણે તેમને હાલ તુરતમાં ત્યાં જ રોકાઇ જવાનો આગ્રહ કર્યો. મિ. એન્ડ્રુઝે તો કહ્યું કે—" હું મહાત્માજીની આજ્ઞાને આધીન છું, તેઓ કહેશે તેમ કરીશ. "

સાંઝે સૌ એકઠા થયા એટલે ચંપારણ્યવાળા ભાઇઓએ કંઇ વાત નીકળતાં મિ. એન્ડ્રુઝને રોકવાની વિનંતિ કરી. આ વિનંતિ સાંભળી મહાત્માજીએ જે જવાબ આપ્યો તે સાંભળી સૌના અંતરમાં

એક નવો જ પ્રકાશ પડયો. મહાત્માજીએ કહ્યું કે:—

" તમે એન્ડ્રુઝને શા માટે રોકવા માગો છો! તે હું સમજી શકું છું. તમે એમ માનો છો કે આપણી અત્યારની આ લડત ગોરાસાહેબો ( નીલવરો ) અને હિંદીઓ વચ્ચે હોવાથી, જો કોઇ એક ગોરાસાહેબ–મિ. એન્ડ્રુઝ જેવા, આપણા પક્ષમાં હોય તો તેઓ આપણને બહુ ઉપયોગી થઇ પડે. પરંતુ હું તેમ કરવા નથી માગતો. મારી સમજ પ્રમાણે તમારે મિ. એન્ડ્રુઝની મદદ લેવી ઠીક ન ગણાય. અને એટલા માટે તેઓ અહીંથી વિદાય થાય એ જ ઇચ્છવા યોગ્ય છે. અલબત્ત, જો મિ. એન્ડ્રુઝને પોતાને જ એમ લાગે કે ફીઝીના કરતા ચંપારણ્યનું કામ વધારે મહત્વનું છે, તો તેઓ અહીં રોકાઇ જવાને મુખત્યાર છે. ખરૂં જોતાં એ વાતનો નિર્ણય તેમણે પોતે જ કરી લેવાનો છે. "

આખરે મિ. એન્ડ્રુઝસાહેબને ફીઝી જવાનું ઠર્યું અને વળતે દિવસે, તા. ૨૨–૪–૧૭ ના રોજ સવારે રવાના થઈ ગયા.

બાબુ રામદયાળસિંહ વકીલ પણ આજે મુઝફ્ફરપુરથી આવ્યા અને જુબાનીઓ લખવાના કામમાં ગુંથાયા.

તા. ૨૨ મીને રોજ છપરા અને મુઝફ્ફરપુરથી કેટલાય વકીલ મદદ કરવા આવી પહોંચ્યા. મિ. હક પણ ગોરખપુર જઇ આવ્યા. જુબાનીઓની ધમાલ રોજરોજ વધતી જતી હતી.

આજે એક કોઠીવાળાના તાજા જુલમના એક ગામડામાંથી ખબર આવ્યા. સાંભળવા પ્રમાણે કોઠીના અમલદારે એક માણસને અંધારી કોટડીમાં પૂરી રાખ્યો હતો. મહાત્માજીએ આ બાબતની તપાસ કરવા બાબુ અનુગ્રહનારાયણને એકદમ રવાના કર્યા અને પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ ઉપર એક પત્ર લખી આ બાબત મદદ કરવા

જણાવ્યું. બાબુ અનુગ્રહનારાયણ ત્યાં પહોંચે તે પહેલાં જ, કોઠીવાળાને બાતમી મળી જવાથી પેલા માણસને છૂટો કરી દીધો અને જુદે જ રસ્તે નસાડી મૂક્યો. માર્ગમાં જ એ બન્ને જણુ મળી ગયા, એટલે બાબુ અનુગ્રહનારાયણ તેને પોતાની સાથે મોતિહારી લઇ પાછા વળ્યા.

સાંજ પહેલાં મહાત્માજી, બાબુ વ્રજકિશોર તથા બાબુ રામનવમીની સાથે બેતિયા જવા વિદાય થયા. પાછળ મોતિહારીમાં બાબુ ધરણીધર, બાબુ રાજેન્દ્રપ્રસાદ, બાબુ અનુગ્રહનારાયણસિંહ, બાબુ શંભુશરણવર્મા તથા બાબુ રામબહાદુર રહી ગયા.



( ૧૧ )

# હિંદુસ્થાનમાં ખળભળાટ



મહાત્માજીને ૧૪૪ મી કલમ પ્રમાણે આપવામાં આવેલી નોટિસ, અદાલતમાં ચાલેલી તપાસ અને એ રીતે સરકારે વગર લેવેદેવે વ્હોરી લીધેલા અપજશની વાત છાપામાં પ્રકટ થતાં જ પત્રકારોએ કમિશ્નરની સખત ખબર લઇ વાળી. મામલો ગંભીર થતો અટકાવવા સરકારે ડહાપણ વાપરી મુકદમો પાછો ખેંચી લીધો તે બાબત પત્રકારોએ સરકારની મુક્તકંઠે પ્રશંસા કરવામાં પણ મણા ન રાખી. તેમાંના કેટલાક પત્રોના સારાંશ અમે આ પ્રકરણમાં નીચે આપીએ છીએ:—

મુકદમો પાછો ખેંચી લેવાયો તે પહેલાં "ઇંડિયન પેટ્રીઅટ" તા. ૧૬ મી એપ્રિલના અંકમાં લખ્યું કે:—

"મિ. ગાંધીના કામમાં નિષ્કારણ માથું મારવાનું કેટલાક અણઘડ અમલદારોને ભૂત ભરાયેલું જોઇ ખરેખર અમે તો હેબતાઇ

જ ગયા છીએ. હિંદી પ્રજાને એ રીતે છંછેડનાર અમલદારો સામે આકરામાં આકરી ભાષા વાપરવાનો આવેશ કાબૂમાં રાખવો અશક્ય થઈ પડે છે. આવી જાતના કારભારથી તેમણે આબાલવૃદ્ધ, રાજનીતિમાં રસ લેનાર અને નહીં લેનાર સૌના હૃદયમાં નાહક ક્રોધની જ્વાળા સળગાવી છે. અમે આશા રાખીએ છીએ કે સરકાર ડહાપણ વાપરી હિંદીઓના હૃદયેશ્વરને હાથ અડાડવાનું બંધ રાખશે અને મ્હોટી આફતને આવતી અટકાવી દેશે. મિ. ગાંધીનો મુકદમો ચલાવનાર ન્યાયાધીશે હાલ તુરતમાં છેવટનો હુકમ ફરમાવવાનું મુલતવી રાખ્યું છે, એથી કંઇક શુભ આશા રાખી શકાય છે. હિંદી સરકારે હવે એકદમ વચ્ચે પડી એ દેશભક્ત ઋષિ સામે બિહાર સરકારે ઉગામેલો હાથ પાછો વાળવો જોઇએ. ”

મદ્રાસના ‘ ન્યુ ઈંડિયા ’ પત્રે તા. ૧૯ મી એપ્રિલના અંકમાં લખ્યું કે:—

“ સરકારને એટલી બધી બાબતો છૂપાવવાની છે કે જેથી દાંટપિછેડો કરવાની ખાતર ગાંધીજીને જબરદસ્તીથી રોકવા પડે એ તદ્દન સ્વાભાવિક છે. ”

લાહોરના “ પંજાબી ” પત્રે તા. ૨૪ મી એપ્રિલના અંકમાં એક મુખ્ય લેખ લખી, ચંપારણ્યવાળી તમામ હકીકતનું વર્ણન કરતાં સરકારના ડહાપણ વિષે સંતોષ જાહેર કરતાં લખ્યું કે:-

“ મહાત્મા ગાંધીજીએ આદરેલી તપાસનું પરિણામ જાણવા પ્રજા બહુ ઉત્સુક અને આતુર રહેશે. ”

મુંબઇના “ સોશીઅલ રીફૉર્મર ” તા. ૨૨ મી એપ્રિલના અંકમાં લખ્યું કે:—

“ ચંપારણ્યના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે મિ. ગાંધીની હાજરીથી સુલેહનો ભંગ થવાનો ભય જણાવી, તેમને જીલ્લો છોડી જવાનો

અસાધારણ હુકમ ફરમાવ્યો છે તેથી કરીને ચોતરફ રોષની લાગણી ફેલાઈ છે. ”

લખનૌના “ એડવોકેટ ” પત્રે તા. ૨૪ મી એપ્રિલના અંકમાં સરકારને, મહાત્મા ગાંધી સામેના મુકદમો પાછો ખેંચી લેવા માટે અભિનંદન આપતાં જણાવ્યું કેઃ—

“ કમિશ્નર સાહેબે જો જરા ઉંડા ઉતરી વિચાર કર્યો હોત તો તેઓ કેવું જોખમભરેલું પગલું ભરી રહ્યા છે અને તેથી સમગ્ર દેશમાં, તાજેતરમાં નહીં અનુભવાયેલો કેવો મ્હોટો ખળભળાટ ફેલાત તેની તેમને ગમ પડત...

“ વધારે વિચાર અને મસલત ચલાવ્યા પછી હુકમ પાછો ખેંચી લેવાયો છે એટલું જ નહીં, પણ મિ. ગાંધીએ કેવળ નિઃસ્વાર્થ ભાવે હાથ ધરેલા આ ઉમદા કામની અંદર સરકારે સહાય કરવાનું પણ સ્વીકાર્યું છે.

“ પરંતુ નોકરશાહીના રાહ એવા ભેદભરેલા અને ઉંડા હોય છે કે શબ્દોથી તો તે ન જ મપાય.”

અલ્લાહબાદના “ લીડર ” પત્રે ૨૩ મી એપ્રિલના અંકમાં એક લાંબો લેખ પ્રકટ કરી, ચંપારણ્યનો અથથી ઇતિ સુધીનો ઇતિહાસ આપી, કમિશ્નરના હુકમને ગેરકાયદે જણાવી, છેવટે લખ્યું કેઃ—

“ હિંદુસ્થાનના કેળવાયેલા વર્ગ સંબંધે તિરસ્કાર અને તોછડાઈભરેલી ભાષા વાપરનાર માન. મિ. મોરશેદ જેવા અમલદારો પોતાનાં આવા વર્તનથી સરકાર સાથેના સહકારને સાવ અશક્ય બનાવી મૂકે છે.”

મદ્રાસના “ મદ્રાસ ટાઇમ્સે ” લખ્યું કેઃ–“ અમારા અભિપ્રાય મુજબ મિ. ગાંધીને આપવામાં આવેલી નોટિસ એ એક મ્હોટી

ગંભીર ભૂલ છે અને તે કાર્યદક્ષતાની ખામી બતાવી આપે છે."

મુંબઇના "બોમ્બે ક્રોનીકલે" કમિશ્નરના કૃત્ય વિષે નીચેની ટીકા કરીઃ—

"હિં. ફો. કાયદાની ૧૪૪ મી કલમ પ્રમાણે, ચંપારણ્ય છોડી જવાનો મિ. ગાંધીને ફરમાવવામાં આવેલો હુકમ પાછો ખેંચી લઇ, થઈ ગએલી ભૂલને સુધારવામાં બિહારના સ્થાનિક અમલદારો હવે વિલંબ નહીં કરે એવી અમે ઉમેદ રાખીએ છીએ.

"તેમના આ હુકમની યોગ્યતાનો કોઇ રીતે બચાવ થઈ શકે તેમ નથી. ખાસ તપાસને માટે આવેલા મિ. ગાંધીની હાજરી માત્રથી જ જો એકદમ આગ સળગી ઉઠવાની ધાસ્તી રાખવામાં આવતી હોય તો જરૂર ત્યાંની રૈયત અને નીલવરો વચ્ચે ભારે અણબનાવ હોવો જોઇએ."

તા. ૨૧ મીના અંકમાં કલકત્તાના 'બંગાળી' પત્રે લખ્યું કેઃ— "મોતિહારીના માજીસ્ટ્રેટના હુકમનો અનાદર કરી જીલ્લો છોડી નહીં જવાનું કારણ બતાવતાં મિ. ગાંધીએ જે વિરોધ દર્શાવ્યો છે તે ખરેખર મરદાનગીભર્યો અને ગૌરવયુક્ત છે..... સારો દેશ તેમની પડખે છે."

સરકારે મુકદમો પાછો ખેંચી લીધો એટલે એ પત્રે પોતાનો સંતોષ બતાવ્યો અને લખ્યું કેઃ—"મિ. ગાંધીએ એક જબરદસ્ત નૈતિક ફતેહ મેળવી છે. તેમનો વિરોધ અકસીર નીવડ્યો છે."

એ જ રીતે "હિન્દુ," "અમૃતબઝારપત્રિકા," અને "મરાઠા" વિગેરે પત્રોએ પણ કમિશ્નરના હુકમ વિષે સખ્ત ટીકાઓ કરી હતી.

આ પ્રસંગે એક વાત નોંધવા જેવી છે કે આગળ પડતા કોઈ ઍંગ્લો-ઇન્ડિયન પત્રે પણ, કમિશ્નરના હુકમને ટેકો આપનારો શબ્દ સરખો ઉચ્ચારવાનું સાહસ ન કર્યું.

લાહોરના "ટ્રિબ્યુન" પત્રે તા. ૨૪ મી એપ્રિલના અંકમાં લખ્યું કેઃ—

"સરકારી પ્રતિષ્ઠા કરતાં લોકમતને વધારે માન આપવા બદલ સરકારને ધન્યવાદ ઘટે છે. મિ. ગાંધી સામેનો મુકદમો ખેંચી લઇ તેમને તેમની તપાસ દરમિયાન મદદ આપવાનું વચન આપી સરકારે પોતાનું ડહાપણ બતાવી આપ્યું છે."



( ૧૨ )

# બેતિયામાં ગાંધીજી



તા. ૨૨-૪-૧૭ ના રોજ ત્રણ વાગે મહાત્માજી અને તેમના સાથીઓ ત્રણ વાગે મોતિહારીથી બેતિયા જવા રવાના થયા. મહાત્માજીના મુકદમાના સમાચાર જોતજોતામાં આખા જીલ્લામાં ફેલાઈ ગયા હતા અને તેઓ આજે બેતિયા જવાના છે એ ખબર મળતાં લોકોનાં ટોળેટોળાં દરેક સ્ટેશન ઉપર એકઠાં થવાં લાગ્યાં. સ્ટેશને સ્ટેશને મહાત્માજીની જય અને પુલની વૃષ્ટિ થવા લાગી. ગાડી લગભગ પાંચ વાગ્યે બેતિયા પહોંચી. અહીંઆ લોકો એટલી મ્હોટી સંખ્યામાં ટોળે મળ્યાં હતાં કે ગાડીને પ્લૅટફૉર્મમાં દાખલ થવું અશક્ય થઈ પડયું. મહાત્માજી ત્રીજા વર્ગમાંથી નીચે ઉતર્યા અને શહેર તથા ગામડાનાં હજારો લોકોએ તેમને વધાવી લીધા. જયના પોકારોથી આકાશ ગાજી ઉઠયું અને ઉપરથી ફુલની વૃષ્ટિ થવા લાગી. સ્ટેશનમાંથી બહાર નીકળી મહાત્માજી એક ગાડીમાં બેઠા,

એટલે લોકોએ ગાડીના ઘોડા છોડી નાંખી, જાતે જ ગાડી ખેંચવાની તત્પરતા બતાવી. મહાત્માજીએ તેમને તેમ કરતા વાર્યા અને જો તેઓ ઘોડા છોડી નાંખશે તો તે જ વખતે પોતે ગાડીમાંથી ઉતરી જશે એમ જણાવ્યું. લોકોએ લાચારીથી પાછા ઘોડા જોડ્યા. આ સામૈયા વખતે દસ હજાર કરતાં પણ વધારે માણસો હશે એમ અનુમાન થતું હતું. ગાડી માંડમાંડ આગળ ચાલવા લાગી. રસ્તાની બન્ને બાજુ અસંખ્ય સ્ત્રીપુરૂષોની ભીડ જામી હતી. મહાત્માજીના દર્શન કરવાની પ્રજાની અભિલાષા આજે ઘણે વર્ષે ફળીભૂત થઈ. માત્ર તળપદના જ નહીં પણ આસપાસના ગામડામાંથી પણ અસંખ્ય માણસો મહાત્માજીના દર્શનાર્થે અહીં એકઠા થયા હતા. હવે તેમનાં તમામ દુઃખો થોડા જ વખતમાં દૂર થવાં જોઇએ એવી તેમને પાકી ખાત્રી થઇ ગઇ હતી. આ લોકોમાં મ્હોટો ભાગ તો એવો હતો કે જેણે મહાત્માજીનું નામ પણ પૂર્વે ભાગ્યે જ સાંભળ્યું હશે, પછી તેમનું પૂરૂં જીવનચરિત્ર અથવા તો દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વિષે તો ક્યાંથી જ સાંભળ્યું હોય ? છતાં આ લોકો પોતાના અંતરની ભક્તિ અને શ્રદ્ધાથી આટલે દૂર ખેંચાઇ આવ્યા હતા, મહાત્મા પુરૂષોના જીવન વિષે વિશેષ કાંઈ જાણ્યા વિના આ લોકોના અંતઃકરણ શ્રદ્ધા અને ભક્તિથી કેમ આકર્ષાતા હશે એનો ઉત્તર અમે આપી શકતા નથી. છતાં તેમનો વિશ્વાસ અચળ હતો, હૃદય શુદ્ધ હતાં અને તેથી જ તેમને તેનું અપૂર્વ ફળ પણ મળ્યું.

મહાત્માજી બાબુ હજારીમલ્લની ધર્મશાળામાં ઉતર્યા. હજારીમલ્લના ન્હાના ભાઈ બાબુ સૂર્યમલ્લે તેમનું સારૂં સ્વાગત કર્યું, અને રહેવાકરવા માટે પૂરેપૂરી વ્યવસ્થા કરી આપી. મહાત્માજી જ્યાં સુધી બેતિયામાં રહ્યા ત્યાં સુધી આ ધર્મશાળામાં જ રહ્યા અને ધર્મશાળાવાળાઓએ પણ તેમની બધી સગવડ સાચવી.

તા. ૨૩ મીને રોજ મહાત્માજી બેતિયાના માજીસ્ટ્રેટ મિ. ડબલ્યુ. એચ. લિવિસ અને બેતિયા રાજ્યના મેનેજર મિ. જે. ટી.

વિટીને મળ્યા. આ બન્ને અમલદારોને મહાત્માજી સંબંધી સૂચના કલેક્ટર તરફથી પહેલેથી જ મળી ગઈ હતી.

અહીં પણ મોતિહારીની જેમ જુબાનીઓ લખવાનો આરંભ કરી દીધો. ભીડનું તો પૂછવું જ શું?

તા. ૨૪ મીએ મહાત્માજી બાબુ વ્રજકિશોરની સાથે લૌકરિયા ગામ ગયા. ત્યાંના લોકોએ પોતાનાં દુઃખ રોઇ સંભળાવ્યાં. ન્હાનાં-ન્હાનાં બાળકોને પણ મહાત્માજીએ પ્રેમથી પાસે બોલાવી કેટલાક સવાલ પૂછ્યા અને તેમને કોઠી તરફથી તેમ જ બીજા ગૃહસ્થો પાસેથી રોજની કેટલી દહાડી મળતી હતી તેની સંપૂર્ણ બાતમી મેળવી. જ્યાં આગળ લોકો પોતાની જુબાનીઓ લખાવતા હતા ત્યાં બેતિયાના માજીસ્ટ્રેટ મિ. લિવિસે જાતે આવી થોડો વખત ખોટી થઈ બધું જોઇ લીધું. બાબુ વ્રજકિશોર સવાલો પૂછી પૂછીને લોકોની હકીકત લખ્યે જતા હતા અને માજીસ્ટ્રેટની હાજરીમાં પણ લોકો નીડરપણે બધું લખાવતા હતા. મિ. લિવિસને આ પ્રકારની તપાસથી સારો સંતોષ થયો હોવો જોઇએ એમ પ્રજા માને છે. તે દિવસ મહાત્માજી ત્યાં જ રોકાઈ ગયા અને બાબુ બેન્ધરપ્રસાદ નામના ગૃહસ્થને ત્યાં રાત્રી ગુજારી. તે દરમિયાન તેઓ બૈરિયા કોઠીના મેનેજર મિ. એચ. ગેલને મળ્યા અને તેમની કોઠી તથા ગામડાં વિષે કેટલીક વાતચિત કરી. મહાત્માજી કોઠીમાંથી નીકળી પોતાના ઉતારા તરફ જતા હતા તેટલામાં એક માણસ દોડતો તેમની પાછળ આવતો હોય તેમ લાગ્યું. આ માણસ કોઠીનો જ એક નોકર હતો એમ પાસે આવ્યા પછી ખાત્રી થઈ. તેણે કહ્યું કે:—

"કોઠીવાળા આપને કનડગત કરે એવો મને ડર લાગ્યો હતો અને તેથી હું એક બાજુ સંતાઈ આપની અને કોઠીવાળાસાહેબની બધી

વાતો છાનોમાનો સાંભળતો હતો. સાહેબ જો કંઈ કહે-કરે તો, મારૂં તો જે થવાનું હોય તે થાય, પણ આપને મારાથી બનતી મદદ કરવી એમ મેં નક્કી કરી રાખ્યું હતું." તેની વાતમાં સચ્ચાઈ અને નિખાલસતા ચોખ્ખી દીસી આવતી હતી. ખરેખર, આ બનાવ પરથી જણાય છે કે કોઠીના નોકરોમાં પણ કોઈ કોઈ એવા ભલા માણુસો તો જરૂર હોવા જોઇએ કે જેઓ નોકરીની ખાતર ખુલ્લી રીતે મહાત્માજીને મદદ ન કરી શકતા હોય, છતાં તેમના વિજયને માટે તો જરૂર પ્રભુને પ્રાર્થના કરતા હશે અને વખત આવ્યે મહાત્માજીને મદદ કરવા પણ તૈયાર હશે. અલબત્ત, આવા માણુસો બહુ ગણ્યા-ગાંઠયા.

તા. ૨૫ મીની રાત્રે મહાત્માજી લૌકરિયાથી પગે ચાલી બેતિયા આવ્યા. ચાલવાને લીધે પગે સ્હેજ સોજા ચડી આવ્યા, પણ ગરમ પાણીએ ધોવાથી આરામ થયો.

મોતિહારીમાં જુબાનીઓ લખવાનું કામ ચાલુ જ હતું. પણ બેતિયામાં મહાત્માજીના આવ્યા પછી કામ એકદમ વધી પડયું. એટલે બાબુ શંભુશરણુને બેતિયા આવવું પડયું. છપરેથી બાબુ ચંદ્રદેવ નારાયણુ તથા આરાથી પં. પારસનાથ ત્રિપાઠી પણ જુબાનીઓ લખવાના કામમાં મદદ કરવા આવી પહોંચ્યા. મોતિહારીમાં રોજ જે જુબાનીઓ લખાઇ લેવાતી તે બધી રાતની ગાડીમાં એક માણુસ મારફત બેતિયામાં મહાત્માજીને મળી જતી.

તા. ૨૬ મીએ બાબુ રામનવમીપ્રસાદને સાથે લઈ મહાત્માજી બેતિયાથી થોડે દૂર કુડિયા કોઠીના ગામ-સિંધાછપરામાં ગયા. ચોકિસનો એક માણુસ પણ તેમની સાથે જ ત્યાં ગયો. ગામમાં બધે ફરી મહાત્માજીએ ગામની સ્થિતિ તપાસી. અહીંની દુર્દશા જોઇ

તેમનું હૃદય પીગળી ગયું. લોકોના રહેવાના ઘર ફરતી ચોતરફ ગળી વાવવામાં આવી હતી. રૈયતના માણસો સાથે ચર્ચા કરી, જાણવા પૂરતું જાણી લઈ પાછા બેતિયામાં આવી ગયા.

તા. ૨૭ મીએ બાબુ વ્રજકિશોરપ્રસાદ, રામનવમીપ્રસાદ તથા રાજકુમાર શુકલની સાથે મહાત્માજી બેલવા કોઠીના ગામડામાં પધાર્યા. ગોરખપુરથી મદદ કરવા માટે આવતા બાબુ વિન્ધ્યવાસિની-પ્રસાદ માર્ગમાં જ ભેળા થઈ ગયા અને તેઓ પણ તેમની મંડળીમાં જોડાયા. મહાત્માજીએ નરકટિયાગંજ સ્ટેશને ઉતરી ત્યાંથી છ-સાત માઇલ દૂર આવેલા મુરલીભરહવા ગામ તરફ પગરસ્તે ચાલવા માંડયું. માર્ગમાં શિકારપુરના દિવાનજીએ મહાત્માજીને ખૂબ આગ્રહ કરી થોડો વખત રોકાઇ ઘર પાવન કરવા પ્રાર્થના કરી.

દિવાનજીને અને બાબુ વ્રજકિશોરને જુની પિછાણ હતી. તેથી હા-ના કરતા મહાત્માજીએ માત્ર પાંચ મિનીટ ખોટી થવાની રજા આપી. એ પાંચ મિનીટની અંદર જ સૌએ હાથ-મ્હોં ધોઈ ખાવા-પીવાનું આટોપી લીધું અને કૂચ કરવાનો હુકમ થતાં જ સવારી આગળ ચાલી. વૈશાખના સખ્ત તાપમાં લગભગ ૧૦ વાગે ધારેલે સ્થળે પહોંચ્યા.

પં. રાજકુમાર શુકલ, જેઓ ચંપારણ્યની પ્રજાના પ્રતિનિધિ તરીકે લખનૌની મહાસભામાં આવ્યા હતા અને મહાત્માજીને કલકત્તેથી પટણા સુધી લઇ આવ્યા હતા તેઓ આ ગામના-મુરલીભર-હવાના જ વતની હતા. તેમના કહેવા પ્રમાણે કોઠીવાળાઓએ ગયા મહિનામાં તેમનું જે ઘર લૂંટી લીધું હતું તે મહાત્માજી વિગેરેને બતાવ્યું. આખું ઘર ઉજ્જડ-મેદાન જેવું પડયું હતું, ધાન્ય ભરવાની કોઠીઓ આડીઅવળી પડી હતી અને કેળ વિગેરેના ન્હાનાં-મ્હોટાં રોપાં અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં. પં. શુકલે કહ્યું કે તેમના ખેત-રમાં પણ કોઠીવાળાઓએ ઢોર-ઢાંખર ચરાવી બધું ફેંદી નાંખ્યું

હતું, તેનાં સાફ ચિહ્ન નજરે જોઈ શકાતાં હતાં.§ મહાત્માજીને આ દેખાવ જોઈ બહુ દુઃખ થયું. ગામના માણસોએ અહીં જે જુબાની આપી તેમાં તેમણે એ લૂંટની વાત પણ જણાવી, કેટલાકનાં ઢોર કોઠીવાળાએ તે ખેતરમાં ચરાવી મૂક્યાં હતાં તે વાત પણ તેમણે કબૂલ કરી. બેલવા કોઠીના મેનેજર મિ. એ. સી. એમનને મહાત્માજી મળ્યા. રાત્રે આખું મંડળ બેલવા ગામમાં આવ્યું અને સંતરાઉત નામના ગૃહસ્થને ત્યાં ઉતર્યા. બીજે દિવસે સવારે બેતિયા આવી ગયા.

બેતિયા પહોંચ્યા પછી મહાત્માજી ફરીવાર મિ. લિવિસ અને મિ. વિટીને મળ્યા અને ઘણીવાર સુધી બેસી વાતો કરી. મહાત્માજીના આવવાથી નીલવરો અને સ્થાનિક અમલદારો બહુ જ ગભરાઈ ગયા હતા. મિ. લિવિસની ગભરામણ તો કોઈ પાર વિનાની હતી. તેની નજર આગળ એક ભયંકર બળવાનું ચિત્ર તર્યા કરતું હતું. તેને એમ જ થઈ ગયું કે હવે અમારા—અંગ્રેજોના અને અમલદારોના દહાડા ભરાઇ ગયા છે, રૈયતના માણસોમાંથી હવે અમારો કોઈ ભાવ પણ નહીં પૂછે. મહાત્માજી સાથે તેને જે વાતચિત થઈ તે પરથી, તે થોડા જ વખતમાં કદાચ આ બાબત રીપોર્ટ કરશે એમ લાગ્યું.

લગભગ સાંજે બાબુ રાજેન્દ્રપ્રસાદ પણ મોતિહારીથી આવી પહોંચ્યા. તેઓ બધા કાર્યકર્તાઓને એકઠા કરી વિચાર કરવા લાગ્યા કે જો ફરીવાર સરકાર હાથ ઉગામે તો આપણે શું કરવું? સરકાર ખુલ્લી રીતે તપાસ ચલાવ્યા વગર તો સજા ન જ કરી શકે અને

§ પં. રાજકુમારે પોતાના ઘરમાં લૂંટ થયાની હકીકત પંચ રૂબરૂ જણાવી હતી અને બેલવા કોઠીના સાહેબ મિ. એ. સી. એમને એ વાતનો ઇન્કાર કર્યો હતો.

૧૪૪ મી કલમ તો એટલી બધી બેઆબરૂ બની છે કે કદાચ તેનો ઉપયોગ હવે તે ન પણ કરે. આપણને સૌને ખસેડવા હોય તો સરકારના હાથમાં હવે માત્ર એક જ ઉપાય છે અને તે "ભારત-રક્ષા કાનૂન" અર્થાત્ ડીફેન્સ ઑફ ઇન્ડિયા એક્ટ. જો એ કાનૂનનો આશરો સરકાર લે તો આપણને સૌને તે અહીંથી એકદમ ખસેડી શકે. આજસુધીમાં આપણે હજારો માણસોની જુબાનીઓ લખી લીધી છે, આખા ચંપારણ્યની લગભગ બધી જ જાણવાજોગ હકીકત આપણે જાણી લીધી છે; એક પણ એવું ગામ બાકી રહ્યું નથી કે જ્યાંની રૈયતે પોતાની કહાણી આપણી પાસે રજુ ન કરી હોય, એવી એક પણ કોઠી નથી બચી કે જેની પૂરેપૂરી વિગત આપણે ન મેળવી લીધી હોય. આવી સ્થિતિમાં જો આપણને ખસેડવામાં આવે તો આપણી જુબાનીઓ અને મુદ્દાના કાગળોની શી દશા થાય? ધારો કે આપણી જગ્યાએ બીજા કાર્યકર્તાઓ આવી કામ કરવા લાગી જાય, પણ જે પૂરાવા આપણે મેળવી શક્યા તે તેમને શી રીતે મળી શકે? તેમને એ બધું કામ નવેસરથી આરંભવું પડે અને આપણી તૈયારીનો તેમને જરાય લાભ ન મળે. નવા આવનારા સઘળા ભાઇઓ ચંપારણ્યથી પૂરા પરિચિત જ હોય એમ પણ શી રીતે માની લેવાય? મહાત્માજી પોતે પણ આ પ્રશ્ન વિચારી રહ્યા હતા. કેટલાકે એવો અભિપ્રાય આપ્યો કે મુદ્દાના જે જે કાગળ-પત્રો હોય તે બધાની સંખ્યાબંધ નકલો તૈયાર કરાવવી અને એ નકલો કોઈ એક સ્થળે ન રાખતાં જૂદી જૂદી જગ્યાએ મૂકી છાંડવી. નવા આવનારાઓને એથી સગવડ મળશે અને તેનો તેઓ ગમે ત્યારે તેનો ઉપયોગ કરી શકશે. પછી, સરકાર આપણી પાસેની નકલ પડાવી લે અને જપ્ત કરે તો પણ આપણને કાંઇ ચિંતા ન થાય. મહાત્માજીએ, અંતે, પોતાનો અભિપ્રાય સંભળાવ્યો અને કહ્યું કેઃ— "સરકાર આપણને તો જે કરવું હોય તે કરે, પરંતુ આ પૂરાવાઓ ઝડપી લેવાની અને તેનો નાશ કરવાની ભારે બેવકૂફી તો તે કદિ

પણ ન કરે. ધારો કે આપણે એકઠા કરેલા પૂરાવાનો સરકાર નાશ કરે. પછી તો આપણામાંના જેમણે એ પૂરાવા નોંધ્યા છે અથવા વાંચ્યા છે તેઓ એ વિષે જે કાંઈ કહે તે બધું સરકારને માન્યા સિવાય ન ચાલે. આપણા પૂરાવાનો નાશ કરવાથી સરકાર ભારે બદનામ થાય અને એક ભયંકર ચળવળ જગાડવા સિવાય બીજું કાંઈ સારૂં ફળ ન મેળવી શકે. છતાં હું એટલું તો માનું છું કે પૂરાવા માત્રની એક કરતાં વધારે નકલો કરાવી હોય તો જરૂરિયાત વખતે આપણને ઉપયોગી થઈ પડે. સરકાર પાસે એ પૂરાવા રજુ કરવા પડે તો પણ નકલો કરાવી રાખી હોય તો નકામી ન થાય." આ રીતે વિચાર કરતાં ઘણો વખત નીકળી ગયો. લગભગ રાત્રે આઠ વાગે મિ. લિવિસે પોતે સરકારમાં મોકલવાનો જે રીપોર્ટ તૈયાર કર્યો હતો તે મહાત્માજીને વંચાવવા માટે એક માણસ લઈ આવ્યો હતો. મહાત્માજીને એ રીપોર્ટ વિષે પોતાનો અભિપ્રાય લખવાની છૂટ હતી. તેમણે પોતાની સંમતિ દર્શાવી રીપોર્ટ પાછો મોકલી આપ્યો. મોડી રાત્રે મિ. લિવિસે એક બીજી ચીઠ્ઠી મોકલી. પણ તે વખતે મહાત્માજી સૂઈ ગયેલા હોવાથી તેનો જવાબ વળતે દિવસે લખી મોકલવાનું ઠર્યું.

તા. ૩૦ મીએ બાબુ શંભુશરણની સાથે મહાત્માજી સાઠી કોઠીમાં ગયા અને ત્યાં કોઠીવાળા સાહેબ મિ. સી. સ્ટીલને મળ્યા. તાકડે પરસા કોઠીના મેનેજર મિ. ગોર્ડન કૅનીંગ પણ ત્યાં આવ્યા હતા. તેમની સાથે કેટલીક વાતચિત થઈ. ત્યારબાદ ત્યાંના થોડા માણસોની જુબાની લઈ મહાત્માજી સાંઝની ગાડીમાં બેતિયા પાછા આવી ગયા.

તા. ૧ લી મેને દિવસે મહાત્માજી બાબુ વ્રજકિશોરની સાથે મોતિહારી ગયા. તા. ૨ જીએ ત્યાં નીલવરોની એક સભા મળવાની હતી. તે પ્રસંગે ઘણા આગેવાન નીલવરો ત્યાં એકઠા થવાના હતા અને તેમણે મહાત્માજીને ખાસ મળવા બોલાવ્યા હતા.

મહાત્માજી એ સભામાં ગયા અને ઘણીવાર સુધી જૂદી જૂદી બાબતો વિષે ચર્ચા કરી. પરંતુ એ ચર્ચાનું પરિણામ શૂન્યમાં જ આવ્યું એમ કહીએ તો ચાલે. તા. ૩જીને દિવસે તેઓ જીલ્લા માજીસ્ટ્રેટ મિ. હિકોક તથા સેટલમેંટ ઓફિસર મિ. સ્વીનીને પણ મળ્યા અને પાછા બેતિયા હાજર થઇ ગયા.

બિહાર સરકાર ચંપારણ્યની ચાલુ સ્થિતિ બરાબર જોઇ રહી હતી. સ્થાનિક અમલદારો રોજ રંગબેરંગી હેવાલો મોકલ્યે જતા હતા. નીલવરો તો શાંતિથી ન જ બેસી શકે. તેમણે પોતાના પ્રતિનિધિઓ મોકલી સરકારના કાન ભંભેરવા માંડ્યા. મુઝફ્ફરપુરની ‘ યુરોપિયન ડીફેન્સ એસોસીએશને ’ ( અંગ્રેજ રક્ષક સભાએ ) કલકત્તાની મુખ્ય સભા મારફત હિંદી સરકારને પણ એક પ્રાર્થનાપત્ર મોકલાવ્યું, અને તેમાં મિ. ગાંધીને તેમની તપાસ એકદમ અટકાવવા માગણી કરી; સરકાર તેમ કરવા રાજી ન હોય તો સરકાર પોતે એક પંચ નીમે અને તપાસ કરે એવી તેમની ઇચ્છા હતી.

એમ લાગે છે કે તા. ૨-૫-૧૭ ની સભામાં મહાત્માજી સાથે તેમને જે ચર્ચા થએલી તેમાં તેઓ નિરાશ થયા હશે અને તેથી સરકારની સહાય માગવા સિવાય બીજો ઇલાજ તેમને નહીં સુઝ્યો હોય. મહાત્માજીની બધી કારવાઇ સાવ સીધી અને સ્પષ્ટ હતી. તેઓ કોઇ વાત છૂપાવવા માગતા ન હતા, જે કંઇ કહેવા જેવું હોય તે બધું નીલવરો અને સરકારી અમલદારોને સાફ સાફ કહી દેતા. નીલવરોની પદ્ધતિ એથી છેક જૂદીજ હતી. તેઓ છાના-માના સરકારના કાન ફુંકતા અને પોતાની કારવાઇને તદ્દન ખાનગી જ રાખતા.

નીલવરોના પ્રતિનિધિમંડળની મુલાકાતના પરિણામે*

* તા. ૧૧-૫-૧૭ ના રોજ એસોસીએટેડ પ્રેસે બાંકિપુરથી નીચે પ્રમાણે એક તાર રવાના કર્યો હતોઃ--

ગયા અઠવાડીઆમાં નીલવરોનું એક પ્રતિનિધિમંડળ રૈયત બાતે સરકારને મળવા ગયું હતું. માન. મિ. મોડ અને મિ. ગાંધી વચ્ચે વાદાવાદ

તા. ૬–૫–૧૭ ને રોજ મહાત્માજીને બિહાર સરકારના ચીફ સેક્રેટરીનો રાંચીથી એક તાર મળ્યો. તેમાં તેમણે મહાત્માજીને માન. મિ. ડબલ્યુ. મૉડને તા. ૧૦ મી એ મળવાનું જણાવ્યું હતું.

સરકાર આ વખતે કંઇક નવું જ ધતીંગ ઉભું કરશે એમ સૌને લાગ્યું. ચાલુ તપાસ અટકાવી દે એવો ભય તો હવે ક્યારનોય નીકળી ગયો હતો.

બીજી તરફ લોકોનો દરોડો રોજ રોજ વધતો જતો હતો. બિહારના જૂદા જૂદા જીલ્લામાંથી જુબાનીના કામમાં મદદ કરવા સ્વયંસેવકો આવી પહોંચ્યા હતા. જુબાનીઓ નોંધવાનું કામ ધમધોકાર ચાલતું હતું, બાબુ પરમેશ્વરલાલ પણ પટણાથી તા. ૫ મીના રોજ બેતિયામાં આવી પહોંચ્યા હતા અને થોડા દિવસ ત્યાંજ રોકાયા હતા.

---

ચાલવાનું જે નક્કી થયું છે તે એ પ્રતિનિધિમંડળની મુલાકાતનું જ એક પરિણામ હોવું જોઈએ. પ્રતિનિધિમંડળે મિ. ગાંધીને તપાસ કરતા અટકાવવાની માગણી કરી હતી. કારણ કે તેથી તમામ રૈયત ખળભળી ઉઠી છે. કાં તો સરકાર એ તપાસ બંધ કરાવે અને કાં તો સરકાર પોતે એક પંચ નીમે, જેમાં નીલવરો અને રૈયતના ઉભયના પ્રતિનિધિઓ મળી તપાસ ચલાવે. કલકત્તાની અંગ્રેજ રક્ષક સભાએ પણ હિંદી સરકારને એ બાબત અરજ કરી છે. હાલમાં જ મોતિહારીથી સમાચાર મળ્યા છે કે તુરકૌલિયા કોઠીની એક ઓલ્હા નામની કોઠી બળીને રાખ થઈ છે અને તેથી કોઠીને હજારો રુપિયાનું નુકસાન થયું છે. નીલવરોને વ્હેમ છે કે આ આગમાં જરૂર કોઈનો હાથ હોવો જોઇએ. મિ. મૉડ અને મિ. ગાંધીની વાટાઘાટનું શું પરિણામ આવ્યું તે હજી સુધી બ્હાર પડ્યું નથી. પણ સાધારણ રીતે એમ મનાય છે કે મિ. ગાંધી પોતાની તપાસ તો ચાલુ જ રાખશે.

( ૧૩ )

# માન. મિ. મૌડની મુલાકાત



તા, ૯-૫-૧૭ ને રોજ સવારે મહાત્માજી બાબુ વ્રજકિશોરની સાથે માન મિ. મૌડને મળવા રવાના થયા બાબુ પરમેશ્વરલાલ પણ તેમની જોડે બાંકિપુર ગયા. માર્ગમાં દરેકે દરેક સ્ટેશને દર્શનાભિલાષી લોકોની ભીડ, તેમના શ્રદ્ધાભર્યા જયધ્વનિ અને પુષ્પવૃષ્ટિ પ્રથમની જેમ આ વખતે પણ ચાલુ જ હતાં. સાંજે સાત વાગે મહાત્માજી બાંકિપુર પહોંચ્યા એ વખતે ધોધમાર વરસાદ વરસતો હતો, છતાં લોકોનો ઉત્સાહ કોઇ રીતે ઉતરતો ન હતો. પટણાના લગભગ તમામ આગેવાનો સ્ટેશન ઉપર મહાત્માજીનું સ્વાગત કરવા આવ્યા હતા. મિ. મઝરૂલ હકને ત્યાં તેમનો ઉતારો રાખવામાં આવ્યો હતો.

તા. ૧૦ મી એ મહાત્માજી મિ. મૌડને મળ્યા. લગભગ બે કલાક વાત થઇ. તે પહેલાં મિ. મૌડે, ચંપારણ્યના કલેકટર મિ. હિકોક, બેતિયાવાળા મિ. વિટી અને મિ. લિવિસ વિગેરેને મળી લીધું હતું. મિ. મૌડ અને મહાત્માજી વચ્ચે શી વાતચિત થઇ તે બરાબર જાણવામાં આવ્યું નથી, પણ નીલવરોએ મિ. મૌડને ખૂબ

ભંભેર્યા હોય અને મહાત્માજી સાથે કામ કરનારા વકીલો વિગેરેની પેટ ભરીને નિંદા કરી હોય એમ જણાય છે. નીલવરોએ સરકારને બરાબર ઠસાવી દીધું હતું કે આ વકીલોજ બેઠા બેઠા, ન હોય ત્યાંથી તોફાન ઉભાં કરે છે, અને એમને જેમ બને તેમ જલદીથી ખસેડવામાંજ ભલાઈ છે. બાબુ વ્રજકિશોરપ્રસાદ અને નીલવરોને તો પહેલેથીજ બારમો ચંદ્રમા હતો. તેમણે બિહારની કાઉન્સિલમાં ગરીબ રૈયતનો પક્ષ લીધો ત્યારથીજ નીલવરો તેમનું નામ સાંભળી ભડકી ઉઠતા. મહાત્માજી સાથેની મુલાકાત વખતે બીજી ત્રીજી વાતો કરતાં મિ. મૌડે ખાસ કરીને વકીલોને રજા આપવાનો બને તેટલો આગ્રહ કરેલો હોવો જોઈએ એવું અનુમાન થાય છે. મહાત્માજીએ તો સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું કે પોતાની સાથે કામ કરનારાઓમાં કોઇપણ રાજદ્રોહી અથવા તો તોફાની માણસ નથી, એટલા માટે પોતે કોઇને રજા આપવા તૈયાર નથી. છેવટે મહાત્માજીએ પોતાની તપાસનો હેવાલ જેમ બને તેમ જલદી સરકારમાં રજુ કરવો અને તપાસ જો કે ચાલુ રાખવી, પણ તેની પદ્ધતિમાં થોડો ફેરફાર કરવો એમ નક્કી કર્યું.

તા. ૧૧ મી એ મહાત્માજી બેતિયા પાછા આવ્યા. આવતાની સાથેજ મિ. મૌડને આપેલા વચન પ્રમાણે હેવાલ લખવાની તૈયારી કરવા લાગ્યા. એકે એક પ્રમાણ તપાસી, રૈયતની ફરિયાદો વિષે ગંભીર વિચાર કરી તા. ૧૨–૫–૧૭ ના રોજ એક રીપોર્ટ તૈયાર કરી વાળ્યો. અમે એ રીપોર્ટની પૂરેપૂરી મતલબ નીચે રજુ કરીએ છીએ. સરકારી અમલદારો પાસે જે જુબાનીઓ પડી હતી તેમાં અને આ રીપોર્ટની હકીકતમાં ઝાઝો ફેર નથી એ વાત ચોખ્ખી તરી આવે છે. મહાત્માજીના રીપોર્ટની નકલો જીલ્લાના તમામ અમલદારો, બેતિયા રાજ્યના મેનેજર અને પ્લૅન્ટર્સ એસોસીએશનના મંત્રી વિગેરેને પણ મોકલી આપવામાં આવી.

રીપોર્ટની મતલબ નીચે પ્રમાણે છે:—

# રીપોર્ટ

માનનીય મિ. મૌડની સૂચના પ્રમાણે ચમ્પારણ્યની કૃષિ સંબંધી મારી તપાસનું પ્રારંભિક પરિણામ હું આ સાથે રજુ કરૂં છું. શરૂઆતમાં જ મારે એ જણાવી દેવું જોઇએ કે મિ. મૌડે મારી આગળ જે ઇચ્છા પ્રગટ કરી હતી કે મારે મારી તપાસમાં મદદ કરનાર મારા વકીલમિત્રોને રજા આપી દેવી તે હું સંતોષી શકયો નથી. મારે એ પણ કબૂલ કરવું જોઇએ કે આથી મને ભારે દુઃખ થયું છે. હું અહીં આ આવ્યો ત્યારથી જ મારી પાસે આ માગણી ઉભી છે. મારી સામેનો આ જીલ્લો છોડી દેવાનો હુકમ પાછો ખેંચી લેવામાં આવ્યો ત્યારથી જ મને કહેવામાં આવે છે કે મારા રહેવાથી કાંઈ નુકસાન નથી, મારી દાનતમાં કાંઈ શંકા લાવવા જેવું નથી, પણ મારા વકીલમિત્રોની હાજરીથી " સ્થિતિ ગંભીર " થઈ જાય એમ છે. આના જવાબમાં હું એટલું જ કહેવાની હિંમત કરૂં છું કે હું પોતે સારી રીતે ચાલીશ એવો જો મારા પર વિશ્વાસ હોય તો હું મારા મિત્રો પણ એવા સારા જ શોધીશ એટલો વિશ્વાસ પણ મારા પર રાખવો જોઇએ. મારી સામે જે વિષમ કામ પડયું છે તે કામમાં મને જે કાબેલ, ઉત્સાહી અને ખાનદાન માણસોની મદદ મળે છે તે મારૂં સદ્ભાગ્ય છે. મને તો લાગે છે કે એમને છોડીને હું મારૂં કામ જ છોડી બેસું. એમની વિરૂદ્ધ કાંઈ પણ ગુન્હો પૂરવાર ન થાય ત્યાં સુધી તેમને છોડી નહિ દેવામાં જ મારી ખાનદાની રહેલી છે. મારી હાજરીથી કે મારા કોઈ પણ મિત્રોની હાજરીથી " સ્થિતિ ગંભીર " થઈ જાય એવી દહેશતમાં હું શરીક થતો નથી. સ્થિતિની ગંભીરતા તો એ કારણોમાં રહેલી છે જેને લીધે ગળીવાળા અને રૈયત વચ્ચેનો સંબંધ આળો થઇ ગયો છે. હું ચોક્કસ માનું છું કે જો આ કારણોને દૂર કરવામાં

આવે તો રૈયત તરફથી "ગંભીર સ્થિતિ" ઉત્પન્ન થવાની દહેશત રાખવાની જરૂર જ નથી.

હવે હું મારા વિષય ઉપર આવું છું. મેં રૈયતના ૪૦૦૦ માણસોની જુબાની લીધી છે અને ખૂબ ઉલટ તપાસ કર્યા પછી જ તે નોંધી છે. આ માટે હું કેટલાંયે ગામડાંઓમાં ફર્યો છું, અને અદાલતોના ફેંસલાઓનો મેં ખૂબ બારીકીથી અભ્યાસ કર્યો છે. અંતે આ બધી તપાસને પરિણામે હું નીચેના નિર્ણય પર આવ્યો છું:—

ચંપારણ્ય જીલ્લાની કોઠીઓના બે વિભાગ પાડી શકાયઃ (૧) ગળીના વાવેતર વિનાની કોઠીઓ, અને (૨) ગળીની કોઠીઓ.

૧. જે કોઠીવાળાઓ ગળીનું વાવેતર કરાવતા નહિ તેમણે રૈયત પાસેથી મહેસુલની રકમ જેટલો જ અબવાબ કે બીજો કોઈ કર ઉઘરાવ્યો છે. આ કર જો કે ગેરકાયદેસર જાહેર થયો છે, છતાં તે ઉઘરાવવો હજુ બંધ પડ્યો નથી.

૨. ગળીની કોઠીવાળાઓએ તીનકઠિયા કે ખુશ્કીની પદ્ધતિ પ્રમાણે ગળીનું વાવેતર કરાવ્યું છે. તીનકઠિયાની પદ્ધતિ ઘણી જ પ્રચલિત છે અને એથી રૈયતને ખૂબ સોસવું પડ્યું છે. છતાં વખતના વહેણની સાથે આ પદ્ધતિનું સ્વરૂપ બદલાતું ગયું છે. એની શરૂઆત જો કે ગળીના વાવેતરથી થઈ પણ ધીરે ધીરે બધાં વાવેતર એના ઝપાટામાં આવી ગયાં છે. અત્યારે તો એનો અર્થ એટલો જ છે કે ખેડૂતે એની જમીનના $\frac{3}{20}$ ભાગમાં કોઠીવાળો કહે તે વાવવું અને તે આપે એ દામ લેવું. જો કે આવો કોઇ કાયદો નથી. રૈયત તો મૂળથી જ એનો વિરોધ કરતી રહી છે, અને પણ-

બળની સામે જ નમી છે. એની મહેનતનું પૂરું દામ એને કદિ મળ્યું નથી. પણ જ્યારે જર્મનીના બનાવટી રંગ નીકળવાથી ગળીના ભાવ બેસી ગયા અને ગળીના કરાર બંધ થયા ત્યારે નીલવરોએ પોતાની ખાદ રૈયતને માથે નાંખવા નવા ઉપાય શોધી કાઢ્યા. એમણે રૈયત પાસેથી તાવાન, એટલે કે ગળીના વાવેતરમાંથી છૂટકારો મેળવવા માટે વીઘા દીઠ ૧૦૦ રૂપીઆનો નુકસાની કર વસુલ કર્યો. આ કર, રૈયતના કહેવા પ્રમાણે, જબરદસ્તીથી વસુલ કર્યો. જેમની પાસે પૈસા નહોતા તેમની પાસેથી ખોટી પહોંચો અને ગીરોના દસ્તાવેજ લખાવી લીધા, તેમાંથી તાવાનનું નામ કાઢી નાંખી જાણે નીલવરોએ રૈયતને પૈસા ધીર્યા હોય તેમ જ લખાણ કર્યું અને એ રકમ પર સેંકડે ૧૨ ટકા વ્યાજ ચઢાવ્યું.

મુકરરી ગામોમાં ગળીના વાવેતરમાંથી છૂટકારો આપવાના બદલામાં રૈયત પાસેથી શરહબેશીના દસ્તાવેજ લખાવી લીધા, એટલે કે તેમની જમીનમહેસુલ વધારી દીધી. પહેલાં ૫૯૫૫ ખેડુતો રૂ. ૫૩૮૬૫) જમીન–મહેસુલ ભરતા તેમના રૂ. ૩૧૦૬૨] વધારી દીધા એટલે કે રૂ. ૮૪૯૨૭) કરી નાંખ્યા. રૈયતનું કહેવું છે કે આ દસ્તાવેજ તેમની મરજી વિરૂદ્ધ કરાવી લીધેલા. જે ગળીના વાવેતરમાંથી રૈયત થોડા જ દિવસોમાં છૂટકારો મેળવવાની હતી અને જેને માટે તે હરદમ લડી રહી હતી તે બદલ તે પોતાની આટલી બધી જમીન-મહેસુલ વધારી આપવાનું કબૂલ કરે એ માન્યામાં આવતું નથી.

જ્યાં તાવાન વસુલ થયું નથી ત્યાં તીનકઠિયા પદ્ધતિ પ્રમાણે શેરડી, જવ (oats) વગેરેનું વાવેતર કરાવ્યું છે.

તીનકઠિયા પદ્ધતિ પ્રમાણે ખેડૂતે કોઠીવાળાના વાવેતર માટે સારામાં સારી જમીન કાઢી આપવી જોઇએ. ઘણીવાર તો તેના રહેવાના ઘરની સામેની જ જમીન આવા ઉપયોગમાં લેવાય છે–અને

તે ઉપરાંત ખેડૂતે પોતાનો સારામાં સારો સમય અને શક્તિ આ કામમાં રોકવાં જોઇએ. આને લીધે પોતાની ખેતી સંભાળવાનો ખેડૂતને ઓછો જ સમય રહે છે અને એથી એને પોતાનું પેટ ભરવું પણ મુશ્કેલ થઈ પડે છે.

ગાડાં વેંઠે જોડવાના કરાર રૈયત પાસેથી જબરદસ્તીથી લખાવી લેવામા આવ્યા છે: ગાડાના ભાડા બદલ મજૂરી માત્ર નામની જ મળે છે. કુમળાં બાળકોને પણ જોરજુલમથી વેંઠે પકડવામાં આવ્યાં છે.

રૈયતનાં હળ પણ વેંઠે પકડાયાં છે, અને દિવસોના દિવસો સુધી કોઠીવાળાઓએ ઘરનું કામ પડતું મૂકાવી રૈયત પાસે પોતાની જમીન ખેડાવી છે.

આ બદલ જે નામમાત્રની મજૂરી મળે છે તેમાંથી પાંચમો ભાગ દસ્તૂરી તરીકે કોઠીવાળાના નોકરચાકરો પડાવી લે છે અને રૈયતનાં મરી ગયેલાં ઢોરનાં ચામડાં પણ કેટલાંક ગામોમાં તો કોઠીવાળાઓના ઘરમાં જ જાય છે. પહેલાં આ ચામડાં બદલ ચમારો રૈયતને જોડા સીવી આપતા કે હળની ચામડાની પટ્ટીઓ બનાવી આપતા અને ચમારોની સ્ત્રીઓ પ્રસવ વખતે મદદ કરતી, પણ હવે તેવું કાંઇ રહ્યું નથી. કેટલાક કોઠીવાળાઓના ઘરમાં ચામડાં એટલાં બધાં વધી પડયાં છે કે તેમણે ચામડાં ભરવા માટે જુદી જ વખારો ખોલી છે.

જેમણે કોઠીવાળાના જુલમને તાબે થવાની ના પાડી છે તેમની પાસેથી દંડ વસુલ કર્યા છે; તેમનાં ઢોરને ગોચરની જમીનમાં ચરતાં અટકાવ્યાં છે, તેમનાં બૈરાંઓને ગામના કુવામાંથી પાણી ભરતાં ખાળ્યાં છે; ગામના કુંભાર, હજામ, ધોબી, સુતાર, લુહારને તેમનું

કામ કરતાં બંધ પાડયા છે; તેમની સામે દિવાની અને ફોજદારી ફરિયાદો માંડી તેમને કોરટે ચઢાવ્યા છે, અને કેટલીકવાર તો તેમને માર મારી અંધાર કોટડીઓમાં પૂર્યા છે. રૈયતને પોતાની મરજી મુજબ દબાવવા માટે કોઠીવાળાએ દેશના કાયદાઓનો દુરુપયોગ કર્યો છે; અને કેટલીકવાર તો કાયદાઓને કોરે મૂકી મનમાન્યું વર્તન ચલાવ્યું છે. આ બધાનું ફળ એ આવ્યું છે કે અહીંના જેવી દુર્દશા અને લાચારી મેં હિન્દુસ્તાનના કોઈ પણ ભાગમાં જોઈ નથી.

કોઠીવાળા જ ડીસ્ટ્રીક બોર્ડના સભાસદ છે. ચોકીદારીના કાયદા મુજબ એસેસરો પણ તેઓ જ છે. ઢોરોને પૂરવાના ડબ્બાનો વહિવટ પણ તેમને જ હસ્તક છે. આ બધાની રૈયત પર ઊંડી અસર થાય છે. જે રસ્તાઓના સમારકામ માટે દરેક ખેડૂત રૂપીએ અડધો આનો મહેસુલ ભરે છે તે રસ્તાઓનો લાભ એને ક્વચિત જ મળે છે. એનાં ગાડાં, બળદ એ રસ્તે જઇ શકતાં નથી, જોકે સૌથી વધારે જરૂર તો તેમને જ હોય છે. આવું કાંઈ એકલા ચંપારણ્યમાં જ નથી બનતું એમ કહેવાથી દોષ દોષ મટતો નથી. કેટલાક કોઠીવાળાઓ આવા દોષથી મુક્ત છે એ હું જાણું છું છતાં સામાન્ય રીતે ઉપર જણાવેલા દોષો સર્વત્ર પ્રચલિત છે, અને પૂરવાર કરી શકાય તેવા છે.

હું એ પણ જાણું છું કે અમારા કેટલાક દેશી જમીનદારભાઇઓ પણ આ દોષના ભાગી છે. જેમ કોઠીવાળાઓ સામે રૈયત દાદ માગે છે તેમ એમની સામે પણ રૈયત દાદ માગી રહી છે. છતાં એટલું તો નિઃસંશય છે કે કોઠીવાળાઓએ આ વંશપરંપરાથી ઉતરી આવેલા દોષોને પોતાના બુદ્ધિચાતુર્ય અને તાલીમ વડે એવું કળામય સ્વરૂપ આપ્યું છે કે રૈયત એ જુલમની નીચે કચડાતી જ રહી છે અને એમાંથી પોતાનું માથું કદિયે

ઉચું કરી શકી નથી, અને તે એટલે સુધી કે સરકાર વખતોવખત વચ્ચે પડી નહોત તો રૈયત કયાં સુધી કચડાઇને દબાઇ જાત એ કહેવું મુશ્કેલ છે. છતાં સરકારે વચ્ચે પડતાં એટલી વાર લગાડી છે કે રૈયતને તેની કદર રહી નથી.

ખરી વાત છે કે આ વિષે સેટલમેન્ટ ઓફિસરના રીપોર્ટ-નીજ સરકાર વાટ જોઇ રહી છે. એમ કહેવામાં આવે છે કે આવા અનહદ જુલમો વિષે તપાસ કરવાનું કામ સહેલું નથી, આ ઉપરાંત બીજા જુલમોની પણ તપાસ કરવાની હોય છે અને કેટલાક અન્યાયો તો તુરત જ દૂર કરવા જેવા લાગે છે—આ બધાને લીધે વિલંબ થાય એ સ્વાભાવિક છે.

તાવાન, શરહબેશી, અને અબવાબ વસુલ કરવામાં આવ્યા છે એ વિષે તો હવે કોઇના દિલમાં શંકા રહી નથી. હું આશા રાખું છું કે કાયદાકાનૂન ઘડીને રૈયતનું આવા જુલમોની સામે રક્ષણ કરી શકાય એવી દલીલ તો હવે કોઇ નહિ જ કરે. એમ કહેવામાં આવે છે કે આવા ગેરકાયદેસર કર જયાં એકસામટા વસુલ કરવામાં આવ્યા છે ત્યાં સાધારણ અદાલતો કાંઇ કરી શકે એમ નથી, તે માટે તો સૌથી મોટા જમીનદાર તરીકે ખુદ સરકારે જ વચ્ચે પડવાની જરૂર છે.

આ અન્યાયોના બે પ્રકાર છે: (૧) જે અન્યાયો થઇ ચૂકયા છે તે, અને (૨) જે અન્યાયો હજુયે ચાલુ છે તે. જે અન્યાયો હજુયે ચાલુ છે તે તો તુરત જ અટકાવવા જોઇએ અને તાવાન, અબવાબ અને શરહબેશી તરીકે જે રકમો વસુલ થઇ ચૂકી છે તે માટે તપાસ થવી જોઇએ. રૈયતને સરકારે જાહેરનામાં ચોઢીને અને ઢંઢેરા પીટીને ખબરદાર

કરી દેવી જોઈએ કે આવા કર ભરવાને તે બંધાયેલી નથી એટલું જ નહિ, પણ આવા કર તેણે કદિ ભરવાયે નહિ, અને જો કોઈ એવા કર વસુલ કરવા જબરદસ્તી ચલાવશે તો સરકાર રૈયતનું રક્ષણ કરવા તૈયાર છે. રૈયતને સરકારે એ પણ સ્પષ્ટરીતે જણાવી દેવું જોઈએ કે તે જમીનદારોની વેઠ કરવા બંધાયેલી નથી, તે ફાવે ત્યાં, ફાવે તે ભાવે મજૂરીએ જઈ શકે છે અને પોતાને ફાયદો ન થતો હોય તો ગળી, શેરડી કે બીજી કોઈ પણ વાવણી કરવાની ના પાડી શકે છે. આ અન્યાયો દૂર ન થાય ત્યાં સુધી સરકારે બેતિયા રાજ્યનો ઇજારો ફરીથી આપવાની ના પાડી દેવી અને નવેસર ઇજારો આપતી વેળા રૈયતના હકનું ખાસ રક્ષણ કરવું.

દસ્તૂરીનો રિવાજ નાબૂદ કરવા સારૂ હાલના માણસોને બદલે વધારે પગારદાર અને વધારે સુશિક્ષિત માણસોને રોકવા અને દસ્તૂરી લેઇ રૈયતની રોજી કમી કરનારાઓને સખત શિક્ષા કરવી. જો કે કોઠીવાળાઓ આ રિવાજને "હિમાલય જેટલો પ્રાચીન" વર્ણવે છે, છતાં તેઓ ધારે તો તેને દૂર કરી શકે એમ છે.

રૈયતને પોતાની સ્વતંત્રતા મળી જાય તે પછી ગાડાની વેઠ, ગળીનું વાવેતર વગેરેની મજૂરીના સવાલ વિષે વિચાર કરવાનો રહેતો જ નથી. રૈયત પોતાની રાજીખુશીથી ગળીનું કે બીજું કોઈ પણ વાવેતર કરી શકે છે અને મનમાન્યી મજૂરી ઠરાવી શકે છે.

આ રીપોર્ટ લખવામાં મેં જેમ બને તેમ ઓછાં જ પ્રમાણોનો ઉપયોગ કર્યો છે. પણ જો સરકારની મરજી હશે તો હું બધાં પ્રમાણો રજુ કરી મારી હકીકત અક્ષરે અક્ષર પૂરવાર કરવા તૈયાર છું.

અંતમાં હું એટલું જ કહેવા ઇચ્છું છું કે આ હકીકત લખી કોઠીવાળાઓના હૃદયને દૂભવવાનો મારો જરાયે ઉદ્દેશ નથી. તેઓએ મને હરહંમેશ માનથીજ નવાજ્યો છે. માત્ર તેઓ જે અન્યાયી નીતિ

અખ્તિયાર કરીને રૈયતને પીડી રહ્યા છે તેમાંથી જેમ બને તેમ જલદી રૈયતને છોડવવી જોઇએ એમ હું માનું છું. અને એથી જ મારાથી બની શકે તેટલી શાંતિથી અને સબૂરીથી હું આ નીતિનો વિરોધ કરી રહ્યો છું. કોઠીવાળાઓ પોતે અંગ્રેજજાતિના છે અને સ્વતંત્ર વાતાવરણમાં ઉછર્યા છે એથી રૈયતને પૂર્ણ સ્વતંત્રતા ભોગવવા દેવામાં તેઓ જરાયે દુઃખી ન થાય એમ સમજીને જ મેં આ કામ હાથ ધર્યું છે, અને મને ખાત્રી છે કે કોઠીવાળાઓ તેમની મોટાઇને દીપાવશે.

હું મારા આ રીપોર્ટની નકલો તીરહૂત ડિવિઝનના કમિશ્નરને, ચંપારણ્ય જીલ્લાના કલેકટરને, બેતિયાના સબ–ડિવિઝનલ ઓફિસરને, બેતિયા રાજ્યના મેનેજરને, બિહાર પ્લૅન્ટર્સ એસોસીએશનના અને ડીસ્ટ્રીક્ટ પ્લૅન્ટર્સ એસોસીએશનના મંત્રીને અને અમારા કાર્યમાં રસ લેતા દેશના જાહેર આગેવાનોને મોકલી આપું છું. દરેક નકલ ઉપર "Not for publication"–"પ્રકાશન માટે નથી"– એમ લખ્યું છે. કારણ કે જરૂર ન પડે ત્યાં સુધી આ પ્રશ્નની જાહેર ચર્ચા છેડવાની મારી ઇચ્છા નથી.

આ વિષે સરકારને જ્યારે મારી હાજરીની જરૂર પડે ત્યારે તેની સેવામાં હું હાજર છું એવી ખાત્રી આપવાની જરૂર મારે માટે ન જ હોય.

હું છું,
આપનો વફાદાર
(સહી) એમ. કે. ગાંધી.



( ૧૪ )

# નીલવરોની ગભરામણ



પટણાથી આવ્યા બાદ રૈયતની જુબાનીઓ લખવાના કામમાં થોડો સુધારો કરવામાં આવ્યો. અત્યારસુધી તો રૈયતને જે કંઈ કહેવાનું હોય તે બધું જુબાનીમાં નોંધી લેવાતું, અને એ રીતે લગભગ ચાર હજાર જુબાનીઓ દફતરે ચડી ચૂકી હતી. પણ હવે દરેકે દરેક માણસની તમામ ફરિયાદો નોંધવાને બદલે તેમની ખાસ ફરિયાદ નોંધવાનું ધોરણ ચાલુ કર્યું. એથી કરીને લખનારનો શ્રમ ઘણો ઓછો થયો અને મહાત્માજીના મદદગારોને પણ પૂરાવા વાંચવા–વિચારવાનું કામ ઘણું સરળ થઇ પડયું.

નીલવરોની ગભરામણ રોજરોજ વધતી જતી હતી. તેઓ મહાત્માજીના માર્ગમાં ડગલે ડગલે અંતરાય ઉભા કરવા લાગ્યા, અને બને ત્યાંસુધી રૈયત મહાત્માજી પાસે ન જઇ શકે એવી વ્યવસ્થા કરવા માંડી. પરંતુ રૈયત, કોઠીવાળાસાહેબોની નજીવી ધમકીથી ડરી જાય એમ ન હતું. સૈકાંઓ થયાં દુઃખના ડુંગર નીચે

ચગદાયેલી પ્રજા હવે એ વાત બરાબર સમજી ગઇ હતી કે જો આ તકનો લાભ પૂરેપૂરો નહીં લેવાય તો તેમના કપાળે લખાએલાં કષ્ટ જેમને તેમ જ રહી જવાનાં. મહાત્માજીનું સાહસ અને બળ જોઈ તેમના દિલમાં પણ હિમ્મત અને નિર્ભયતાએ સંચાર કર્યો હતો. એટલે નીલવરો રૈયતને રોકવાની કોશેશ કરે તો પણ તેમાં તેમનું કાંઈ વળે એમ ન હતું.

બેતિયામાં, મહાત્માજી ધર્મશાળાના બીજે માળે એક ન્હાના ઓરડામાં ઉતર્યા હતા. નીચેના ભાગમાં તેમના સહાયકો રૈયતની જુબાનીઓ લખતા. પણ હંમેશા લોકોની એટલી બધી ભીડ રહ્યા કરતી કે શાંતિથી કામ કરવું મુશ્કેલ થઈ પડતું. મહાત્માજી પાસે જવાનો દરવાજો લગભગ બંધ જ રાખવામાં આવતો. માત્ર જેમની જુબાનીમાં કંઇક વિશેષતા હોય અથવા તો એવા જ બીજા કારણસર મહાત્માજી પાસે જઈ કંઇ પૂછગાછ કરવાની હોય તો જ તેમને ત્યાં પહોંચાડવામાં આવતા. પરંતુ સમગ્ર રૈયતને એથી સંતોષ ન થાય એ દેખીતું જ છે. તેઓ મહાત્માજીનાં દર્શન કર્યા વિના ઘેર જવાની સાફ ના પાડતા. એટલા માટે હંમેશા સાયંકાળે ધર્મશાળાની અગાશીમાં લોકો મહાત્માજીનાં દર્શન કરી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી. એ વખતે ધર્મશાળામાં એટલી ગીરદી થતી કે નિસરણી ઉપર ચડવુંઉતરવું અશક્ય થઇ પડતું.

મહાત્માજી નીલવરોની બાજી બરાબર સમજી શકતા હતા. તેઓ હંમેશા સીધા અને સરળ ઇલાજ લેવાનું જ પસંદ કરે છે. જરૂર જણાય ત્યારે, કોઈ વાત છૂપાવવાને બદલે તરત જ સરકારી અમલદારોને જણાવી દેતા અને હિંદુસ્થાનના નેતાઓને પણ ચંપારણ્ય સંબંધી દરેકે દરેક વાતથી વાકેફ રાખતા; પ્રસંગોપાત પરિસ્થિતિ વિષે વિગતવાર હેવાલ તૈયાર કરી સર્વ આગેવાનોને મોકલી

આપતા, અને કોની કયારે જરૂર પડશે તે પણ આગળથી જ સૂચવી દેતા. આટલું છતાં એ બાબત છાપામાં બહુ શોરબકોર ન થાય તેની પણ તેઓ સાવચેતી રાખતા. કારણ કે તેમનો ઉદ્દેશ રૈયતનાં દુઃખો દૂર કરવાનો હતો, માત્ર ચળવળ ચલાવવા પૂરતો જ ન. હતો. અન્યાય અને અત્યાચારમાં રચીપચી રહેલા નીલવરોને લાગ્યું કે હવે પોતાની આવકનાં બારણાં સાવ બંધ થઈ જવાનાં. તેમની ગભરામણ જૂદા જૂદા સ્વરૂપમાં બ્હાર આવવા લાગી.

મહાત્માજીએ મોકલેલા રીપોર્ટ વિષે સરકારે જીલ્લાના અમલદારો, સેટલમેંટ ઓફિસર તથા નીલવરોના તા. ૩૦–૬–૧૭ સુધીમાં અભિપ્રાય માગ્યા હતા. પરંતુ નીલવરો ત્યાં સુધી શાંતિ રાખી રાહ જોવા ખુશી ન હતા. તેમણે નવો દાવ શરૂ કર્યો. તા. ૧૧–૫–૧૭ ને રોજ એસોસિયેટેડ પ્રેસ તરફથી છાપામાં પ્રકટ થએલો તાર, બારમા પ્રકરણને અંતે ઉતાર્યો છે તે, વાંચવાથી જણાશે કે તુરકૌલિયા કોઠીની એક શાખા–ઓલહા કોઠીમાં લાગેલી આગને ઈર્ષા, દ્વેષ અથવા અદાવતનું ખોટું સ્વરૂપ આપવાનો પ્રયત્ન થયો હતો. એ આગને લીધે કોઠીવાળાને હજારો રૂપીઆનું નુકસાન થયું હોય એવો કોળાહળ પણ કરવામાં આવ્યો.

બેતિયાથી થોડે દૂર ધોકરાહા નામની એક કોઠી છે. ત્યાંના મેનેજર મિ. એ. કે. હોલટમે મહાત્માજીને કહ્યું કેઃ—" આપને તપાસ કરવી હોય તો ખુશીથી મારા ગામડામાં આવો, ત્યાં રૈયતને કોઈ પ્રકારનું કષ્ટ નથી. તમારી પાસે જે ફરિયાદો આવી છે તે તદ્દન જુઠી છે." મિ. લિવિસને પણ તેણે એ પ્રમાણે જ ભરમાવ્યો હતો. મહાત્માજીએ જાતે તપાસ કરવા તા. ૧૬–૫–૧૭ ને દિવસે ધોકરાહા કોઠીની પાસે આવેલા સરિસવા ગામ જવાનું નક્કી કર્યું. મિ. હોલટમનાં નામ અને કામનો ઉલ્લેખ " શરહબેશી " વાળા

પ્રકરણમાં અમે કરી ગયા છીએ. એ સાહેબે શરહબેશી માફ કરવાનું બ્હાનું બતાવી કોઠીની માલેકીવાળી જીરાતની જમીન દરેક ખેડૂતને વહેંચી આપી હતી અને એ જમીન ઉપર વધારેમાં વધારે મહેસુલ ઉઘરાવ્યું હતું.

તા. ૧૬ મીની સવારે મહાત્માજી, બાબુ રાજેન્દ્રપ્રસાદ અને પ્રોફેસર કૃપલાની (મુજફરપુરની કોલેજની નોકરીમાંથી રજા મળવાથી જેઓ મહાત્માજી પાસે આવી રહ્યા હતા અને તપાસના કામમાં મદદ કરતા હતા) વ્હેલા ઉઠી ધોકરાહા કોઠી તરફ રવાના થયા. વાહનનો બંદોબસ્ત હોવા છતાં સૌએ પગે ચાલીને જ જવાનું પસંદ કર્યું. બેતિયાથી લગભગ આઠ માઇલ દૂર—સરિસવા ગામમાં આઠ વાગતાં પહોંચી ગયા. લોકોનું મ્હોટું ટોળું મહાત્માજીનાં દર્શન કરવા આગળથી જ તૈયાર થઇને ઉભું હતું. માર્ગમાં થોડા માણસો મળ્યા તેમણે પહેલેથી મહાત્માજીને કહી રાખેલું, કે "મેનેજર સાહેબ પોતાના પઢાવેલા માણસો આપની પાસે લઈ આવશે અને અમે બધા સુખી છીએ—અમને કોઇ જાતનું દુઃખ નથી એમ તેઓ પોપટની જેમ બોલી જશે." એ પ્રકારની વાતો અને આગાહીઓ સાંભળતા ઉપર કહ્યું તેમ આઠ વાગ્યે ગામમાં આવ્યા.

મહાત્માજીએ સ્નાન કરી લીધું. તેમની સાથેના ભાઇઓ સ્નાન કરતા હતા એટલામાં મિ. હોલટમ પણ હાજર થઇ ગયા. એક ન્હાના બગીચામાં લોકોને એકઠા કરવામાં આવ્યા. લગભગ ૨૦૦–૩૦૦ ખેડુતો હશે. મહાત્માજી મિ. હોલટમની સાથે વાતો કરતા હતા એટલામાં મિ. લિવિસ પણ મોટર હાંકતાં ત્યાં આવી પહોંચ્યા. મિ. હોલટમે થોડાઘણા કાગળપત્ર બતાવી મહાત્માજીને કહ્યું કેઃ— "રૈયતે શરહબેશીની બાબતમાં જે ફરિયાદ કરી છે તે સાવ ખોટી છે. અમે અમારી જીરાતની જમીન કોઇને ગજે પરાણે વળગાડી

નથી. રૈયતે પોતે જ ખૂબ કાલાવાલા કર્યા એટલે અમે અમારી જમીન તેમને વહેંચી આપી. અમને એમાં બિલકુલ નફો નથી. એ લોકો જેટલો કરવેરો ભરે છે તેના કરતાં ઘણી વધારે પેદાશ એ જમીનમાંથી હું મેળવી શકું તેમ છું. છતાં રૈયત જો તે ન રાખવા માગતી હોય તો ખુશીથી રાજીનામાં મોકલી આપે. ખરૂં પૂછો તો અમારી રૈયત બહુ જ સુખશાંતિમાં રહે છે, કોઠીના કારભારથી તેઓ સંપૂર્ણ સંતુષ્ટ છે. આપની પાસે જે ફરિયાદો આવી છે તે કોઇની ઉશ્કેરણીનું પરિણામ છે." વિગેરે, વિગેરે. એ પ્રમાણે બોલતાં તેણે એક ૭૯–૮૦ વર્ષના બુઢ્ઢા તરફ આંગળી કરી અને કહ્યું કે:—" આ બુઢ્ઢાના જેવો સાચાબોલો અને પ્રતિષ્ઠિત માણસ તમને આટલામાં બીજો કોઇ નહીં મળે. આપને જે કંઇ પૂછવાનું હોય તે તેને પૂછી ખાત્રી કરી જુઓ."

મહાત્માજીએ પેલા બુઢ્ઢાને પૂછ્યું:—" કહો, કોઠી તરફથી તમને કોઇ જાતની કનડગત થાય છે ? "

" બિલકુલ નહીં, સરકાર ! અમને દરેક રીતનો સંતોષ છે. જુનો બંદોબસ્ત પણ અમે અમારી રાજીખુશીથી જ કબૂલ કરી લીધો છે." બુઢ્ઢાએ એકદમ ઉત્તર વાળ્યો.

આ ઉત્તર સાંભળતાની સાથે જ ત્યાં હાજર રહેલા માણસો ગુસ્સે થયા અને ખળભળાટ મચાવી મૂક્યો. તેમણે બૂમાબૂમ કરી મૂકી. તેઓ કહેવા લાગ્યા કે:-"સરકાર ! એ ડોસો કોઠીવાળાને સારૂં મનાવવાની ખાતર જ એમ બોલે છે. સાહેબ, એને એ જવાબ ગોખાવીને જ અહીં લઈ આવ્યા છે."

ડોસાને ઉદ્દેશી લોકો કહેવા લાગ્યા કે:—" અરે ડોસા, શા માટે એમ નાહકનું જુઠ્ઠું બોલી પાપનું ભાથું બાંધે છે ! અને તો તું

મરવાને ભોંય સુવે છે. કાંઠે બેસીને જુઠું ન બોલ. ભગવાનને માથે રાખી કાંઇક તો સાચું બોલ, ભલા માણસ !"

ખળભળાટને શાંત કરવા જતાં થોડો વખત નીકળી ગયો. ડોસાને મળતી આવે એવી હકીકત લગભગ ૧૫ જણે કહી સંભળાવી. બીજા માણસોને પૂછતાં તેમણે મહાત્માજી રૂબરૂ એ વાતને તદ્દન બનાવટી જણાવી.

મહાત્માજીએ કહ્યું કે:—"સાહેબના કહેવા પ્રમાણે તમે સાએ ઇરાદાપૂર્વક જ હુન્ડા બંદોબસ્ત કબૂલ કર્યો છે. જો તમને તે પસંદ ન હોય તો કોઠીવાળાની (જીરાત) જમીનનાં રાજીનામાં આપી શકો છો." આટલું સાંભળતા જ બધા એકીસાથે બોલી ઉઠયા:— "ભલે, અમે જીરાત છોડી દેવા તૈયાર છીએ. અમને તેની જરાય પરવા નથી. સાહેબને તેમાં જે વાવવું હોય તે ભલે વાવે, અમારો બિલકુલ વાંધો નથી."

રૈયતનો આવો સ્પષ્ટ જવાબ સાંભળી મિ. હોલટમ તો આભો જ બની ગયો. તેણે કહ્યું:—"તો પછી હું તેમાં એ લોકોની પાસે જ ગળીની ખેતી કરાવીશ."

મહાત્માજીએ સ્હેજ હસતાં જવાબ આપ્યો:—"પણ તમે તો હજી હમણાં જ કહ્યું ને કે હુન્ડા બંદોબસ્ત અને ગળીની ખેતીને કાંઈ જ લેવાદેવા નથી! તમે તો એ જમીનમાં તમારી સ્વતંત્ર વ્યવસ્થાથી ભારે કિંમતી પાક પેદા કરવાનું પણ કહેતા હતા. રૈયતની મહેસુલ કરતાં વધારે પૈસા એ જમીનમાંથી મેળવી શકાય એમ તમે માનો છો. તો પછી તમારે એ જમીન પાછી લઇ લેવી અને રૈયતને છૂટી કરવી એમાં જ કોઠીની શોભા અને આબાદી છે."

મિ. હોલ્ટમે ભારે અર્થસૂચક ઉત્તર આપ્યો કે:-" મારે પણ જીવવું છે." (I have also to live.)

મહાત્માજીના આગમનથી બીજો કોઇ લાભ તો એક બાજુ રહ્યો, પણ રૈયતમાં જે અસાધારણ નિર્ભયતા અને હિમ્મત આવ્યાં તે તો ખરેખર જ અદ્દભૂત અને અપૂર્વ હતાં. મિ. લિવિસની સામે પણ ફરિયાદ કરતાં રૈયતને સંકોચ કે ભય ન થયો. ચંપારણ્યમાં આ પલટો એ એક અપૂર્વ દૃશ્ય હતું. જે રૈયત જમાદારને દૂરથી જોતાં જ ઘરમાં ભરાઈ પેસે, અને જે રૈયત ગમે તેવા જુલમ કે અન્યાયના ઘુંટડા આંખ મીંચીને ઉતારી જાય તે જ રૈયત કોઠીવાળા ખુદ સાહેબની સામે તેના જુલમ ઉઘાડા પાડે એનો બીજો શો અર્થ થાય? એટલું જ નહીં પણ ખુદ સબ-ડિવિઝનલ માજીસ્ટ્રેટની હાજરીમાં તેની વિરૂદ્ધ પોતાની ફરિયાદ કહી સંભળાવે એ તો ખરેખર ચંપારણ્યમાં એક તાજુબી જ ગણાય.

માજીસ્ટ્રેટ અને મિ. હોલટમ વિદાય થયા. મહાત્માજીની આજ્ઞાનુસાર, જે લોકો હુન્ડા જમીન છોડી દેવા તૈયાર હતા તેમનાં નામ લખી લેવાયાં. નામો લખતાં લખતાં સાંજ થઇ ગઇ. પ્રાયઃ ૭ વાગ્યે સૌ બેતિયા જવા નીકળ્યા. મિ. હોલટમે, મહાત્માજીને કાંઈ વાંધો ન હોય તો પોતાની ગાડી તેમને વાસ્તે મોકલવાનું પૂછાવ્યું હતું. મહાત્માજીએ તે માગણી સ્વીકારી અને ગાડીમાં બેસી રવાના થયા. રાતના લગભગ નવ વાગ્યે મંડળ બેતિયા ખાતે આવી પહોંચ્યું.

ધોકરાહા અને લોહિઅરિયા નામની બન્ને કોઠીઓ એક જ માલેકીની છે અને મિ. હોલ્ટમ એ બન્નેનો મેનેજર છે. તે મ્હોટે ભાગે લોહિઅરિયામાં જ રહે છે. તા. ૧૭-૫-૧૭ ને રોજ એ બેઉ કોઠીના પુષ્કળ માણસો બેતિયામાં આવ્યા અને ને બધા જીરાતની

જમીનનાં રાજીનામાં રજુ કરવાં લાગ્યાં. જેઓ લખીવાંચી શકે તેવા હતા તેમની સહીઓ કરાવી અને જેઓ અભણુ હતા તેમના અંગુઠાની છાપ લઈ રાજીનામાં લઇ લીધાં. મહાત્માજીએ તે દિવસના કામકાજનો સંક્ષિપ્ત હેવાલ મિ. હોલટમને લખી મોકલ્યો અને તે સાથે જેઓ રાજીનામાં આપવા તૈયાર હતાં તેમનાં નામ પણ લખી મોકલ્યાં. આ સ્થળે એટલું કહેવું જોઇએ કે તે સાલનું મહેસુલ રૈયતે ક્યારનું ચે ભરી દીધું હતું અને કેટલાક ખેતરોમાં મોલ પણ ઉભો હતો, છતાં હુન્ડા બંદોબસ્તથી બચવા રૈયત એટલી બધી આતુર અને ઉતાવળી બની ગઈ હતી કે મહેસુલ અને મોલની કશી પરવા રાખ્યા વિના એ બધું આપી દેવા તૈયાર હતી. માત્ર બે દિવસની અંદર લગભગ ૫૦૦ થી પણ વધારે રાજીનામાં પડયાં. કોઠીવાળા જેને રૈયતની રાજીખુશી કહેતા તે વસ્તુતઃ કેટલું મિથ્યા હતું તે આ રાજીનામાં પરથી જણાઇ આવશે.

તા. ૧૮-૫-૧૭ ની રાત્રે ધોકરાહા કોઠીના એક ન્હાના મકાનમાં આગ લાગી અને તે સળગી ગયું. રૈયતના કેટલાક માણસોએ મહાત્માજી પાસે એકદમ આવી જાહેર કર્યું કેઃ—" ખરૂં પૂછો તો કોઠીવાળાઓએ પોતે જ આગ લગાડી છે અને અમને નાહકના ફસાવવા માગે છે." મહાત્માજીએ તે જ વખતે બાબુ વિન્ધ્યવાસિનીપ્રસાદ વર્માને આગવાળા સ્થાને એકદમ પહોંચી જવાનો અને બની શકે તેટલી ઝીણી તપાસ કરી સાચી વાત શોધી કાઢવાની આજ્ઞા કરી. તે પછી તેમનો રીપોર્ટ અને રૈયતની જુબાની વિગેરે સરકારી અમલદારોને મોકલી દીધાં.

અમને ખાત્રી છે કે એ આગમાં રૈયતનો હાથ ન હતો. અમે તો આગળથી જ સમજી બેઠા હતા કે આગનું કારણુ તો ગમે તે હોય, પણુ નીલવરો હોહા કરવામાં કચાશ નહીં રાખે. એસોસીએટેડ

પ્રેસે તા. ૧૧ મીએ જે તાર બાંકીપુરથી રવાના કર્યો હતો અને જેમાં ઓલહા કોઠીની આગનો ઈસારો હતો તે બાબત મહાત્માજીએ તા. ૧૪ મીએ મિ. હિકોકને એક પત્ર લખી કેટલાક ખુલાસા માગ્યા હતા. મિ. હિકોકે જવાબમાં કોઠીની સ્થિતિ સમજાવી છેવટે ઉમેર્યું હતું કે તમારા આવવાથી ભારે ઉશ્કેરણી ફેલાઈ છે અને તેથી લોકો આપને વિષે જાતજાતની અફવાઓ ફેલાવે છે.*

તા. ૧૭ મીએ રાત્રે દસ વાગ્યે મહાત્માજી પોતાના સાથીઓ સાથે બેઠા બેઠા વાર્તાલાપ કરી રહ્યા હતા એટલામાં બેલવા કોઠીના એક ગામડામાંથી એક માણસ ત્યાં આવ્યો અને કહ્યું કે:— "પરસૌની ગામના અમુક ભાગનો હું માલેક છું. મારા જેવા બીજા પણ થોડા ભાગીદાર છે. મારા સિવાયના બધા ભાગીદારે પોતાના ભાગ કોઠીને પટ્ટે લખી આપ્યા છે. હું મારો ભાગ લખી આપવા રાજી નથી. કોઠીએ મને દબાવવામાં બાકી નથી રાખી. આજે મેં સાંભળ્યું છે કે તેઓ એ જ ગામમાં આવેલી મારી ન્હાનીશી કચેરી લૂટી જવાની પેરવી કરી રહ્યા છે."

---

* મહાત્માજી અને મિ. હિકોક વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર:

મહાત્માજીનો પત્ર

વ્હાલા મિ. હિકોક,

આ સાથેના પત્ર તરફ તમારૂં ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું. અનેક પ્રકારની અફવાઓ મારે કાને આવી છે. જાહેર ખુલાસો બ્હાર પાડવાનું મારીપર દબાણ થઇ રહ્યું છે, પણ હું એવો કોઇ બિનસત્તાવાર ખુલાસો બ્હાર પાડવા નથી ઈચ્છતો. મહેરબાની કરીને, જાહેરમાં મૂકવા માટે નીચેની બાબતો વિષે કંઇ માહિતી આપશો તો આભારી થઈશ. આગથી થયેલું નુકસાન, બળી ગયેલા મકાનનું મૂળ સ્વરૂપ, એ મકાનમાં કોઇ રહેતું હતું કે નહીં ? કોઈ ચોકીદાર હતો કે કેમ ? અને આ પરિષદમાંની મારી હાજરીને અને આ આગને કંઇ સંબંધ બતાવવામાં આવે છે કે કેમ ?

બેતિયા,
તા. ૧૪ મી મે, ૧૯૧૭

તમારો
એમ. કે. ગાંધી.

બાબુ રાજેન્દ્રપ્રસાદ તથા પ્રો. કૃપલાનીને મહાત્માજી તરફથી આજ્ઞા થઇ કેઃ—" એકદમ પરસૌની પહોંચો અને આ વાતમાં કેટલું સત્ય છે તેની તપાસ કરી આવો."

તે જ વખતે પોલિસ સબ-ઇન્સ્પેક્ટરને પણ આ વાતની બાતમી મોકલી આપી અને ઇન્સ્પેક્ટર જવા માગતા હોય તો બાબુ રાજેન્દ્રપ્રસાદ અને પ્રો. કૃપલાની સાથે નીકળે તો કંઇ હરકત નથી એમ સૂચવ્યું.

બાબુ રાજેન્દ્રપ્રસાદ અને પ્રો. કૃપલાની રાતે ને રાતે જ રવાના થયા. પરસૌની બેતિયાથી લગભગ ૩૦-૩૫ માઇલ દૂર હશે. ગોખુલા સ્ટેશન એ નજીકમાં નજીક સ્ટેશન ગણાય. તેઓ બીજે દિવસે લગભગ આઠ વાગે ગોખુલા ઉતર્યા અને ત્યાંથી ૮-૯ માઇલ પગે ચાલી બપોરે એક વાગે પરસૌની આવ્યા. બેતિયાના સબ-ઇન્સ્પેક્ટર તો તેમની સાથે ત્યાં ન ઉતર્યા એટલે તેમણે પરસૌની

---

મિ. હિકોકનો જવાબ

વ્હાલા મિ. ગાંધી,

તમારો તા. ૧૪ મી મે, ૧૯૧૭ નો પત્ર મળ્યો. હું તમને નીચેની માહિતી આપી શકું તેમ છું:

ઢુરકોલિયા કોઠીને અંગે જ ઓલ્હા કોઠી ઉભી કરવામાં આવી છે. એંજીનની ઓરડી, પ્રેસનો ઓરડો અને કેક હાઉસ સળગી ગયાં છે. બળી ગયેલાં મકાનોની કિંમતનો અંદાજ રૂ. ૨૦૦૦૦ નો બાંધવામાં આવે છે; પણ તે એક અંદાજ માત્ર છે, તેમાં કોઇ મેનેજર કે એસિસ્ટંટ મેનેજર રહેતા નથી, માત્ર કોઠીના નોકરો મકાનની દેખરેખ રાખવા રહે છે. મકાન મોતિહારીથી ૨૦ માઇલ અગ્નિકોણમાં આવેલું છે.

તમે જીલ્લામાં આવ્યા અને લાગલી જ એ આગ લાગવાથી તેમજ તમારી મુલાકાતને લીધે ભારે ખળભળાટ થવાથી તમે લખો છો તેવી અનેક જાતની અફવાઓ તમારે કાને આવતી હશે.

મોતિહારી,
તા. ૧૫ મે, ૧૯૧૭.

તમારો
ડબલ્યુ. બી. હીકોક.

ગામ જે થાણાની હદમાં આવી જાય છે તે થાણાના દારોગાને ખાતમી મોકલી દીધી. દારોગાજી પણ વખતસર આવી ગયા.

પછી તો દારોગાની હાજરીમાંજ તેમણે રૈયતની જુબાની લીધી, અને કોઠીના નોકરોએ જે કંઈ કહ્યું તે પણ લખી લીધું. લોકોને સમજાવી, સમાધાની કરી તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને રાત્રે ૧૧ વાગે ગોખુલા સ્ટેશને આવી સવારમાં ૯ વાગ્યે બેતિયા પહોંચી ગયા.

પણ આ પ્રકારની તપાસ અને સ્ફુર્તિને લીધે નીલવરો તેમજ સ્થાનિક અમલદારોનાં ગળાં સૂકાવા લાગ્યાં. મિ. લિવિસે પોતાની કલ્પનાશક્તિના પ્રભાવથી જે ભયંકર ચિત્ર ચિતરી રાખ્યું હતું તેમાં સરિસવાવાળી આગથી તેમ જ ઉપર લખી તે તપાસથી નવા નવા રંગો ઉમેરાતા ગયા, અને ચિત્ર વધુ ને વધુ ભયંકર બનતું ગયું. નીલવરો અને તેમના સાગ્રીતો મહાત્માજીના કામને ઉતારી પાડવાનો તથા તેમની સાથેના મિત્રોને ચંપારણ્યમાંથી ખસેડવાનો તનતોડ પ્રયત્ન કરવા લાગ્યા. રૈયતમાંથી પણ બનતાં સુધી કોઇ, મહાત્માજી પાસે ન જઇ શકે એવી તદબીર રચવા માંડી.

તા. ૨૦ મીએ મહાત્માજીએ ચંપારણ્યના કલેકટર મિ. હિકો-કને એક સખત પત્ર લખ્યો. અને તેમાં બીજાં કેટલાંક સ્પષ્ટ કથન સાથે ચોખ્ખેચોખ્ખી વાત જણાવી દીધી કે 'જ્યાં સુધી રૈયતનાં દુઃખ દૂર નહીં થાય ત્યાં સુધી હું ચંપારણ્યમાંથી ખસવાનો નથી.' પત્રમાં મહાત્માજીની કામ કરવાની રીતિ, તેમનો દઢ નિશ્ચય અને અહિંસાત્મકપણે કેવળ આપભોગથી જ લક્ષ સાધવાની અટંગ શ્રદ્ધા સોળે કળાએ પ્રકાશી રહી છે. અમે આ સ્થળે એ આખો પત્ર નીચે રજુ કરીએ છીએઃ—

વ્હાલા મિ. હિકોક,

રૈયતના માણુસોને મારી પાસે આવતા અટકાવવામાં આવે છે અને જેઓ આવી ગયા છે તેમને કોઠીના નોકરો તથા કેટલેક સ્થળે તો ખુદ મેનેજર ઘણીઘણી રીતે પજવે છે એવી મારી તરફ થોકબંધ ચાલી આવતી ફરિયાદ હજી સુધી મેં તમને નથી જણાવી. કેટલી વાતો તો મેં સાવ જતી કરી છે. અને માત્ર ગણી-ગાંઠીજ લક્ષમાં લીધી છે. પરંતુ બેલવા અને ધોકરાહા કોઠીનાં કૃત્ય વિષે મેં જે સાંભળ્યું તે જો સાચું હોય તો મિત્રભાવે ચલાવવામાં આવતી તપાસમાંથી કમમાં કમ એક પક્ષનો મિત્રભાવ તો ઉડી જ જવાનો. આપણી મૈત્રીને કાયમ રાખવા અને તેમાં વધારો કરવા હું ઘણો જ આતુર છું. આ તપાસ પૂરી થાય તે પછી પણ એકબીજાનો સદ્‌ભાવ બરાબર સચવાઇ રહે એવી રીતે કામ લેવા હું મારાથી બનતી તમામ કોશેશ કરી રહ્યો છું. બેલવા અને ધોકરાહા કોઠી વિષે જે હકીકત મળી છે તે હું આ સાથે તમને મોકલી આપું છું. જો એ હકીકત સત્ય હોય તો તેમાં એ કોઠીની શોભા નથી. મિ. હોલટમને લખેલા પત્રની નકલ પણ તમારી જાણ માટે બીડું છું. એ પત્ર મેં આગની ખબર સાંભળ્યા પહેલાં લખ્યો હતો અને સાંજે સાડા છ વાગ્યે, ધોકરાહા કોઠીની રૈયતની હકીકત મળ્યા પછી મિ. હોલટમને રવાના કર્યો હતો.

જેઓ ઘણા લાંબા સમયથી રૈયત પાસેથી મ્હોટી આવક વસુલ કરતા હોય તેમને એ આવક જતી કરવાના વિચારમાત્રથી શું શું થાય તે હું બરાબર સમજી શકું છું, અને તેમની મનોવ્યથા પણ કલ્પી શકું છું. આથી જેને તેઓ પોતાનો હક્ક સમજી બેઠા છે તેને તેઓ જાળવી રાખવા મથે તો તેમાં કોઇને કશું જ કહેવાપણું ન હોય. પરંતુ બેલવા અને ધોકરાહા ગામડામાંથી જે બનાવની વિગત મળી છે તે મારા મત પ્રમાણે ઉપર કહ્યો તે વર્ગની નથી.

હું અને મારા મિત્રો જે કામ કરી રહ્યા છીએ તે બંધ કરીએ એમ નીલવરો સાધારણ રીતે ઇચ્છે એ તો ઉઘાડું જ છે. એ વિષે હું એટલું જ કહેવા માગું છું કે જ્યાંસુધી સરકાર પોતે અમને ઉંચકીને બ્હાર ન મૂકે અથવા તો જ્યાં સુધી રૈયતના પૂરવાર થએલા અને પૂરવાર થઈ શકે એવા અન્યાયો સદાને માટે બંધ થવાની બાંહેધરી ન મળે ત્યાં સુધી આ જીલ્લો અમારાથી ન જ છોડાય. અહિંની રૈયતની જે દુર્દશા મેં નજરોનજર જોઇ છે તેથી મારી ખાત્રી થઈ છે કે અમે જો રૈયતને આજ સ્થિતિમાં છોડી દઈએ તો પ્રભુના અને મનુષ્યના અમે ગુન્હેગાર ઠરીએ, અને સૌથી વધારે તો અમારો અંતરાત્મા જ અમને માફી ન આપે.

પરંતુ શાંતિ એ અમારો ધર્મ છે. નીલવરો સામે મને રાગ-દ્વેષ નથી, એવી વારંવાર ખાત્રી આપવાની જરૂર ન હોય. મને એમ કહેવામાં આવે છે કે મારી બાબતમાં તે સાચું છે પણ મારા મિત્રોની બાબતમાં તેમ નથી—તેઓ તો અંગ્રેજો સામેના દ્વેષથી ઉશ્કેરાયા છે, અને આ ચળવળ અંગ્રેજો સામેની છે તેથી જ તેમાં જોડાયા છે. એ વિષે હું એટલું જ કહેવા માગું છું કે એવા દ્વેષની લાગણી મારા મિત્રો કરતાં ઓછા પ્રમાણમાં હોય એવા માણસોનો સમૂહ મેં જોયો નથી. તેમના દ્વેષરહિત, નિખાલસ હૃદય જોઈ હું સાનંદાશ્ચર્ય પામ્યો છું. હું પોતે પણ એટલી બધી આશા ન્હોતો રાખતો. તેમનામાં થોડો ઘણો દ્વેષ હશે જ એમ માનવા હું તૈયાર હતો, અને તેને હું ક્ષમ્ય ગણું છું. જે હૃદય ઉકાળનારી સ્થિતિ મેં અહીં જોઇ છે તેને લીધે હું પોતે એની લાગણીમાંથી બચી શક્યો છું કે કેમ તે હું પણ નથી કહી શકતો. છતાં જો મને લાગે કે મારો કોઇ મિત્ર દ્વેષભાવથી જ પ્રેરાઇને આ કામ કરી રહ્યો છે તો હું તરત્કાળ તેનાથી છૂટો થઈ જઉં, અને તેને પણ આ ધર્મકાર્યથી છૂટા થવાનો આગ્રહ કરૂં. પરંતુ એથી રૈયતને પાયમાલ કરનારી ધૂંસરી ફેંકી દઇ તેમને છૂટકારો અપાવવાનો અમારો નિશ્ચય તો અડગ જ રહેવાનો.

શું સરકાર તે છૂટકારો ન અપાવી શકે ? એ વાક્ય સહેજે મ્હોંમાંથી નીકળી જાય છે. આનો એ જ જવાબ છે કે આવી બાબતોમાં અમારા જેવાની મદદ વિના સરકાર તેમ નહિ કરી શકે. સરકારનું યંત્ર ધીમું છે. તે ચાલે છે, પણ ઓછામાં ઓછા વિરોધને માર્ગે ચાલે છે. મારા જેવા સુધારકો જેમને કાંઈ બીજો ઉદ્દેશ નથી તેઓ એવું બળ ઉત્પન્ન કરે છે કે સરકારને તે હિસાબમાં લેવું જ પડે. કદાચ સુધારકો વધારે ઉત્સાહમાં આવી જઈ કે આળસ અને પ્રમાદને વશ થઇ ભૂલો કરી બેસતા હશે. સુધારકોથી અધીરી બની કે પોતાની શક્તિ પર અસંત ભરોંસો રાખી સરકાર પણ ભૂલો કરી બેસતી હશે. પણ આથી કાંઇ સત્યાનાશ વળી જતું નથી. મેં જણાવ્યા તેવા અન્યાયો જે પૂરવાર થઇ ચૂક્યા છે અને સર્વેએ કબૂલ કર્યા છે તે હજુ પણ દૂર થઇ શકે છે. જો સરકાર આ કામ ઉપાડી લે તો પછી નીલવરોને અમારા કાર્યથી ડરવાનું કે શંકાશીલ થવાનું રહેતું જ નથી. તેઓ અમારા સ્વયંસેવકોને રૈયતના શિક્ષણ અને આરોગ્યના કાર્યમાં ખુશીથી મદદ કરે અને સ્વયંસેવકો રૈયત અને તેમની વચ્ચે શહેરના બે ભાગોને જોડનારા પૂલ સમા બની રહે.

આ પત્ર ઘણો લાંબો થઇ ગયો છે અને દલીલો ખૂબ કરી છે તે માટે ક્ષમા કરશો. જો મારે મારી પોતાની સ્થિતિ આ બાબતમાં આપની આગળ રજુ કરવી હોય તો મારે તેમ કર્યા વિના છૂટકો જ નહોતો. મેં જે બે બાબતો પર આપનું ધ્યાન ખેંચ્યું છે તે વિષે અદાલતનો આશરો લેવાની મારી ઇચ્છા નથી. પણ અમારી અને કોઠીવાળાની વચ્ચે સારો સંબંધ જળવાઇ રહે તે માટે આપની સત્તાનો આપ ઉપયોગ કરો એમ તો હું જરૂર ઇચ્છું છું.

કોઠીઓમાં જે આગ લાગી છે તે કોઠીવાળાઓએ જ લગાડી છે એમ કહેવા હું નથી માગતો. એ તો રૈયતનું એમ માનવું છે. મેં સેંકડો લોકો સાથે એ સંબંધી વાત કરી છે. તેઓ કહે છે કે

રૈયતને કે સ્વયંસેવકોને એ આગની સાથે કાંઇ સંબંધ નથી. અમે રૈયતને વારંવાર કહેતા આવ્યા છીએ કે આ કાર્ય મારામારી કે કીનો લેવાનું નથી; એમ કરવાથી તો આપણું કાર્ય અટકી પડે, અને આપણને જે રાહત મળવાની હોય તે બંધ થઈ જાય. આથી રૈયત આ ગુન્હાનો ઇનકાર કરે તે હું સમજી શકું છું. કદાચ આ ગુન્હા બદલ આપણે કોઠીવાળાઓને ગુન્હેગાર ન ગણીએ, છતાં સ્વયં-સેવકો અને આગની વચ્ચે તેઓ સંબંધ ન જોડી શકે. આગો પહેલાંયે લાગી છે, હજુ પણ લાગે છે અને સ્વયંસેવકો હશે કે નહિ તો પણ સદાને માટે લાગતી જ રહેશે. સ્પષ્ટ પૂરાવા મળ્યા સિવાય એક પક્ષ બીજા પક્ષને ન નિંદે એમાં જ ભલાઇ છે.

નીલવરોનો જાન જોખમમાં છે એવી પણ વાતો સંભળાય છે. ખરેખર, આવી વાતો ટાઢા પહોરનાં ગપ્પાં જેવી જ લાગે છે. એમાં કાંઈ વજૂદ નથી. ગમે તેમ હોય પણ સ્વયંસેવકોને લીધે તો એમનો જાન વધારે જોખમમાં આવે તેમ નથી જ. આ કાર્યનું સ્વરૂપ જ આવી પ્રવૃત્તિનું વિરોધી છે. માની લીધેલા કે સાચા દુષ્ટની હિંસા કરીને નહિ પણ જાતે જ દુઃખ વેઠીને ન્યાય મેળવવાનો આ પ્રવૃત્તિનો હેતુ છે. અને વખતોવખત આ સત્ય રૈયતના હૃદયમાં ઉતારવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આ પત્રની સાથે મેં જે જુબાનીઓ મોકલી છે તે પરથી આપ સ્પષ્ટ જોઇ શકશો કે તેમાં જણાવ્યા પ્રમાણે રૈયતને ડારવાનો પ્રયત્ન થયો છે. આવા ડારાથી નીલવરોને કશોયે લાભ નથી, એથી તેઓ તેમની અન્યાયી પદ્ધતિને બચાવી શકે તેમ નથી; માત્ર રૈયત અને તેમની વચ્ચે વેરઝેર વધે છે અને સ્થિતિ વધારે કફોડી બને છે.

મેં આપની પાસે જે હકીકત રજુ કરી છે તે પરથી આપ જે કંઇ મદદ કરી શકો તે મેળવવાની હું ઇચ્છા રાખું છું.

બેતિયા,
તા. ૨૦ મે, ૧૯૧૭.

આપનો સાચો વફાદાર
(સહી) એમ. કે. ગાંધી.

આવા ઉકળાટમાં એંગ્લો–ઇન્ડિયન છાપાં ક્યાં સુધી શાંત રહી શકે ? ઈ. સ. ૧૯૧૫ માં બાબુ વ્રજકિશોરે એક પંચ નીમવાની સરકારને વિનંતિ કરી હતી એ વાત વાચકો ભૂલી નહિ ગયા હોય. તે વેળા નીલવરોના પ્રતિનિધિ મિ. ફિલગેટે તેવા કોઈ પંચની નીમણુક સામે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો. પણ ધીમે ધીમે સ્થિતિ એવી રીતે બદલાતી ગઈ કે નીલવરોની મ્હોટામાં મ્હોટી શુભેચ્છક "ગૌરાંગ સંરક્ષક સભા "–( યુરોપીઅન ડીફેન્સ એસોસીએશન ) એક પંચ નીમી તપાસ ચલાવવાની સરકારને ભલામણ કરવા લાગી ગઇ. એંગ્લો–ઈન્ડિયન પત્રો પણ એ હિલચાલમાં ઝૂકયા અને સરકાર ઉપર દબાણ ચલાવવું શરૂ કર્યું. ઉત્તર હિંદુસ્થાનના આગેવાન એંગ્લો–ઈન્ડિયન પત્ર" પાયોનીઅરે " તા. ૧૫–૫–૧૭ ના અંકમાં ચંપારણ્ય સંબંધે લખ્યું કેઃ—

" રૈયત અને નીલવરો વચ્ચેના મતભેદની તપાસ ચલાવવા તરતમાં જ એક પંચ નીમવામાં આવે તો ઠીક એમ અમને લાગે છે. મિ. ગાંધીની તપાસનું કંઈ સારૂં પરિણામ આવે એમ અમે નથી માનતા. પણ જો સરકાર પોતે જ એક પંચ નીમે અને બની શકે તો બિનસરકારી તત્ત્વ દાખલ કરી નિષ્પક્ષપાતપણે તપાસ ચલાવવામાં આવે તો બેય પક્ષોને પોતપોતાની વાત રજુ કરવાનો અવકાશ મળે. અને એ રીતે સ્થાયી શાંતિ જળવાઈ રહે. "

મદ્રાસના " મદ્રાસ મેઇલે " મહાત્માજીની તપાસના સંબંધમાં ટીકા કરતાં લખ્યું કેઃ—

"બિહાર પ્રાંતના મજુરોની સ્થિતિ વિષે પોતાની મેળે તપાસ કરવા આવેલ મિ. ગાંધી અને સરકાર વચ્ચે જે ખટરાગ ઉભો થયો હતો તે હવે શમી ગયો હોય એમ લાગે છે.

મિ. ગાંધીની તપાસ શરૂ થતાં ત્યાં જે પરિસ્થિતિ ઉભી થઈ તે બાબત મિ. ગાંધી સાથે મળી યોગ્ય વાટાઘાટ ચલાવવા સરકારે એકઝીક્યુટીવ કાઉન્સિલના મેંબર મિ. મૌડને આજ્ઞા કરી છે. સરકારને એવી આજ્ઞા કરવી પડી એ જ બતાવી આપે છે કે તપાસ પૂરી ન્યાયબુદ્ધિથી ચલાવવામાં નહિ આવી હોય. મિ. ગાંધી એક સબળ રાજનીતિજ્ઞ છે અને પોતે જે કાર્ય ઉપાડયું છે તે પોતાના દેશબન્ધુઓના સાચા હિતનું છે એમ તેઓ શુદ્ધભાવે માને છે એ વિષે કોઈને શક નથી. અને એ વાતની કસોટી પણ દક્ષિણ આફ્રિકામાં તેમણે વેઠેલાં કષ્ટોથી સિદ્ધ થઈ ચુકી છે. હિંદુસ્થાનમાં આવ્યા પછી મિ. ગાંધી ગરમપક્ષવાળાઓથી ભરમાઈ ગયા છે અને તેથીજ તેઓ દક્ષિણ આફ્રિકાની જેમ પૂરી ન્યાયબુદ્ધિથી કામ નથી કરી શકતા. બિહારમાં ગળીની ખેતી બાબત જે ફરિયાદ થઈ રહી છે તેની તપાસને લગતું બીડું મિ. ગાંધીએ આપોઆપ ઝડપી લેવું એ અમારા વિચાર પ્રમાણે ઠીક ન કહેવાય, અને તેમાંય અત્યારે તો ગળીની ખેતી કરનારા મજુરોની સ્થિતિ ઘણી સંતોષકારક અને સુખી કહેવાય છે. સાધારણ સંજોગોમાં પણ મજુરોનો સવાલ હંમેશાં ગુંચવાડાભર્યો હોય છે, તેમાં ય જ્યારે ખાસ ચળવળનો ધંધો લઈ બેઠેલાઓ માથું મારે છે ત્યારે તો વળી તે વધારે મુશ્કેલ બની જાય છે."

એસોસીએટેડ પ્રેસના તા. ૧૧-૫-૧૭ ના તાર સંબંધે એજ પત્રે લખ્યું કેઃ—

"પહેલાના અનુભવો પરથી એટલું તો ચોખ્ખું જણાઈ આવ્યું છે કે રૈયત અને નીલવરો વચ્ચે ઘણેખરે પ્રસંગે અણબનાવ

ભેદો કરવો અને ઝેરવેર વધારી મૂકવાં તે બહુ સ્હેલું કામ છે. મિ. ગાંધી ચંપારણ્યમાં તપાસ ચલાવવા જવાના છે એમ સાંભળતાં જ અમે એ સ્થિતિની કલ્પના કરી લીધી હતી. એસોસીએટેડ પ્રેસનો આજે મળેલો તાર અમારા અનુમાનને કેટલેક દરજ્જે ટેકો આપે છે. લડાઈ પછી ગળીની ખેતી કાંઇ આબાદ થતી જતી હતી અને થોડા વખતમાં પહેલાની ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરે એવી ધારણા રાખવામાં આવતી હતી; એટલામાં તેની ઉન્નતિને આડખીલીરૂપ થાય એવી સ્થિતિ ઉભી થએલી જોઈ અમને બહુ ખેદ થાય છે."

કલકત્તાના "સ્ટેટસમૅન"માં "ન્યાય"ની સહીથી એક નીલવર મહાશયે લખ્યું કેઃ—

"ઘણા જુના દિવસોનું સ્મરણ આજે તાજું થાય છે. ચંપારણ્યમાં જ્યારે જ્યારે મકાનો સળગવાના બનાવો બન્યા છે ત્યારે ત્યારે નીલવરો અને રૈયત વચ્ચેના અણબનાવ અને તેને લગતા મુકદ્દમા જ ઘણેખરે અંશે કારણરૂપ જણાયા છે. એ બધો પ્રતાપ ચળવળખોરોનો છે. ખરા ખેડૂતો હંમેશા શાન્તિપ્રિય જ હોય છે, પરંતુ જમીનની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નહિ ધરાવનાર, અને સ્વરાજ્ય માટે બૂમરાણ કરી મૂકનાર બિનજવાબદાર ચળવળીઆઓ જ તેમને ઉશ્કેરી મૂકે છે. મિ. ગાંધીને ખાનગી રીતે તપાસ ચલાવવા દીધી એ ખરેખર અફસોસની વાત છે. એ તપાસ જો તુરત બંધ નહિ થાય તો નીલવરોને વધુ નુકસાન થયાની વાત બ્હાર આવશે એવો મને ભય રહે છે. આવી સ્થિતિમાં બીચારા એકલા–અટુલા નીલવરો પોતે પોતાને સુરક્ષિત નથી માનતા અને તેમાંય અઠવાડીઆમાં બે દિવસ પોતાની કોઠી છોડી જૂદા જૂદા સ્થળે કવાયત કરવા જવું પડતું હોય ત્યારે તો ખાસ કરીને તેમની સ્થિતિ કફોડી થઈ પડે છે."

જ્યારે જ્યારે રૈયતે અસહ્ય દુઃખથી કંટાળી માથું ઉંચકવાનો પ્રયત્ન કરેલો ત્યારે ત્યારે કોઠીઓમાં આગ લાગેલી, પોલિસે તપાસ ચલાવેલી અને રૈયત દબાઈ ગયેલી; અને એ રીતે જુના જુલમો તો પાછા ચાલુ જ રહેલા. પણ આ વખતે તો કોઠીઓ સળગીને જ ગાડું અટક્યું; નીલવરોના બીજા બધા ઉપાયો નિષ્ફળ નીવડ્યા.

એંગ્લો ઈન્ડિયન પત્રોના આવા નિર્મૂળ આક્ષેપોના રદીઆ લગભગ તમામ હિંદુસ્થાની પત્રોએ આપ્યા.

તા. ૧૯–૫–૧૭ ના અંકમાં અલ્લાહાબાદના 'લીડર' પત્રે પોતાના અગ્રલેખમાં લખ્યું કેઃ—

"મિ. ગાંધીની તપાસનું શું સારૂં પરિણામ આવશે તે પાયોનીઅરને ન સમજાય એમાં અમને જરાય નવાઈ લાગતી નથી. અમે તો તેને એટલી જ સલાહ આપીએ છીએ કે જરા ધીરજ ધરો અને મૂંગે મ્હોડે જોયાં કરો. મિ. ગાંધીની તપાસ નિષ્પક્ષપાતપણે નથી ચાલતી—બરાબર. મિ. ગાંધી જો ચંપારણ્ય ન ગયા હોત તો પાયોનીઅરે બિહારની સરકારને તુરતાતુરત પંચ નીમવાની ભલામણ કરી હોત ખરી કે? અગાઉ કદિ એવી સુચના કરી હતી? અને અત્યારે પણ એને કેવી નિષ્પક્ષપાત તપાસ જોઈએ છે? જે પંચ નીમવામાં આવે તેમાં બિનઅમલદારી માણસો પણ હોઇ શકે. અહો! કેવી ઉદારતા!"

લાહોરના 'ટ્રીબ્યુને' લખ્યું કેઃ—

"ગળીના પ્રદેશમાં નીલવરો અને રૈયત વચ્ચેના સંબંધની તપાસ ભાંગ્યાના ભેરૂ જેવા ગણાતા મિ. ગાંધી ચલાવી રહ્યા છે તેથી એંગ્લો–ઇન્ડિયન પત્રોમાં ખળભળાટ મચી ગયો છે અને મિ. ગાંધી એ પ્રવૃત્તિ છોડી દે તે માટે હરેક પ્રયત્ન કરવામાં આવ્યા છે. હમણાં જ પાયોનીઅરે એ સવાલ હાથ ધર્યો છે. એંગ્લો–ઇન્ડિયાના પ્રતિનિધિના હૃદયમાં આમ એકાએક ફિકર શા માટે પેઠી એ

પૂછવાનો હિન્દી પ્રજાને અધિકાર છે. નીલવરો અને રૈયતોના સંબંધ વિષે તપાસ કરવાની જરૂર અમારા અલાહાબાદના આ ભાઈને વળી ક્યારથી જણાવા લાગી ? જરૂર, દાળમાં કંઇ કાળું હોવું જોઈએ."

મદ્રાસ 'મેઇલ'ના લેખો વાંચી મિ. પોલકે તા. ૨૪–૫–૧૭ ને રોજ એક સખ્ત સમાલોચના લખી. મદ્રાસ મેઈલની ભૂલો જણાવતાં તેમણે લખ્યું કેઃ—

" હું ધારૂં છું કે ટુંક વખતમાં તમારા દિલને જબરો આઘાત પહોંચશે, અને મિ. ગાંધીએ બિહારની સરકાર સમક્ષ ખાનગી રીતે જે પ્રાસ્તાવિક રીપોર્ટ રજુ કર્યો છે તેની વિગતો તમે જાણશો ત્યારે તમારૂં જ્ઞાન કે જે વિષે તમે ખૂબ મગરૂર છો તેમાં ઉમેરો થશે. જો તમારા જણાવ્યા મુજબ મિ. ગાંધી એક બિનજવાબદાર, ધંધાદારી ચળવળીઆ હોત તો આજે સારાય હિંદના એક છેડાથી બીજા છેડા સુધી ક્રોધનો અગ્નિ પ્રજ્વળી ઉઠયો હોત અને વર્ષો થયાં તમારા તેમજ મારા દેશબંધુઓ પોતાની જાતને જે જુલમોથી કલંકિત કરી રહ્યા છે તે જુલમોનો સત્વર અંત આણવાની દેશમાં ઠેર ઠેર સભાઓ ભરી પ્રજાએ દૃઢ માગણી કરી હોત. જ્યારે બધી વાત બહાર આવશે ત્યારે પોતે કરેલાં કામ વિષે મિ. ગાંધીને તો શરમાવાપણું નહિ જ રહે."

પટનાના 'બિહારી' એ પોતાના તા. ૩૦–૫–૧૭ ના અંકમાં લખ્યું કેઃ—

" મિ. ગાંધીના ચંપારણ્ય જવાથી એંગ્લો–ઇન્ડિયનો હૃદયમાં સળગી ઉઠયા છે, અને હાં તો એમનું ભૂંડું બોલી યા તેમની પીઠ થાબડી તેમના કામને તેઓ દાબી દેવા માગે છે. આ ચળવળની પાછળ વ્યવસ્થિત યોજના રહેલી છે એ સ્પષ્ટ છે. જે ટીકાઓ અને

સૂચનાઓ થઇ રહી છે તે બધામાં એક જ નીરસ સૂરનો પડઘો સંભળાય છે."

કલકત્તાના લોકપ્રિય હિન્દી દૈનિક "ભારતમિત્રે" સંવત ૧૯૭૪ ના જેઠ વદ ૧૨ ના અંકમાં લખ્યું કેઃ—

"જો સરકાર પંચ નીમવું યોગ્ય ધારે તો તેમાં માત્ર સરકારી અમલદારો અને નીલવરો જ નહિ પણ કર્મવીર ગાંધી પણ નીમાવા જોઇએ, અને એ પંચનો પ્રમુખ કોઈ નિષ્પક્ષપાત ગૃહસ્થ નીમાવો જોઇએ."

કલકત્તાના 'બંગાળી'એ તા. ૧૮–૫–૧૭ ને રોજ લખ્યું કેઃ

'પાયોનીઅરની સૂચના પ્રમાણે જો પંચ નીમવામાં આવે તો તેમાં મિ. ગાંધીની પણ નીમણૂક કરવી અને દાદાભાઈ નવરોજી વેલ્બી કમિશનના સભ્ય હોવા છતાં તેમની જેમ જુબાની લેવામાં આવી હતી તેમ ગાંધીજીની પણ લેવી.'

બ્રહ્મદેશના 'રંગુનમેઇલે' લખ્યું કેઃ—

"મિ. ગાંધી બિહારમાં જે સુંદર કામ કરી રહ્યા છે તેને હલકું પાડવાના પ્રયત્નો થઈ રહ્યા છે. પંચ નીમવું એટલે સમય અને નાણાંની બરબાદી કરવી અને પરિણામમાં 'ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર." અમને પંચોમાં વિશ્વાસ નથી. અમે તો એમ માનીએ છીએ કે મિ. ગાંધીને એમની સ્વતંત્ર તપાસ કે જે કાયદેસર છે તે ચલાવવા દેવી અને જો જરૂર પડે તો પાછળથી તેમના રીપોર્ટના સત્યાસત્ય વિષે સરકાર ભલે તપાસ કરે."

અલ્લાહાબાદના 'પાયોનીઅરે' ફરી પાછું તા. ૨૬–૫–૧૭ ને રોજ લખ્યું કેઃ—

"ચંપારણની રૈયતોનાં કહેવાતાં દુઃખોની તપાસ કરવા માટે સરકાર એક પંચ નીમનાર છે. ત્યાં હાલ બામલો સંતોષજનક નથી

એ ઉઘાડું છે, અને એમ કહેવાય છે કે મિ. ગાંધીની હાજરીથી રૈયતોના દિલમાં જે આશાઓ બંધાઈ છે તે કદિ પણ પૂરી પડે તેવી નથી. આથી સત્તાવાર અને નિષ્પક્ષપાત તપાસ તુરતાતુરત જ શરૂ કરી દેવી એ જ સલાહભર્યું છે. એ પંચ અંગ્રેજ નીલવરો અને રૈયત વચ્ચેની તકરારોનો જ માત્ર વિચાર ન કરતાં રૈયત અને જમીનદાર વચ્ચેના સામાન્ય સંબંધની પણ તપાસ ચલાવે એ ઇચ્છવાજોગ છે."

મહાત્માજીએ આ વિષયમાં વિચાર કરી, પોતાના મિત્રોની સલાહ લઈ, નીચેનું જાહેરનામું છાપાઓમાં પ્રસિદ્ધ કરાવવાનો નિશ્ચય કર્યો:—

" જો દિનપર દિન થતા જતા અન્યાયો દૂર કરી, ચોક્કસ મુદતની અંદર તપાસ પૂરી કરવાનું વચન આપવામાં આવે તો જ હાલના મામલાને પહોંચી વળાય તેમ છે. આ પ્રમાણે પંચ નીમવામાં આવે તો પછી મારૂં અને મારા સાથીઓનું કામ એ પંચ સમક્ષ રજુ કરવાની જુબાનીઓ એકઠી કરવાનું રહેશે."



( ૧૫ )

# ગાંધીજીને આમંત્રણ



એક બાજુ પાયોનીઅર પંચ નીમવાનું સૂચવી રહ્યું હતું ત્યારે બીજી બાજુ નીલવરો આગના સંબંધમાં સરકારના કાન ફુંકી રહ્યા હતા. એને પરિણામે બિહારની સરકારે મહાત્માજીને રાંચી મુલાકાત માટે બોલાવ્યા. તા. ૪–૬–૧૭ ને રોજ લેફ્ટેનંટ ગવર્નર સર એડવર્ડ ગેઇટને મળવાનું મહાત્માજીને આમંત્રણ મળ્યું.

આનું શું કારણ એના વિચારમાં બધા પડયા. હજી જીલ્લાના અમલદારોએ મહાત્માજીના રીપોર્ટ ઉપર કશો અભિપ્રાય આપ્યો નહોતો, એટલે એ રીપોર્ટ વિષે તો આમંત્રણ હોય જ નહિ. બાકી રહ્યાં નીલવરો અને એંગ્લો–ઇન્ડીઅન પત્રોએ કરી મૂકેલું ખૂમરાણ, બે કોઠીમાં લાગેલી આગ અને સ્થાનિક અમલદારોનો કપોલકલ્પિત અશાંતિનો ભય. સૌને લાગ્યું કે જરૂર દાળમાં કાળું હોવું જોઇએ. તેથી આગળપાછળનો વિચાર કરી જે સ્થિતિ ઉપસ્થિત થાય તે માટે સૌએ આગળથી જ તૈયાર થઇ રહેવાનું ઉચિત ધાર્યું.

પોતાનું કામ તો ચાલુ રાખવું જ જોઇએ અને કોઈ દુર્ઘટના આવી પડે તો તે માટે પણ બરાબર તૈયારી કરવી જોઈએ. ઘણાને મનમાં શંકા પેઠી કે રખેને મહાત્માજી રાંચીથી પાછાજ ન આવે. એવું થાય તો શું કરવું તેનો પણ વિચાર કર્યો. આથી પંડિત મદનમોહન માલવિયજીને તાર કરી પટણા બોલાવ્યા. મહાત્માજીએ પોતાનાં ધર્મપત્નીને કલકત્તે તાર કરી રાંચી બોલાવ્યા. પોતાના પુત્ર દેવદાસ ગાંધીને પણ સત્યાગ્રહાશ્રમમાંથી રાંચી બોલાવ્યા. રાજેન્દ્રબાબુને પટણા જઇ બધા નેતાઓની સાથે મસલત કરવાનું કામ સોંપ્યું. તે પછી બાબુ વ્રજકિશોરપ્રસાદની સાથે મહાત્માજી તા. ૨–૬–૧૭ ને રોજ બપોરે પટણા પહોંચ્યા. પંડિત માલવિયજી તો આગલી રાતે પંજાબમેઇલમાં આવી ગયા હતા. માનનીય મિ. હક્ક, રાયબહાદુર કૃષ્ણસહાય, પં. માલવિયજી, મિ. પરમેશ્વરલાલ, બાબુ વૈદ્યનાથનારાયણ સિંહ વગેરે ઘણાય ગૃહસ્થોએ ભેગા મળી મસલત ચલાવી. છેવટે એમ ઠરાવવામાં આવ્યું કે જો મહાત્માજીની સામે કોઈ જાતનું કામ ચલાવવામાં આવે તો માનનીય મિ. હક્ક અથવા પં. મદનમોહન માલવિયજીએ ચંપારણ્યના તમામ કામનો ભાર ઉપાડી લેવો. પછી ગઇ ૧૮ મી એપ્રિલના જેવોજ કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો, અને દેશના બીજા આગેવાનોની સાથે પત્રવ્યવહાર કરવો શરૂ કર્યો. તેજ દિવસે મહાત્માજી બાબુ વ્રજકિશોર પ્રસાદની સાથે રાંચી ગયા અને પંડિત માલવિયજી અલાહાબાદ પાછા ફર્યા.

મહાત્માજીને તેમજ એમના મદદનીશોને ચમ્પારણ્યમાંથી હદપાર કરવા તથા એમના કાર્યને ધૂળધાણી કરવાનો એકે ઉપાય અજમાવવો નીલવરોએ બાકી રાખ્યો નહોતો. યુરોપીઅન ડીફેન્સ એસોસીએશનની મુઝફ્ફરપુરની શાખાએ તા. ૧૧–૫–૧૭ ને રોજ નીચેનો ઠરાવ પસાર કર્યો હતોઃ–

( ૧ ) મિ. ગાંધીએ હાથે કરીને વ્હોરી લીધેલી તપાસને અંગે ભારે અશાંતિ અને ગુન્હા વધવા લાગ્યા છે.

( ૨ ) ચંપારણ્યમાં વસતા યુરોપીઅનોના હિતને તથા જીલ્લાની શાંતિને મિ. ગાંધીની ચાલુ હાજરીથી ખૂબ નુકસાન થવાનો ભય છે.

( ૩ ) કલકત્તા યુરોપીઅન સેંટ્રલ એસોસીએશનને વિનંતિ કરીએ છીએ કે આ ચળવળને પરિણામે ચંપારણ્યની આસપાસના જીલ્લાઓમાં અશાંતિ ફેલાવાનો ભય રહે છે તેથી સરકાર સમક્ષ તેણે એ વાત ભારપૂર્વક રજુ કરવી, કે જો તે ચંપારણ્યમાં કાયદો અને વ્યવસ્થા જાળવવા માગતી હોય તો મિ. ગાંધી અને એના મદદનીશોને તુરતાતુરત હદપાર કરે.

તા. ૬-૬-૧૭ ના પાયોનીઅરમાં મોતિહારી કોઠીના મેનેજર મિ. ઈર્વિનનો એક લાંબો પત્ર છપાયો. મિ. ઈર્વિને તો તા. ૨૩-૫-૧૭ નો લખી મોકલેલો પણ પાયોનીઅરે તા. ૩-૬-૧૭ ના અંકમાં છાપ્યો. અહીં મિ. ઇર્વિનનો કંઇક પરિચય આપવો જરૂરી છે, કારણ કે ચંપારણ્યની તપાસ સંબંધે મિ. ઈર્વિને વર્તમાનપત્રોમાં જે પત્રો પ્રકટ કરેલા તે વિષે અમે આગળ જતાં ટીકા કરવાના છીએ. મિ. ડબલ્યુ. એસ. ઇર્વિન એક જુના અને જબરદસ્ત નીલવર ગણાય છે. એઓ મોતિહારી કોઠીના મેનેજર છે. એ કોઠીની સાથેનો એમનો સંબંધ બહુ જુનો છે. શરહબેશી અને તાવાન વસુલ કરવામાં એ સૌની મોખરે હતા, ગળીના બદલામાં શરહબેશી અને તાવાન ઉઘરાવવા વિષે વકીલોની સલાહ એમણેજ પ્રથમ લીધેલી તેમજ સરકાર સાથે વાટાઘાટ પણ એમણેજ ચલાવેલી.

ઈ. સ. ૧૯૦૬ માં એ વિષે પહેલવહેલી ચર્ચા એમની જ કોઠીમાં થએલી. આમ છતાં એમની રૈયતે એમની વિરૂદ્ધ અદાલતે

નથી ચઢતી તે માટે એઓ સાહેબ મગરૂર છે. શરહબેશી અને તાવાન વિષે પણ એમની રૈયતમાંથી ઘણા ઓછા આસામીઓએ અમલદારોને ફરિયાદ કરી હતી. આ પરથી એઓ એમ સિદ્ધ કરવા માગે છે કે એમની રૈયત સુખી છે અને એમને પરસ્પર કોઇ જાતનો અણબનાવ નથી. પણ રૈયત તો કાંઇ જૂદીજ વાત કહે છે. રૈયતનું કહેવું એવું છે કે મિ. ઇર્વિનનો કારભાર એટલો બધો સખ્ત છે કે કોઇની મગદૂર નથી કે ગમે તેટલાં દુઃખ છતાં અદાલતના ઉંબરે ચઢે. એક પટવારીએ મહાત્માજી આગળ કહેલું કે " ઇર્વિનસાહેબની આગળ માજીસ્ટર ને દારોગાયે પાણી ભરે." પાયોનીઅરમાં એમણે જે પત્ર લખેલો તે નીચે મુજબ છેઃ–

" મિ. ગાંધી અને એના ચંપારણ્યમાં કહેવાતા પુણ્યકાર્ય વિષે કોઇક કોઇક વાર આપના પત્રમાં ફકરાઓ નજરે ચઢે છે, છતાં એ તો દેખીતું છે કે એ પોતાના કાર્યથી જે નુકસાન પહોંચાડી રહ્યો છે અને જે નુકશાન આજ પહેલા પહોંચાડી ચૂક્યો છે તેનું ભાન હજી તમને નથી થયું.

*

સ્થાનિક સત્તાવાળાઓને પહેલાં જ્યારે મિ. ગાંધીની મુલાકાત વિષે ખબર પડી ત્યારે તેમણે ડહાપણ વાપરીને એની સામે મનાઈ હુકમ કાઢ્યો, પણ એ સામે અપીલ થતાં પ્રાંતિક સરકારે તે રદ કર્યો અને મિ. ગાંધીને તેમની તોફાની પ્રવૃત્તિ ચલાવવાની રજા આપવામાં આવી. તે પીપરા ફેક્ટરીના એક દિહાતમાં જવા માગતો હતો અને ત્યાંના ગામડીઆઓ જેઓમાંના કેટલાક સામે યુરોપીઅન સબમેનેજર પર સખ્ત હુમલો કરવાના આરોપસર કામ ચાલી રહ્યું છે તેમને ઉશ્કેરવા માગતો હતો. પણ પોલિસે તેને રોક્યો. આમ સ્થાનિક અમલદારોની અટકાયત થવાથી એ સરકારી હુકમની રાહ જોતો મોતિહારીમાં થોભ્યો અને એના માણસોએ મોકલેલી પીપરા અને તુર્કૌલીઆ કોઠીની હજારો રૈયતોની એકતરફી જુબાનીઓ નોંધવા

માંડી. અટકાયતનો હુકમ રદ થતાં એ મોતિહારી છોડી બેતિયા ગયો, પણ એની મોતિહારીની પ્રવૃત્તિ નિષ્ફળ ન નીવડી. એના મોતિહારી છોડી ગયા પછી ટુંક વખતમાં જ તુર્કૌલીઆ કોઠીનું એક મકાન બાળી નાંખવામાં આવ્યું. અહીંઆ હું વચમાં વચમાં એટલું પણ જણાવી દઉં કે મારી ૨૦,૦૦૦ ની રૈયતમાંથી પૂરા બાર જણા પણ મિ. ગાંધીને મળવા ગયા નથી, અને તેમાંયે ઘણા તો કુતૂહળવૃત્તિથી જ પ્રેરાઇને પાસે ગયેલા. તેઓએ મારી વિરૂદ્ધ કોઇ ગંભીર આક્ષેપ કર્યો નથી; એટલે મારે મિ. ગાંધી સાથે આ બાબતમાં 'અંગત' તકરાર છે જ નહિ. બેતિયા સબડીવીઝનના નીલવરો તેમ જ અમલદારોએ સ્વાભાવિક રીતે જ મિ. ગાંધીની હાજરી સામે વાંધો ઉઠાવ્યો, અને નીલવરોએ રાંચી એક ડેપ્યુ-ટેશન મોકલી સરકારને વિનંતિ કરી કે મિ. ગાંધીની પ્રવૃત્તિ તદ્દન બંધ કરાવો, અથવા કંઇ નહિ તો તેને કાબૂમાં રાખો. એ ડેપ્યુટે-શનને પરિણામે સરકારે સ્થાનિક અમલદારો તેમજ મિ. ગાંધીને તાર કરી બાંકિપુર બોલાવ્યા અને તેમની સાથે મસલત કરી. એ મસલતને પરિણામે મિ. ગાંધીને એમની પ્રવૃત્તિ ચાલુ રાખવાની છૂટ મળી અને એથી સરકારની મંજૂરી મળી હોય તેમ તે નિરંકુશ બન્યો. રૈયતે પણ એનો એવો જ અર્થ કર્યો કે સરકાર મિ. ગાંધીની તપાસની વિરૂદ્ધ નથી. એણે ધોકરાહા કોઠીના એક ગામડાની મુલાકાત લીધી અને ત્યાંની રૈયતે મિ. ગાંધી, સબડીવીઝનલ ઓફિસર, અને કોઠીના મેનેજરના દેખતાં કોઠીના મુખ્ય કામદારને હિંદુસ્તાની ભાષામાં ગાળો દીધી અને મિ. ગાંધીની પીઠ ફરી ત્યાં તો તેમણે એક આબરૂદાર, વયોવૃદ્ધ પુરૂષ પર હુમલો કર્યો. અને એને ખૂબ મારમાર્યો. આ પુરૂષ બીચારો એટલો બધો અશક્તહતો કે તેગાડીમાં બેસીને આવ્યો હતો. એ પછી બે દિવસ ગયા ન ગયા ને એક કોઠીને આગ લગાડી ફુંકી મૂકવામાં આવી. આના તેમજ તુર્કૌલીઆના બનાવના કાર્યકારણ સંબંધ વિષે કોઇ

પણ વિચારવંત પુરૂષના મગજમાં સંશય ન જ રહે. અને જેનામાં જરા સરખીય અક્કલ હોય તે તો જાણે છે કે આ આખી ચળવળ (malicious) ઝેરથી ભરેલી છે અને એ હેતુ પાર પાડવા માટે જ ચંપારણ્યનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ચંપારણ્યનું ક્ષેત્ર પસંદ કરવાનાં કારણો નીચે મુજબ છે:—

(क) સારાય જીલ્લાનો માલિક એક માત્ર બેતિયા કોર્ટ ઓફ વોર્ડએસ્ટેટ અર્થાત્ સ્થાનિક સરકાર છે અને તિરહુત અને સારણ-નાં ઘણાંખરાં ગામો નાના નાના શેરહોલ્ડરો અને જુદા જુદા રહેવાસીઓના હાથમાં હોવાથી જો કોઈ ચળવળખોર ત્યાં જઇ અહીંની જેમ તોફાન શરૂ કરે તો તેનું કાંઇ ઉપજે નહિ. એ ચળ-વળના ઉત્પાદકો દરભંગાના મહારાજા સામે ચળવળ ઉભી કરવાની જરાય ઇચ્છા રાખતા નથી.

(ख) ચંપારણ્યમાં યુરોપીઅન જમીનદારોની મોટી સંખ્યા હોવાથી જાતીય મતભેદને ઉત્તેજિત કરી વિજય મેળવવાની સૌથી વધારે આશા રાખી શકાય. હું માનું છું કે મિ. ગાંધી જાતે તો શુદ્ધ હૃદયનો પરોપકારી પુરૂષ છે, પણ સાથે સાથે જરા ભેજા-ગેપ અને અંધશ્રદ્ધાળુ છે અને તેમાંય દક્ષિણ આફ્રિકામાં મળેલી થોડીઘણી ફતેહથી એના મગજમાં એવું ઠસી ગયું છે કે વિધિએ એને જગતના અન્યાય દૂર કરવા માટેજ જગતમાં જન્મ આપ્યો છે. અને એ ભ્રમણાને પરિણામે જુદા જુદા સ્વાર્થસાધુઓ મિ. ગાંધીને હોળીનું નાળીએર બનાવી રહ્યા છે. એ સ્વાર્થસાધુઓમાં (૧) વકીલો અને મુખ્તીઆરો જેમનાં ગજવાં, રૈયતોના ઘણાખરા ઝગડાઓ વગરપૈસે નીલવરો પતવી આપે છે એથી ભરાતાં નથી; (૨) મહાજનો અને શેઠશાહુકારો જેઓ નીલવરોને લીધે મોટાં વ્યાજ ઉઘરાવી શકતા નથી અને જમીનદારોની રજા વિના દેવા-

કારની જમીન ખંડી શકતા નથી; અને (૩) હોમરૂલના ચળવળીઆઓ જેમને ચંપારણ્ય ભાવતું મળી ગયું છે, કારણ તેઓ કહી શકે કે અહીં અંગ્રેજ અમલદાર તેમજ બિનઅમલદાર વર્ગ ભેગો મળી રૈયતને કચડે છે, ને એવીજ રીતે સારાય હિંદમાં બ્રિટિશનો ગેર-અમલ ચાલી રહ્યો છે. પોતાનો હેતુ પાર પાડવા સિવાય એમને રૈયતની શી પડી છે? ચંપારણ્યના નીલવરોની માલમિલકતનું રક્ષણ કરવાનો એક માત્ર ઉપાય એ છે કે મિ. ગાંધીને જીલ્લામાંથી હદપાર કરવો. નીલવરોની અખૂટ ધીરજને અંગે આજ સુધી કાંઇ ગંભીર તોફાનો થવાં પામ્યાં નથી, પણ સરકાર જો તેમનું રક્ષણ કરવાના ઉપાયો સત્વર નહિ યોજે તો પછી નીલવરોને પોતાના રક્ષણ માટેનાં જરૂરી પગલાં જાતેજ લેવાં પડશે."*

---

* Very occasionally brief paragraphs appear in your columns alluding to Mr. Gandhi and his so-called mission in Champaran but it is more than evident, you have no appreciation of the harm he is doing and has already succeeded in doing.

When the local authorities first became aware of Mr. Gandhi's threatened visit they very wisely, and correctly, took action to restrain him, but on appeal by him, this order was upset by the Provincial Government and Mr. Gandhi was permitted to continue his mischievous intention. He wanted to go to a village in the Peepra factory 'dihat' and thereby encourage the villagers some of whom were under trial for severely assaulting the European Sub-Manager, but he was stopped by the local authorities and awaiting the order of the Government he occupied himself in Motihari, according the ex-parte statements of some hundreds of Peepra and Turkaulia concern rayots who were induced by his

આ પત્ર વિષે બીજું કંઈજ ન કહેતાં એટલુંજ કહેવું બ
થશે કે મિ. ઇરિવિને પોતાની રૈયતમાંના ૧૦–૧૨ માણસોએ
સાક્ષી આપ્યાનું જણાવ્યું છે તે નર્યું જૂઠાણું છે, કારણ એમણે
જણાવ્યું તે પહેલાં ૧૦–૧૨ નહીં પણ ૩૦૦ માણસોની જુબા
લેવાઈ ચૂકી હતી.

---

entourage to come to him. When Government ord
were received revoking the earlier proceedings he pas
on to Bettiah, but his doings in Motihari bore fruit a
shortly after his departure an outwork of the Turkau
concern was burnt down. I may here say parenthetica
that of my 20,000 rayots (more or less) not a dozen n
attempted to go near Mr. Gandhi, and of these
majority went out of curiosity pure and simple and no seri
charges of any kind were made. So in this matter I h
no 'personal' quarrel with Mr. Gandhi. Naturally
arrival in the Bettiah Sub-Division was objected to
both planters and officials and the former sent a depu
tion to Ranchi to try to get the Government to put
end to, or at any rate keep under some control I
Gandhi's activities. This resulted in the local offici
and Mr. Gandhi being summoned by wire to attend
conference in Bankipore, which ended in Mr. Gandl
being permitted to return and continue his doings n
more uncontrolled than ever and clothed the rayot's mi
in the garment of recognition and approval by Gove
ment. He visited a village in the Dhakrha Facto
" dihat " the rayots of which in his presence and bef
the S. D. O. and Factory Manager, foully abused
Hindustani the Factory head-servant, and while I

પાયોનીઅરે તેજ દિવસે—તા. ૩-૬-૧૭—યુરોપીઅન ડીફેન્સ એસોસીએશનના ઠરાવો પ્રકટ કરી ચંપારણ્ય વિષે લખતાં જણાવ્યું કેઃ-

---

Gandhi was still in the neighbourhood, but not actually within sight, assaulted and grossly maltreated a most respectable old man, who, too aged and infirm to walk, had come in a cart to make statements in the Factory's favour and finally two days or so later the factory office was set fire to and burnt down. There can be no possible doubt in any reasonable person's mind as to cause and effect in both this and Turkaulia incident. But everybody who deserves to be in a position to know, knows that the whole movement is matricious (?) malicious and Champaran has been selected for the exploitation of it for the following reasons:-There is practically only one proprietor (Malik) in the whole District-the Bettiah Court of Wards Estate i. e. the local Government. In Tirhut and Saran most villages are owned by several small share-holders, many residents, and agitators who would venture to go in there and act, as he has been doing here, would meet with short shrifts. The engineers of the movement have no desire to get up against the Maharajah of Darbhanga. 2 Champaran with its large Community of European Zemindars is eminently the place to start, with hopes of success, a class agitation. Mr. Gandhi, I believe, is a well—untentioned philanthrophist but he is a crank and a fanatic and is too utterly obsessed with his partial success in South Africa and his belief that he has been ordained by the Providence to be a righter of wrongs. To be able to realise that, he is being made a cat's pow of by ( 1 ) Pleader, and

"યુરોપીઅન એસોસીએશનની મુઝફ્ફરપુરની શાખાએ જે ઠરાવો પસાર કર્યા છે તે પરથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે મિ. ઇરવિનના વિચારો સાથે સમસ્ત નીલવર કોમ સંમત છે. મિ. ઇરવિનના પત્ર પરથી જોઇ શકાશે કે મિ. ગાંધી પોતે તો એક શુદ્ધ હૃદયના પરોપકારી પુરૂષ છે અને એમને આ ચળવળના ઉત્પાદકોએ હોળીનું નાળીએર બનાવ્યા છે. મિ. ગાંધીએ ગમે તે ભાવથી આ કામ ઉપાડ્યું હોય, પણ એમાં તો જરાય શંકા નથી કે જ્યારથી

---

Mokhtears etc. who know that planters settle free, gratis and for nothing at least 75 p. c. of disputes amongst rayots which would otherwise be grease to their mills; (2) Mahajans and money-lenders whose usurious dealings with rayots have been greatly checked and who cannot now, owing to the action of the planters, acquire the debtors best lands without the consent of landlords; and (3) by Home Rule politicians who hope to demonstrate on the, for them, happy hunting ground of Champaran that officials and non-officials go hand in hand to oppress the population and so prove that the District and incidentally all India is being misgoverned under the British Raj. What do these people care for rayots save to make use of them for their own purpose? For the protection of the property of the Champaran planters, one and probably only one step is essentially necessary and that is the removal of Mr. Gandhi from the District. The extreme forbearance of the planter has so far prevented the outbreak of any very serious disturbances, but unless Government can see its way to protecting them, they will unavoidably be forced into taking the steps necessary for their own protection.

એમણે પોતાનું કામ શરૂ કર્યું છે ત્યારથી શોકજનક બનાવો બનવા માંડયા છે. મિ. ગાંધીએ પોતેજ ચાલાકીથી ચંપારણ્યના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટનો પત્ર પ્રકટ કર્યો છે જેમાં એમની ચળવળને અંગે તોફાની વાતાવરણ ઉભું થયાનો સ્પષ્ટ નિર્દેશ છે. પણ બિહારમાં યા હિન્દના કોઇપણ ભાગમાં આવી જાતની તપાસ ચલાવવા માટે મિ. ગાંધીમાં શી વિશિષ્ટ યોગ્યતા છે તે એમણે હજી બતાવ્યું નથી. હમણાં જ એમને બનારસમાં પાછા હઠવું પડયું તે પરથી ચોકખું જોઈ શકાય છે કે મિ. ગાંધી બહુ ટુંકી બુદ્ધિવાળા માણસ છે, અને આમ છતાં બિહાર અને ઓરિસાની સરકારે એમને આટલા સ્વચ્છંદે વિહરવાની છૂટ શા કારણથી આપી હશે તે સમજી શકાતું નથી. હમણાંજ અમને ખબર મળ્યા છે કે નામદાર લેફ્ટેનંટ ગવર્નરે મિ. ગાંધીને રાંચી બોલાવ્યા છે, અને ભલા પંડિત માલવિયજી પણ માને છે કે મામલો ઠીકઠાક કરવા માટે એમની પણ બાંકિપુરમાં જરૂર છે. અમે માનીએ છીએ કે એ સમય કયારનોય આવી લાગ્યો છે કે જ્યારે પ્રાંતિક સરકારે આવા રખડતાભટકતા ચળવળીઆઓની પ્રવૃત્તિઓને ઉત્તેજીત નહિ કરતાં રોકવી જોઇએ. આવાં કામ કરવાની એમનામાં કોઇ ખાસ લાયકાત નથી, એમને એ સાથે કંઇ સંબંધ નથી અને એમની પ્રવૃત્તિને પરિણામે શુભ ફળને બદલે નુકસાન જ વધારે થવાનો સંભવ છે. જો કોઈ પણ જાતની તપાસની જરૂર હોય તો તે વિષે પંચ નીમવાનું કામ સ્થાનિક સરકારનું છે. એ પંચમાં બિનઅમલદારી સભ્યોની મદદ જરૂર આવકારદાયક લેખાય પણ બહારના માણસોની ખોટી દખલગીરી તો અટકવી જ જોઇએ." પાયોનીઅરમાં મિ. ઇરવિનનો પત્ર, યુરોપીઅન ડીફેન્સ એસોસીએશનનો ઠરાવ અને તે પર આ અગ્રલેખ એકજ દિવસે પ્રકટ થયાં, અને તે પણ મહાત્માજીની સાથે સર એડવર્ડ ગેઈટને મુલાકાત થવાની હતી તેને આગલે દિવસે, એમાં કાંઈ રહસ્ય હતું. ગમે તે હો. હિન્દુસ્તાની પત્રોએ પણ એ વિષયમાં સખ્ત ટીકાઓ કરી, અને મિ. પોલોકે પણ એનો જવાબ આપ્યો.

આ વિષયપર અગ્રલેખ લખતાં કલકત્તાની અમૃતબઝાર પત્રિકાએ લખ્યું કેઃ—

"યુરોપીઅન એસોસીએશન અને તેના વાજીંત્રોએ 'વાઘ આવ્યો રે વાઘ આવ્યો' નો પોકાર મચાવી મૂકયો છે. તેઓ ચંપારણ્યમાં મિ. ગાંધી અને એમના મિત્રો પર અશાંતિ અને ગુન્હાઓની ઉશ્કેરણી ફેલાવવાનો આરોપ મૂકીને જ અટકતા નથી; તેઓ તો સરકારને ફરમાન કરે છે કે મિ. ગાંધીને ગાંસડાંપોટલાં સાથે ર વાના કરી દો. નહિતો કાયદા અને શાંતિના સામ્રાજ્યમાં ખલેલ પહોંચશે. આમ ગોરાઓના બળવાનો ઝુંડો ફરકાવવાની તૈયારી ચાલી રહી છે; પણ અમને આશા છે કે આવી ધમકીઓથી દબાઇ જાય એવી સર એડવર્ડ ગેઈટની સરકાર ઢીલી નથી."

કલકત્તાના દૈનિક બંગાળીએ લખ્યું કેઃ—

"પાયોનીઅર મિ. ગાંધી અને એમના બિહારના કાર્યથી છેડાઇ પડયું છે તેથી કોઇએ નવાઇ પામવાનું નથી. યુરોપીઅન એસોસીએશનના ઠરાવો અને તેનું સમર્થન કરનાર મિ. ઇરવિનનો પત્ર વાંચી પાયોનીઅરનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો છે, અને મિ. ગાંધી જે તપાસ કરવા આવ્યા છે તે કરવા દેવા માટે બિહાર સરકાર પાસે જવાબ માગતા પણ એને સંકોચ થતો નથી. ગમે તેટલી લાગવગ વાળી એક માત્ર એસોસીએશનની સૂચનાથી, મિ. ગાંધીને જીલ્લામાંથી હદપાર કરવા એ ડહાપણભર્યું નહિ ગણાય."

અલાહબાદના લીડરે તા. ૭–૬–૧૭ ને રોજ એક લાંબો લેખ લખી જણાવ્યું કેઃ—

"મિ. ગાંધી હિંદી છે, મોતિહારી એમનો દેશ છે અને ત્યાંની રૈયત એમના દેશની છે. મિ. ઇરવિન અને બીજા નીલવરો પરદેશી

છે. તેઓ અહીં વેપારાર્થે આવી વસ્યા છે. એમનો અને આ દેશનો સંબંધ એમના પૈસા પૂરતો જ છે. આમ છતાં મિ. ઇરવિન મિ. ગાંધીને હદપાર કરવાની અને તેમ ન થતાં નીલવરો તરફથી કાયદાને અભરાઇએ ચઢાવી, મનગમતાં પગલાં લેવાની ધમકી આપવાની હિંમત કરે છે.........સરકારે આ ધમકીખોર નીલવરોને કાબૂમાં રાખી કાયદા અને શાંતિને માન આપવાની તેમને ફરજ પાડવી જોઇએ, અને આવા ઉશ્કેરણીભર્યાં આક્ષેપો કરતાં અટકાવવા જોઇએ. મિ. ગાંધીપર જે આક્ષેપો થઇ રહ્યા છે તે નર્યા જૂઠાણાથી ભર્યા છે. એથી જોકે મિ. ગાંધીને તો કંઇ દરદ થતું નથી, પણ એના દેશવાસીઓનું દિલ ખૂબ દૂભાય છે, ભારતવાસીઓ મિ. ગાંધી પ્રત્યે જે પૂજયભાવ ધરાવે છે તેવો બીજા એક જ જીવંત હિંદી પ્રત્યે ધરાવે છે."

લખનૌના એડવોકેટે એક લેખમાં જણાવ્યું કે:--

"અલાહબાદના એંગ્લોઇંડીઅન પત્રે મિ. ગાંધી અને પં. માલવિયજી પર ઝેરથી ભરેલો હુમલો કર્યો છે. મિ. ગાંધી બિહારમાં તપાસ કરે છે તે જોઇ ગણ્યાગાંઠયા સ્વાર્થસાધુઓનું આ નીચ વાજીંત્ર ફફડી ઉઠયું છે.........પણ કમનસીબી એ છે કે પાયોનીઅરની ગમે એટલી ઇચ્છા છતાં સરકાર હિંદીઓ સામે યુદ્ધ પોકારવા તૈયાર નથી.........જાહેર નેતાઓ ઉપર થતા આવા બિન જવાબદાર અને ઝેરી આક્ષેપો અટકાવવામાં નથી આવતા એ ખરેજ દુઃખની વાત છે"

મદ્રાસના ઇંડીઅન પેટ્રીઅટે તા. ૬-૬-૧૭ ના અંકમાં એક અગ્રલેખ લખી જણાવ્યું કે;--

"એક નીલવરે પાયોનીઅરને જે પત્ર લખ્યો છે તેની અમને અજાયબી નથી. અમને અજાયબી તો એથી ઉપજે છે કે એ

આજ પહેલાં તે પ્રકટ કેમ ન થયો ?.........જ્યારે મિ. ગાંધીની તપાસનો રીપોર્ટ બહાર પડશે ત્યારે જણાશે કે નીલવર કેવી એકહથ્થુ સત્તા ભોગવી રહ્યો છે—જો કે અમે ઇચ્છીએ છીએ કે સરકાર મિ. ગાંધીને એમનો રીપોર્ટ પ્રગટ કરવો પડે એવી સ્થિતિમાં જ ન મૂકે. મિ. ગાંધીની હાજરીથી તેઓ આટલા બધા ભડકે છે શા માટે ? એમણે એવો તે શો ઉપદેશ આપ્યો છે, એવો તે કયો ગુન્હો કર્યો છે કે એમને હદપાર કરવાના આ બધા બરાડા પડી રહ્યા છે ! મિ. ગાંધીની હાજરીની ખૂબ અસર થઇ છે એનો સારામાં સારો પૂરાવો નીલવરોની આ અધીરાઈ છે. સારા હિંદની પ્રજાને ઉશ્કેરી મૂકવા જો સરકાર તૈયાર હોય તોજ મિ. ગાંધીની તે આડે આવી શકે. નીલવરની આપખુદીના દિવસો આથમતા જાય છે એટલે એ તો બીચારો જરૂર ધુરકવાનો."

મદ્રાસના જસ્ટીસે લખ્યું કે:—

"મિ. ગાંધી ચંપારણ્યના મજૂરોને હિંસા કરવા ઉશ્કેરશે એ કોઇ માની જ ન શકે, કારણ એમને મન અહિંસા પરમ ધર્મ છે. પણ જો મજૂરોને થતા અન્યાય અને તેમના પ્રત્યેની ગેરવર્તણુકની વાત સાચી હશે તો તે એ જરૂર બહાર લાવવાના. અને નીલવરોને તે કેવી રીતે પસંદ પડે ? કાયદાને અભરાઇએ ચઢાવવાની એ લોકોની ધમકી જેટલી હાસ્યાસ્પદ છે તેટલી જ નિંદ્ય છે."

મદ્રાસના ન્યુ ઇન્ડીઆએ લખ્યું કે:–

"મિ. ઈરવિનની પેઠે કોઠીઓને આગ લાગવાના બનાવોને મિ. ગાંધીની હાજરી સાથે સંબંધ હોવાનું જણાવવું એ કેવળ દુષ્ટતા છે."

મદ્રાસના હિંદુએ લખ્યું કેઃ—

"બિહારની રૈયતોનાં દુઃખ તથા તેને અંગે મિ. ગાંધીએ શરૂ કરેલી તપાસને પરિણામે ત્યાંનો મામલો ગંભીર સ્વરૂપ પકડતો જાય છે. લેફ્ટેનંટ ગવર્નર સર એડવર્ડ ગેઇટે મિ. ગાંધીને મુલાકાત માટે બોલાવ્યા તેનું કારણ પણ એજ હોવું જોઇએ કે તેમનો ઇરાદો મિ. ગાંધીને એમ સમજાવવાનો હશે કે ગોરી પ્રજાની હિંદની વસાહતના મજૂરોની સ્થિતિ વિષે તપાસ કરવી એ ઇચ્છાવાજોગ નથી. હિંદી પ્રજા આ મુલાકાતના પરિણામની રાહ બહુ ચિંતાતુર હૃદયે જોયાં કરશે, કારણ અમુક સ્વાર્થીઓના વિરોધને લઇને મિ. ગાંધીએ શરૂ કરેલી નિષ્પક્ષપાત અને પરોપકારી તપાસ અટકાવવામાં આવે તો તે શોકજનક ગણાય."

નાગપુરના હિતવાદ પત્રે પણ તા. ૧૬–૬–૧૭ ના અંકમાં લખ્યું કેઃ—

"હિંદને મન મિ. ગાંધી એક અગ્નિશુદ્ધ પવિત્ર જીવન ગાળનાર તપસ્વી મહાપુરૂષ છે. થોડા ઘણા એંગ્લોઇન્ડીઅન પત્રોની ગાળાગાળી તેમજ મુઠ્ઠીભર સ્વાર્થી અંગ્રેજોની ધમકીને પરિણામે સરકાર જો આ મહાપુરૂષને શહીદ બનવાનો મોકો આપશે તો માત્ર હિંદને માટેજ નહિ પણ ઇંગ્લંડને માટે પણ તે અમંગળ દિન નીવડશે."

મુંબઇના યંગ ઇન્ડીઆએ તા. ૬–૬–૧૭ ને રોજ લખ્યું કેઃ—

"મિ. ઇરવિન ભલેને ફાવે તે બક્યા કરે. ખરો સવાલ તો એ છે કે સરકારે આમ કરવું જોઇએ અને તેમ કરવું જોઇએ એમ નિર્લજ્જપણે કહેવાની ધૃષ્ટતા કરનાર એક ફેક્ટરીના મેનેજરની વાત સરકાર ક્યાં સુધી સાંભળી રહેશે ?"



(૧૬)

# પંચની નીમણુક



એક તરફ વર્તમાનપત્રોમાં ચંપારણ્ય વિષે જોસભેર ચર્ચા ચાલી રહી હતી અને બીજી તરફ મહાત્માજી સર એડવર્ડ ગેઈટ સાથે ચંપારણ્યની સ્થિતિ વિષે મંત્રણા ચલાવી રહ્યા હતા. મહાત્માજીની સાથે કામ કરનારા મિત્રો અને સહાયકો પોતપોતાના સ્થાને જઇ પ્રત્યેક ક્ષણે રાંચીથી શું સમાચાર આવે છે તેની આતુરતાથી રાહ જોતા બેઠા હતા. તેમના મનમાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો ઉઠતા હતા: પહેલાં સરકારી અમલદારોએ ભયંકર સ્થિતિની કલ્પનાઓ કરી. જેવી રીતે મહાત્માજીને અને તેમના સૈન્યને ચંપારણ્યમાંથી હાંકી કહાડવા ભગીરથ પ્રપંચો કર્યા હતા તેમ આ વખતે પણ સરકાર મહાત્માજીને મળવાનું બ્હાનું બતાવી તેમને પરભાર્યા અણધારેલે સ્થળે લઈ જાય એવી ધારણા રાખવામાં આવતી હતી. કામ કરનારાઓમાં જો કે હવે ભય જેવું કશું જ ન હતું, તો પણ કુતૂહળ, ચિંતા અને આતુરતા ક્ષણે ક્ષણે વધતાં જતાં હતાં. એ

દશામાં તા. ૪ થી જુનની રાત પસાર થઈ. તા. ૫ મીએ સવારે આઠ વાગે તારનો એક પટ્ટાવાળો આવતો દેખાયો. તારવાળાને જોતાં જ બધા કામ કરનારા તેની પાસે દોડી ગયા અને તારમાં શું લખ્યું છે તે જાણવા અધીરા બન્યા. સૌનાં અંતઃકરણ ચિંતા અને ઉદ્વેગથી ધબકતાં હતાં. પણ તાર વાંચવાથી અંતે સૌને શાંતિ વળી. તારથી કંઇ ચોક્કસ હકીકત જાણી શકાય તેમ નહોતું. તેમાં તો માત્ર એટલું જ લખ્યું હતું કેઃ–" આજની મુલાકાત સંતોષકારક છે, વળી આવતી કાલે મળીશું. "

બીજે દિવસે સવારના નવ વાગતાં જ સૌનાં નેત્ર તારઓફીસ તરફ વળ્યાં અને તારની રાહ જોવાવા લાગી. સવાર, બપોર, અને સ્હાંજ રાહ જોવામાં જ નીકળી ગઈ. આખી રાત નીકળી ગઇ તોપણ તાર ન આવ્યો. આ વખતે ભય કે ઉદ્વેગ જેવું કંઇ જ ન હતું, છતાં કોઇના દિલમાં પૂરી શાંતિ ન હતી. ક્ષણે ક્ષણે આતુરતા અને જીજ્ઞાસા વધતી જતી હતી. તા. ૭ મીએ મહાત્માજીનો એક બીજો તાર આવ્યો. તેમાં લખ્યું હતું કેઃ— " તા. ૮ મીએ અમે રાંચીથી પાછા ફરીશું. "

આ બે દિવસની મુલાકાત અને ચર્ચાનું શું પરિણામ આવ્યું ? સર એડવર્ડ ગેઇટ તથા કાઉન્સિલના સભાસદોએ મહાત્માજીની સાથે સંમત થઈ એક પંચ નીમવાનું અને તેમાં એક સભાસદ તરીકે મહાત્માજીને નીમવાનું નક્કી કર્યું. સભાસદ તરીકે બીજા કોને નીમવા એ લગભગ ચોક્કસ થઈ ગયું હતું, પણ જ્યાં સુધી તેમની પોતાની રજા ન આવી જાય ત્યાં સુધી સભાસદોનાં નામ સરકારે ખાનગી રાખવા જણાવ્યું હતું.

રાંચી જતી વેળા આસનસોલ સ્ટેશને શ્રીમતી કસ્તુરબા અને શ્રીયુત દેવદાસ ગાંધીનો મહાત્માજી સાથે ભેટો થઈ ગયો હતો અને

ત્યાંથી તેઓ સૌ સાથે રાંચી ગયાં હતાં. રાંચીમાં મંત્રણાનું કામ પતાવી મહાત્માજી પટણા આવ્યા ત્યારે પણ તેઓ સાથે જ હતાં. પ્રયાગથી પંડિત મદનમોહન માલવિયજી પણ પટણા આવી મહાત્માજીને મળી ગયા. સૌની સાથે વાતચિત કરી મહાત્માજી તા. ૮ મીની સાંજે પાછા બેતિયા આવી પહોંચ્યા. શ્રીમતી કસ્તુરબા પણ તેમની સાથે ચંપારણ્ય આવવાનાં છે એ વાત જાણી તેમનો સત્કાર કરવા પુષ્કળ લોકો સ્ટેશને આવ્યાં હતાં. ભારે ઉત્સાહ અને ધામધૂમથી તેમનું સ્વાગત કરવામાં આવ્યું. તેઓ પણ મહાત્માજીની સાથે તેજ ધર્મશાળામાં એક જૂદી ઓરડીમાં ઉતર્યાં.

પંચ નીમવાની ખબર સરકારે ખાનગી રાખવાનું ઠરાવવા છતાં પટણાના એસોસીએટેડ પ્રેસના ખબરપત્રીને કોણ જાણે કયાંથી બાતમી મળી ગઈ અને તેણે તા. ૭ મીએ છાપાજોગ સંદેશામાં સરકાર એક પંચ નીમવા માગે છે એવા સમાચાર પ્રકટ કર્યા. એ તાર તા. ૮ મીના પત્રોમાં પ્રકટ થયો. સરકારને તેમાં કેટલીક ગેરસમજ થાય એવો ભય લાગવાથી તા. ૧૧ મી જુને સરકારે પોતે એક ખુલાસો બ્હાર પાડી જણાવ્યું કે:—

" એસોશીએટેડ પ્રેસના ખબરપત્રીએ બાંકિપુરથી તા. ૭ મીએ રવાના કરેલા અને તા. ૮ મીએ કેટલાક છાપામાં પ્રકટ થએલા ચંપારણ્યની ખેડુ પ્રજાને લગતા સમાચાર તરફ બિહાર અને ઓરિસાની સરકારનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. આ સમાચાર સ્થાનિક સરકારને જણાવ્યા વિના અને તેની મંજૂરી લીધા વિના જ પ્રકટ કરવામાં આવ્યા છે. તેમાં ઘણી ખોટી અને ઉંધે માર્ગે દોરનારી હકીકત પ્રકટ થઈ છે. પ્રાંતિક સરકાર જમીનદારો અને રૈયત વચ્ચેના વર્તમાન સંબંધ વિષે તપાસ ચલાવવા એક પંચ નીમવાનો વિચાર કરે છે અને એ પંચમાં નીમાવાના સભાસદો અને કાર્યપદ્ધતિ વિષે તુરતમાં જ ખુલાસો કરવામાં આવશે."

એ સંદેશામાં જણાવ્યા પ્રમાણે સરકારે તા. ૧૩-૬-૧૭ ને રોજ એક સત્તાવાર યાદી પ્રકટ કરી અને પંચમાં ચુંટાયેલા સભાસદોનાં નામ બ્હાર પાડયાં. એક અઠવાડીઆની અંદર જ કેટલો બધો ફેર પડી ગયો ? જે માણુસને સરકારે એકવાર આરોપી સમજી અદાલતમાં ખડો કર્યો, તેજ માણુસને તે જ સરકારે ચંપારણ્યની દુ:ખનિવારિણી સભાના સભાસદ તરીકે ચુંટી કહાડયો ! મહાત્માજી જ્યારે રાંચી વિદાય થયા ત્યારે તેમના સાથીઓ અનેક પ્રકારની શંકા અને આશંકાઓથી બેચેન બની ગયા હતા. પણુ જ્યારે તેઓ પાછા ફર્યા અને પંચના સભાસદ તરીકે સરકારે જ તેમને ચુંટી કહાડયા ત્યારે તેમના દિલને ટાઢક વળી. કોઈ પૂછશે કે એકાએક સરકારની મનોદશા કેમ પલટાઈ ગઈ ? અમે એ વિષે બહુ પ્રકાશ તો નથી પાડી શકતા, પણુ અમને સ્વાનુભવ ઉપરથી એટલું તો વસી જ ગયું છે કે જો રૈયતનાં દુ:ખ દૂર કરવાની સાચા જીગરની ધગશ હોય, નીલવરો જેવા પ્રતિપક્ષીઓ સામે પણ પ્રેમભાવ રાખવા જેટલી હૃદયની આત્મશુદ્ધિ હોય, સિદ્ધાંત અને કર્તવ્યની ખાતર ગમે તેવી આફત માથે વ્હોરી લેવાની તત્પરતા હોય, અને એક સત્યની ખાતર પૃથ્વીની સઘળી શક્તિઓ સામે ઝઝૂમવાની નિર્ભયતા હોય તો આવા અણુધાર્યા પલટા થવા એ કંઇ બહુ આશ્ચર્યકારક ન ગણુાય; એનું જ નીમ સત્યાગ્રહ.

પંચની વાત કાને પડતાં જ એંગ્લો-ઇન્ડીઅન પત્રોએ કોળાહળ શરૂ કરી દીધો. તા. ૯ મી જુનના અંકમાં પાયોનીઅર સ્ટેટસમૅન અને ઇંગ્લશમૅને એકધારો સૂર કહાડી ચોખ્ખેચોખ્ખું લખી નાંખ્યું કે " હવે મહાત્માજીને ચંપારણ્યમાં રહેવાની જરાય જરૂર નથી, તેમને ત્યાંથી રજા આપવામાંજ સહિસલામતી છે; કારણુકે પંચ નીમવાનો નિર્ણુય થઇ ગયો છે. " મહાત્માજી પોતેજ એ

પંચમાં નીમાવાના છે, એની તો કલ્પના સરખી પણ તેમને ક્યાંથી હોય ?

એજ અરસામાં કલકત્તાની યુરોપીઅન એસોસીએશનના મંત્રી મિ. એલેક માર્શે નીચેની મતલબનો એક પત્ર સરકારને મોકલ્યો. નીલવરો અને તેમના સાગરીતોની મનોદશા સમજવામાં એ પત્ર કંઇક ઉપયોગી થઇ પડશે:—

"યુરોપિયન એસોસીએશન તરફથી હું આપને જણાવવાની રજા લઉં છું કે:

મિ. ગાંધીની ચંપારણ્ય સંબંધી તપાસને લગતો જે તાર હિંદી સરકારને મેં તા. ૩ જી મે એ કર્યો હતો તેની નકલ આ સાથે મોકલું છું. તા. ૪ થીએ તેજ વિષે લખવામાં આવેલા પત્રની નકલ પણ મોકલી આપું છું. આપની સરકારે બિહારના જમીનદારો અને રૈયત વચ્ચેના સંબંધ વિષે તપાસ ચલાવવા એક પંચ નીમવાનો ઠરાવ કર્યો છે. અમારા મત પ્રમાણે એ પંચને બની શકે તેટલી બાબતોની તપાસ કરવાનો સંપૂર્ણ અધિકાર મળવો જોઈએ. આજે એક બાબતની તપાસ કરવા પંચ નીમાય અને બીજે દિવસે બીજી બાબતની તપાસ કરવા બીજું પંચ નીમાય એ ઠીક નહીં. એકજ વખતે એ તમામ ઝગડાનો અંત આવી જવો જોઇએ.

પંચની તપાસ પણ ઉઘાડી રીતે જ ચાલવી જોઇએ. બંધબારણે જે તપાસ ચાલે છે તેથી લોકોને વિશ્વાસ નથી બેસતો. તેઓ એમ માને છે કે કંઇક છૂપાવવા જેવું હશે અથવા તો કોઇને બચાવી લેવાના હશે તેથી જ સરકાર બંધબારણે તપાસ ચલાવે છે. આથી

ઉઘાડે બારણે તપાસ ચલાવી આમ પ્રજાને પોતાનો સ્વતંત્ર મત બાંધવાની તક આપવી જોઇએ.

અમે આગ્રહપૂર્વક આપને કહેવા માગીએ છીએ કે મિ. ગાંધીને પોતાની તપાસ પૂરી કર્યા પછી અને એ વિષે પોતાનો રીપોર્ટ સરકારમાં તા. ૧૩ મીએ રજુ કરી દીધા પછી, ચંપારણ્યમાં રહેવાની કશી જ જરૂર નથી. ચંપારણ્યના નીલવરો અત્યારે કેટલીક ગભરામણુમાં છે અને મિ. ગાંધી તથા તેમના મિત્રોના વસવાટથી ક્યારે કેવી આફત તૂટી પડવાની ધાસ્તી રાખવામાં આવે છે એ વાતથી સરકાર બેશક વાકેફ હોવો જોઇએ. એટલા માટે મિ. ગાંધી અને તેમના સાથીઓને પંચને તેમની જરૂર લાગે તે સિવાય, ચંપારણ્યમાંથી જલદી ખસેડવા જ ઇષ્ટ છે. ”

પણ અફસોસની વાત છે કે એંગ્લો–ઇન્ડિયનપત્રો અને ગોરાંગોની આટલી કાળજી અને ખટપટ છતાં યે પંચને મહાત્માજીની સલાહ અને સૂચના વગર ન ચાલ્યું ! ગોરા સાહેબોની એસોસીએશને ભાર દઇને ભલામણુ કરવા છતાં મહાત્માજી ચંપારણ્યમાં જ રહ્યા, અને સૌથી ભારે નવાઇની વાત તો એ છે કે ડેઇલી ન્યુઝે જેમને રખડાઉ કમિશનર Roving Commissioner તરીકે ઓળખાવ્યા હતા તેમની બધી વાત પંચને પણુ આખરે કબૂલ કરવી પડી !

બિહાર સરકારે પંચ નીમતાં તા. ૧૦–૬–૧૭ ને રોજ જે યાદી બ્હાર પાડી હતી અને જે તા. ૧૨ મીના વર્તમાનપત્રોમાં પ્રકટ થઈ હતી તે વાંચવાથી જણુાશે કે ચંપારણ્યની રૈયતની ફરિયાદો માત્ર ઉપજાવી કાઢેલી અથવા છેક નવી ઉભી કરેલી નહોતી. સરકારી યાદીનો સારાંશ નીચે પ્રમાણે છેઃ–

"છેલ્લાં ૫૦ વર્ષો દરમિયાન ચંપારણ્ય જીલ્લામાં કેટલીયે વાર જમીનદાર અને રૈયત વચ્ચેના સંબંધ વિષે સરકારને ભારે ચિંતા વેઠવી પડી છે. પહેલાં જ્યારે ગળીનો વેપાર સારી પેઠે ચાલતો અને ધંધો ધીકતો હતો ત્યારે ગળી પેદા કરવા બાબત જે સરતો હતી તેમાં ગળીનો વેપાર મંદ પડયા પછી અને ખાધાખોરાકીની મોંઘવારીને લીધે તેમજ કેટલેક અંશે મોંઘવારી અને કેટલેક અંશે બીજાં-ત્રીજાં સ્થાનિક કારણોને લીધે કોઠીમાં ઇ. સ. ૧૯૦૮ માં તોફાનો થયાં પછી, કેટલાક ફેરફાર કરવામાં આવ્યા. બંગાળ સરકારે એ તોફાનોનાં કારણો વિષે તપાસ કરવા મિ. ગોરલેની નીમણુક કરી હતી. તેમનો રીપોર્ટ મળ્યા પછી તેમની ભલામણો સંબંધે વિચાર ચલાવવા સર એડવર્ડ બેકરના પ્રમુખપણા નીચે કેટલીય બેઠકો થઇ. આ બેઠકો વખતે સ્થાનિક સરકારી અમલદારો અને બિહાર પ્લૅંટસ એસોસીએશનના પ્રતિનિધિઓ પણ હાજર હતા.

પરિણામ એ આવ્યું કે ગળી વાવવા માટે જે સરતો હતી તેમાં રૈયતનાં દુઃખ દૂર થાય તેવી ધારણાથી કેટલાક સુધારાવધારા કરવામાં આવ્યા. એ સુધારા બિહાર પ્લૅંટર્સ એસોસીએશને પણ કબૂલ રાખ્યા.

(૨) ઇ. સ. ૧૯૧૨ માં પાછી એક નવી ચળવળ જાગી. એ ચળવળને ગળી નીપજાવવાની સરતો સાથે બહુ સંબંધ ન હતો, પણ જે કોઠીવાળાઓ ગળીનો વેપાર બંધ કરી પોતાના ટુંક મુદતના પટ્ટાવાળા ગામોમાં રૈયત પાસેથી ગળીની ખેતીમાંથી છૂટકારો આપવાના બદલા તરીકે અમુક ઉચક રકમ ઉઘરાવતા હતા અને જેઓ પોતાંના કાયમી પટ્ટાવાળા ગામોમાં રૈયત પાસેથી વધારે મહેસુલ વસુલ કરવા દસ્તાવેજો લખાવતા હતા તેની સાથે એ હિલચાલને વધારે સંબંધ હતો. એ બાબત ઘણી અરજીઓ સ્થાનિક અમલદારો અને સરકાર પાસે ઘણી વાર આવી હતી. બેતિયા સબડીવીઝનનાં

ઉત્તર ભાગમાં, જ્યાં ગળીનું વાવેતર કદિપણ નથી થયું ત્યાંની રૈયત પાસેથી હિંદી તથા ગોરા પટ્ટાદારો 'અબવાબ' નામનો ખોટો વેરો લેતા તે વિષે પણ ફરિયાદો આવી હતી. એ બધી ફરિયાદો અને અરજીઓને મહેસુલ તેમજ વીઘોટીવેરા સાથે નજીકનો સંબંધ હોવાથી અને તે જીલ્લામાં નવેસરથી મોજણીખાતાનો બંદોબસ્ત થતો હોવાથી, રૈયત અને જમીનદારો વચ્ચેના સંબંધ વિષે સંપૂર્ણ તપાસ ચલાવવાની તક મળી હતી અને તેથી રૈયતની ફરિયાદોનો છેવટનો નિકાલ કરતા પહેલાં સેટલમેંટ ઓફિસરના રીપોર્ટની રાહ જોવી જરૂરની જણાઇ. રીવીઝન બંદોબસ્તનું કામ ઇ. સ. ૧૯૧૩ ના શિયાળામાં શરૂ કરવામાં આવ્યું અને ઈ. સ. ૧૯૧૫ ની તા. ૭ મી જુલાઇએ કાઉન્સિલમાં, રૈયતની ફરિયાદો વિષે તપાસ કરવાનો તથા તેમનાં દુઃખ દૂર કરવા ઉપાયો સૂચવી શકે એવી સરકારી અને બિનસરકારી સભાસદોની એક કમિટી નીમવાનો ઠરાવ લાવવામાં આવ્યો. પણ તે ઠરાવ બહુમતિથી ઉડી ગયો, અને હાજર રહેલા બિનસરકારી ૧૬ સભાસદોમાંથી ૧૨ જણે તે નામંજૂર કર્યો. તેમનું કહેવું એમ હતું કે તે વખતે કમિટી નીમવાથી ઝાઝો અર્થ સરે તેમ ન હતું. કારણ કે એ બાબતનો નિવેડો લાવવાને જે હકીકત મેળવવાની જરૂર હતી તે હકીકત સેટલમેંટ ઓફિસર એકઠી કરી જ રહ્યા હતા. એટલે એવે પ્રસંગે એક જુદી કમિટી નીમવામાં આવે તો જમીનદાર તથા રૈયત વચ્ચેનો સંબંધ સુધરવાને બદલે ઉલટો બગડી જાય.

(૩) જીલ્લાના ઉત્તર ભાગમાં બંદોબસ્તનું કામ પૂરૂં થઇ ગયું છે અને બાકીના ભાગમાં પણ હવે લગભગ પૂરૂં થવા આવ્યું છે. ખેતીની હાલત તથા જમીનદાર અને રૈયત વચ્ચેના સંબંધ વિષે પણ ઘણા પૂરાવા મેળવી લીધા છે. બેતિયાના ઉત્તર ભાગમાં પટ્ટે અપાયેલાં ગામોની રૈયતે જે ફરિયાદો કરીહતી તે વિષે પણ એક પ્રારંભિક

રીપોર્ટ મળ્યો છે અને ગેરકાયદે વેરા અટકાવવાની તજવીજ ચાલે છે. બેતિયા રાજ્ય જે સરતે ગામો પટ્ટે આપે છે તે સરતો વિષે ફરી વિચાર ચલાવવાનો પણ ઠરાવ કરવામાં આવ્યો છે. જીલ્લાના બીજા ભાગોની રૈયતે જે ફરિયાદો કરી છે તે વિષે સેટલમેંટ ઓફિસર તરફથી હજી સુધી કંઇ લખાણ આવ્યું નથી. પરંતુ હાલમાં જે બનાવો બન્યા છે તે પરથી ત્યાંના જમીનદારો અને રૈયત વચ્ચેનો સંબંધ સારી રીતે સમજી શકાય તેવો છે, અને ખાસ કરીને ગળીના વાવેતરમાંથી છૂટકારો આપવાના બ્હાના નીચે રૈયત પાસેથી જે નુકસાની અને વધારાની લાગત ઉઘરાવવાના કરારો લખાવી લેવામાં આવે છે તે વાત ફરીથી ભારપૂર્વક અમારી પાસે રજુ કરવામાં આવી છે. ઘણી ઘણી અરજીઓમાં કહેવામાં આવ્યું છે કે હવે સ્વતંત્ર તપાસ માટે ખરેખરો વખત આવી લાગ્યો છે અને જો સરકારી તથા બિનસરકારી સભાસદોની એક કમિટી નીમવામાં આવે તો ઘણાખરા ગુંચવાડાઓનો નિકાલ આણવામાં સરકારને સારી મદદ મળી શકે. આ બધી બાબતો વિષે વિચાર કરતાં લે. ગર્વનર પોતાની કાઉન્સિલના મતાનુસાર ઠરાવે છે કે સેટલમેંટ ખાતાના છેલ્લા રીપોર્ટની રાહ નહીં જોતાં હવે ઝગડાને લગતી બધી બાબતો એક એવી કમિટીના હાથમાં સોંપી દેવી કે જેમાં એ વિષે સંબંધ ધરાવતા બધા વર્ગના ગૃહસ્થો શરીક હોય.

(૪) અને એટલા માટે હિંદી સરકારની મંજૂરીથી નીચેના સભાસદોનું એક પંચ નીમવામાં આવે છેઃ—

૧. મિ. એફ. જી. સ્લાઈ. સી. એસ. આઇ. કમિશનર મધ્ય પ્રદેશ—(પ્રમુખ).

સભાસદોઃ—

૨. માન. મિ. એલ. સી. આદામી, આઈ. સી. એસ. સરકારી કાનૂની વિભાગના સુપ્રિન્ટેન્ડેન્ટ અને રીમેમ્બ્રન્સર.

૩. માન. રાજા હરિહરપ્રસાદ નારાયણસિંહ બિહાર કાઉન્સિલના સભાસદ.

૪. માન. મિ. ડી. જે. રીડ, બિહાર કાઉન્સિલના સભાસદ.

૫. મિ. જી. રેની. આઇ. સી. એસ. હિંદી સરકારના નાણાંખાતાના ડેપ્યુટી સેક્રેટરી.

૬. મિ. એમ. કે. ગાંધી.

૭. મિ. ઈ. એલ. ટેનર, આઇ. સી. એસ. દક્ષિણ બિહારના સેટલમેંટ ઓફિસર. (મંત્રી)

(૫) આ કમિટી નીચે મુજબ કામ કરશેઃ—

(क) ચંપારણ્ય જીલ્લાના જમીનદારો તથા રૈયતના સંબંધ વિષે તથા ગળી વાવવા અને તૈયાર કરવા વિષે જે ઝગડા થાય છે તે બાબત તપાસ કરવી,

(ख) એ તમામ બાબતને લગતાં જે પ્રમાણો મળી શકે તેવાં હોય તે વિષે વિચાર કરવો અને જો તેમને વાજબી લાગે તો વધારે તપાસ કરી એક યા વધુ સ્થળે જઇ વધારે પ્રમાણો એકઠાં કરવાં.

(ग) પંચ પોતાની તપાસનું પરિણામ સરકાર પાસે રજુ કરશે અને જે ફરિયાદો અથવા દુઃખો વસ્તુતઃ હોય તે દૂર કરવાના ઈલાજ સૂચવશે. પંચને પોતાની કાર્યપદ્ધતિ નક્કી કરવાના સંબંધમાં લેફ્ટેનંટ ગવર્નર સંપૂર્ણ સ્વતંત્રતા આપવા માગે છે. પંચની બેઠક લગભગ તા. ૧૫ મી જુલાઇથી શરૂ થશે અને ત્રણ મહિનાની અંદર પોતાનું કામ કરી લેશે એવી આશા રાખવામાં આવે છે. ”

અહીં એટલું નોંધવું જોઇએ કે માન. રાજા હરિહરપ્રસાદ નારાયણસિંહની તબીઅત બરાબર નહીં હોવાથી તેમની જગ્યાએ

મનૈથીના માન. રાજા કૃત્યાનંદ સિંહ બી. એ. ની પંચના સભાસદ તરીકે નીમણૂક કરવામાં આવી હતી. પંચ નીમાયા પછી લગભગ સઘળા વર્તમાનપત્રોએ એ વિષે ઉહાપોહ કર્યો હતો. એંગ્લોઇન્ડીઅન પત્રોને જો કે મહાત્માજીની ચુંટણી ગળે ન ઉતરી તો પણ બીજી રીતે વિચારતાં તેમણે તેમની નીમણૂક સામે બહુ વાંધો ન લીધો.

કલકત્તાના સ્ટેટસમૅને તા. ૧૫–૬–૧૭ ના અંકમાં સરકારી યાદી વિષે ટીકા કરતાં લખ્યું કેઃ–" પંચના સભાસદોની ચુંટણી ખરેખર વખાણવાજોગ છે. પ્રમુખ મિ. સ્લાઇએ પબ્લીક સર્વીસ કમિશનમાં જે ભારે સેવા કરી છે તેથી તેઓ સારી પેઠે જાણીતા થયા છે. બીજા સભાસદો પણ ખાસ ગુણ અને વિશેષતા ધરાવે છે. મિ. ગાંધીની પસંદગી કરવામાં બુદ્ધિમત્તા તથા દૃઢતા જણાઈ આવે છે. "

પાયોનીઅર પત્રે પ્રમુખનાં વખાણ કર્યાં અને મહાત્માજીના સંબંધમાં લખ્યું કેઃ—" મિ. ગાંધી પોતે નીલવરો પ્રત્યેના ખોટા સંસ્કારથી પ્રેરાઇ ગમે તેવી મનમાની અને અનિયમિત તપાસ ચલાવે તેના કરતાં તેઓ પંચમાં સભાસદ નીમાય એ ઓછું હાનિકારક છે."

કલકત્તાના ડેલી ન્યુઝને તો મહાત્માજીની હાજરી આંખમાં કણાની જેમ ખુંચી રહી હતી. તે પત્રે લખ્યું કેઃ–" મિ. ગાંધીએ પ્રાપ્ત કરેલું વ્યવહારિક જ્ઞાન પંચને ઉપયોગી થશે કે કેમ એ એક જુદો સવાલ છે, પણ આવી ચુંટણીથી તેમની જવાબદારી વધે તો પણ અમને તો તે બહુ સ્તુતિપાત્ર લાગે. "

દેશી વર્તમાનપત્રોને આ ચુંટણી સંતોષકારક ન લાગી. તેઓ બીજા વધારે દેશી સભાસદો નીમવાની આશા રાખતા હતા. ૧૯૦૮ ના તોફાન વખતે બેતિયામાં અમલદાર તરીકે રહી ગયેલા મિ. ટેન-

રની નીમણુક માટે અને ખાસ કરીને તેમને મંત્રીપદ મળે તે માટે દેશી વર્તમાનપત્રોએ પોતાની નાપસંદગી બતાવી; છતાં મહાત્માજીની હાજરી હોવાને લીધે સૌને લાગ્યું કે હવે અન્યાય તો નહીં જ થાય, અને પંચનો હેવાલ પણ ગોળગોળ નહીં લખાય.

અલાહબાદના લીડરે લખ્યું કેઃ–" પંચના બીજા સભાસદો સાથે મિ. ગાંધી પણ બેસશે. તેમના કરતાં વધારે સહૃદયી અને બુદ્ધિમાન મિત્ર રૈયતને બીજો કોઇ ન મળી શકત. અમારા વિચાર પ્રમાણે સરકારે એક બીજા પ્રસિદ્ધ હિંદીની અને બિહારના વતનીની એક વધારે નીમણુક કરી હોત તો ઠીક થાત; દાખલા તરીકે સર અલી ઇમામ. પંચના બંધારણથી અમને પૂરતો સંતોષ નથી થયો."

પંજાબી પત્રે લખ્યું કે—" બિહાર સરકારે મિ. ગાંધીની નીમણુક કરવામાં બહુ ભારે રાજદ્વારી દીર્ઘદૃષ્ટિ વાપરી છે."

મદ્રાસના ઇન્ડિયન પેટ્રીઅટે મિ. ટેનરની નીમણુક સામે વાંધો દર્શાવતાં લખ્યું કેઃ—" મિ. ટેનર, જે થોડાં વર્ષ પહેલાં બળવા વખતે ચંપારણ્યમાં નોકરી કરી ગયા છે, તેમની મંત્રી તરીકેની નીમણુક થાય તે ઠીક ન ગણાય."

લાહોરના ટ્રીબ્યુન પત્રે પંચ નીમવાની વાત વધાવી લીધી, પણ સભાસદોની ચુંટણીના સંબંધમાં લખ્યું કેઃ—" પંડિત મદન મોહન માલવિયજી અથવા મિ. હસન ઇમામ જેવા આગેવાનો નીમાયા હોત તો લોકોને વધારે વિશ્વાસ બેસત."

એ જ રીતે બંગાળી પત્રે પણ સર એડવર્ડ ગેઇટનાં વખાણ કરતાં મહાત્માજીની નીમણુક માટે પોતાનો સંતોષ જાહેર કર્યો. અમૃતબઝાર પત્રિકાએ પોતાની સ્વાભાવિક વ્યંગપૂર્ણ શૈલીમાં પાયો-

નીઅર જેવા પત્રોને જવાબ આપતાં મહાત્માજીની નીમણુકને આનંદ-પૂર્વક આવકાર આપ્યો.

નીલવરોને મહાત્માજીની નીમણુકથી સંતોષ ન થાય એ સ્વાભાવિક છે. મિ. જે. વી. જેમ્સને સ્ટેટસમૅનમાં એક લાંબો પત્ર પ્રકટ કર્યો, અને તેમાં લખ્યું કેઃ—

"મિ. ગાંધીની પંચમાં એક સભાસદ તરીકે નીમણુક કરવામાં આવી છે, પણ તે દરજ્જાને માટે તેનામાં કયા પ્રકારની યોગ્યતા રહેલી છે તે નથી સમજાતું. એક તો તે આ જીલ્લામાં તદ્દન નવો છે અને જમીન સંબંધી ગુંચવાડાભરેલા નિયમોથી સાવ અજાણ છે. તે અહીંઆ નિષ્પક્ષપાતપણે તપાસ કરવાનું બ્હાનું કાઢી આવ્યો હતો પણ ખરૂં જોતાં તો એક ખાસ પક્ષ લઇને જ તેણે પોતાનું કામ આરંભ્યું હતું. મિ. ગાંધીની સત્તા અને અધિકાર વિષે લાંબી-પહોળી વાતો ફેલાવી, રૈયત પાસે જુની કબૂલાતો તોડાવવામાં, સેટલમેંટ ખાતાના અને દિવાની અદાલતના ચૂકાદા સામે લોકોને ઉશ્કેરી મૂકવામાં અને અંગ્રેજો અને હિંદીઓ વચ્ચે જાતિભેદની લાગણી ફેલાવવામાં રસ લેનાર થોડા ચળવળીઆ સાથે મિ. ગાંધી ઘણા દિવસ રહ્યો છે. તેની અને તેના સાથીઓની પ્રવૃત્તિ, રૈયત અને જમીનદાર વચ્ચેના અણબનાવમાં ખાસ ભાગ ભજવે છે અને તેથી તે પંચની સમક્ષ આવશે જ. ભલે, તેઓ પોતાની પ્રવૃત્તિ, જુબાનીઓ અને ભલામણો કે જે સરકારમાં એકવાર રજુ થઈ છે તેનો બચાવ કરે પણ પોતાની ફરિયાદોનો ફેંસલો પણ પોતે જ કરે એમ ન બનવું જોઇએ."

મહાત્માજી ચંપારણ્યનો પક્ષ લઇને ચંપારણ્યમાં આવ્યા હતા એમ કહેવું તદ્દન ભૂલભરેલું છે. વસ્તુતઃ અહીંની સ્થિતિ બરાબર

જોયા તપાસ્યા પછી જ તેમણે એ વિષયમાં માથું માર્યું હતું. તેમનો પ્રાસ્તાવિક રીપોર્ટ જોવાથી જ તેમણે અહીં આવી, કેવી રીતે વિગતો એકઠી કરી હતી તે ચોખ્ખું જણાઇ આવશે. પંચે પણ પાછળથી તેમની તમામ વિગત અક્ષરશઃ કબૂલ રાખી હતી. મહાત્માજી કોઇના કહેવાથી ભરમાઇ ગયા હતા અથવા તો તેમણે રજનું ગજ કરી મૂક્યું હતું એ આરોપ તદ્દન નિર્મૂળ છે.



(૧૭)

# પંચની બેઠક



પંચની બેઠક શરૂ થાય તે પહેલાં મહાત્માજીએ એક વાર મુંબઇ તરફ જઈ આવવાનો વિચાર કર્યો. તે દરમિયાન બીજા કાર્યકર્તાઓને પણ પોતપોતાને ઘેર જઇ આવવાની છૂટી મળી. પંચનું કામકાજ તા. ૧૫ મી જુલાઇથી શરૂ થવાનું હતું. બિહાર સરકારની યાદી પ્રકટ થયા પછી ખાનગી તપાસ કરવાની કંઇ જરૂર ન રહી, એટલે આજસુધી ચાલુ રહેલું, જુબાનીઓ લખવાનું કામ તા. ૧૨–૬–૧૭ને રોજ મહાત્માજીએ બંધ કર્યું. તા. ૧૬ મીએ મહાત્માજી મુંબઈ તરફ વિદાય થયા અને તેમના સાથીઓ બેતિયાથી મોતિહારી આવ્યા. તેઓ મોતિહારીમાં રહી પંચની પાસે કયા કયા પૂરાવા રજુ કરવા તે વિચારવા લાગ્યા. અત્યારસુધીમાં પાંચ હજાર ખેડુતોની વિગતવાર અને આઠ હજારથી પણ વધુ જણની સંક્ષિપ્ત જુબાની લેવાઇ હતી. ઉપર એક વાર અમે જણાવી ગયા છીએ કે ચંપારણ્ય જીલ્લામાં કુલ ૨૮૪૧ ગામ છે. તેમાંથી લગભગ ૮૫૦ ગામના વતની જુબાની આપી ગયા હતા અને લગભગ ૬૦ કોઠીવાળા સામે

ફરિયાદો આવી હતી. તે ઉપરાંત જુના ફેંસલા વિગેરેના કાગળપત્રોનો એક મ્હોટો ગંજ આવી પડયો હતો. જુબાની લખવાનું કામ ચાલ્યું ત્યાં સુધી કોઇને એ કાગળપત્ર વાંચવા વિચારવાની ફુરસદ મળી ન હતી. હવે એ જુબાનીઓનું કામ પૂરૂં થયું એટલે નિરાંતે તે ધ્યાન-પૂર્વક વાંચવાનું શરૂ કર્યું. એકઠી થયેલી જુબાનીઓ અને કાગળ-પત્રોમાંથી કઇ કઇ જુબાનીઓ પંચ પાસે રજુ કરવી અને કયા કયા જુના કાગળ પૂરાવા તરીકે કામમાં લઇ શકાય તેની તારવણી કરવાનું કામ કંઇ એકદમ પતી જાય એમ ન હતું. તા. ૧૨–૬–૧૭ થી જો કે નવી જુબાની લખવાનું બંધ કર્યું હતું તોપણ ગામડાંનાં માણસો તો આવ્યાં જ કરતાં. તેમને કહી દેવામાં આવ્યું કે હવે જુબાનીઓ નહીં લેવાય, તમારાં દુઃખોની તપાસ એક ખાસ પંચ મારફત થોડા જ વખતમાં શરૂ થશે. લોકોને લાગ્યું કે હવે જુબાની તો કોઇ લે તેમ નથી, એટલે તેમણે પોતાની ફરિયાદોના કાગળો ટપાલ મારફત મોકલવા શરૂ કર્યાં. પંચ નીમવાનું નક્કી થવા છતાં સરકારી સિપા-ઇઓએ કાર્યકર્તાઓનો પીછો ન છોડયો. એક દારોગાજીએ સરકારમાં લખી માર્યું કે ગાંધીના માણસો તા. ૧૨–૬–૧૭ પછી પણ રૈયતની જુબાની લખી લે છે. આ વખતે મહાત્માજીની ગેરહાજરીમાં બાબુ વ્રજકિશોરપ્રસાદ પ્રમુખ તરીકે કામ કરતા હતા. તેમના જાણવામાં એ વાત આવી એટલે તેમણે તેની સામે વાંધો લીધો. એ રીતે પૂરાવા વાંચતા વિચારતા અને તારવણી કરતા બે અઠવાડીઆ નીકળી ગયા. એટલામાં મહાત્માજી પણ તા. ૨૮–૬–૧૭ ને રોજ મુંબઇ તરફથી મોતિહારી આવી પહોંચ્યા. આ વેળા તેમની સાથે હિંદસેવકસમાજના મંત્રી ડાકટર હરિશ્રી કૃષ્ણદેવ, એલ. એમ. ઍન્ડ. એસ. પણ મદદ કરવા આવ્યા હતા. મહાત્માજીએ આવતાંવેંત પૂરાવા વાંચવાનું શરૂ કરી દીધું.

ચંપારણ્યમાં આવી પંચ પોતાનું કામકાજ આરંભે તે પહેલાં એક બેઠક રાંચી ખાતે બોલાવવાનું અને ત્યાં પંચના કાર્યક્રમ તથા

કેટલાક પ્રારંભિક વિષયો બાબત નિર્ણય કરવાનું ઠર્યું હતું. આથી મહાત્માજી, બાબુ વ્રજકિશોરની સાથે તા. ૫ મી જુલાઈએ મોતિહારીથી રવાના થયા અને પટણા થઈ તા. ૭ મીએ રાંચી પહોંચ્યા. ત્યાં ૧૧ મીએ પહેલી બેઠક મળી. પછી તે જ દિવસે ત્યાંથી રવાના થઈ મહાત્માજી તા. ૧૩ મીએ મોતિહારી આવ્યા. તા. ૧૭ મીથી બેતિયામાં પંચની બેઠક થવાની હતી. મોતિહારીને બદલે બેતિયા પસંદ કરવાનું કારણ માત્ર એટલું જ કે બેતિયા રાજધાનીનું ગામ હોવાથી પરોણાઓ અર્થાત્ સભાસદોને રહેવા-કરવાની પૂરેપૂરી સગવડ મળી શકે. પંચના અંગ્રેજ સભાસદો તો રાજ્યના ઉતારામાં ઉતર્યા. બનૈલીના રાજા સાહેબ માટે રાજમહેલમાં ઉતરવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો અને મહાત્માજી તો પેલી પોતાની જુની ધર્મશાળામાં જ પોતાના મિત્રો અને કાર્યકર્તાઓ સાથે રહ્યા. તા. ૧૫ મી સુધીમાં સઘળા સભાસદો બેતિયા આવી ગયા. મહાત્માજીની સાથે શ્રીમતી કસ્તુરબા, ડૉ. દેવ, બાબુ વ્રજકિશોરપ્રસાદ, બાબુ ધરણીધર, બાબુ અનુગ્રહનારાયણસિંહ, બાબુ રામનવમીપ્રસાદ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, પ્રો. કૃપલાની, શ્રીયુત્ દેવદાસ ગાંધી, પ્રભુદાસ ગાંધી વિગેરે પણ હતા. પંચની પાસે રજુ કરવાના પૂરાવા તૈયાર થઈ ગયા હતા તે પણ સાથે જ હતા. મોતિહારીમાં તો માત્ર છપરાવાળા વકીલ શિવનંદનપ્રસાદ જ રહી ગયા.

પંચે પહેલેથી જ એક જાહેરખબર બ્હાર પાડી લોકોને જણાવી દીધું હતું કે પંચની બેઠક લગભગ તા. ૧૫ મા જુલાઈથી બેતિયા, મોતિહારી તથા બીજાં બીજાં સ્થાનોમાં થશે, માટે જે કોઈને ચંપારણ્ય સંબંધી કાંઇ કહેવાનું હોય તેણે અગાઉથી પંચના મંત્રીને લખી જણાવવું. આ જાહેરખબર વર્તમાનપત્રોમાં છપાવવામાં આવી હતી, અને જીલ્લાની કચેરીઓમાં પણ ચોઢી

દીધી હતી. એટલે લગભગ આખા જીલ્લાની રૈયત ૧૫ મી જુલાઈથી બેતિયામાં તપાસ કરવા એક પંચ મળવાનું છે એ વાત સારી પેઠે સમજી ગઈ હતી.

પંચ નીમાયાની વાત જાણી ચંપારણ્યની દીન–દુઃખી પ્રજાના અંતઃકરણમાં આશા અને અભિલાષના કેવા તરંગ ઉછળી રહ્યા હશે તેનું વર્ણન અમારાથી થઈ શકે તેમ નથી. ચંપારણ્યમાં મહાત્માજીનાં પગલાં થતાં જ પ્રજાને ખાત્રી થઈ ગઈ હતી કે હવે જોતજોતામાં તેમનાં તમામ દુઃખો ટળી જવાનાં. તેમાંય જ્યારે પંચ નીમાયાની વાત બ્હાર આવી અને તેમાં મહાત્માજી પોતે એક સભાસદ તરીકે કામ કરવાના છે એવા સમાચાર જાણ્યા એટલે તો પછી પૂછવું જ શું ? બેતિયામાં લોકોનાં ટોળેટોળાં ઉભરાવા લાગ્યાં. રસ્તા ઉપર, બજારમાં કે વિશાળ મેદાનમાં જ્યાં જુઓ ત્યાં લોકોની ઠઠ નજરે ચડયા વિના ન રહે. જાણે કોઈ મ્હોટો મેળો ભરાવાનો હોય એવો દેખાવ થઈ રહ્યો. મહાત્માજી જે ધર્મશાળામાં ઉતર્યા હતા ત્યાં તો ભીડનો કંઇ પાર જ ન હતો. સ્વયંસેવકો ટોળાને વિનવી વિનવીને થાકી ગયા, ધર્મશાળામાં જવા–આવવાનું પણ મુસ્કેલ થઈ પડયું.

તા. ૧૬ મીએ તો બેતિયામાં જનતાનો સમુદ્ર ઉલટયો. કેટલાકો કહે છે કે તે દિવસે બેતિયામાં ઓછામાં ઓછા ૧૦૦૦૦ માણસો આવ્યાં હશે. એક તરફ મહાત્માજી પંચના કામકાજને લગતા કાગળ તપાસતા હતા અને તેમના સાથીઓ એટલાબધા કામમાં મશગુલ હતા કે તેમને પાણી પીવાની પણ ફુરસદ નહોતી, જ્યારે બીજી તરફ મહાત્માજીનાં દર્શન કરવા હજારો માણસો આતુરતાથી ઉભા હતા. પંચની બેઠક તા. ૧૬ મીથી શરૂ થવાની હતી, પણ તે દિવસે કેટલાંક અનિવાર્ય કારણોને લીધે બેઠક ન થઈ શકી.

મહાત્માજી રૈયતને કોઈ પ્રકારે નિરૂત્સાહ કરવા માગતા ન હતા તેથી તેઓ તે દિવસે કામકાજ પડતું મૂકી સાંજે બ્હાર નીકળ્યા. લોકો એકદમ ધર્મશાળામાં ધસી આવ્યા અને ધર્મશાળાનું એકેએક સ્થાન ભરી દીધું. મહાત્માજીએ એક ન્હાનું ભાષણ આપ્યું અને કહ્યું કે:– "સરકારે જ તમારાં દુ:ખો દૂર કરવા આ પંચ નીમ્યું છે. પંચની બેઠક થતી હોય ત્યાં આસપાસમાં લોકોએ ભીડ ન કરવી જોઈએ. જેમને જુબાની લખાવવી હોય તેમણે અહીં આવી વકીલો પાસે લખાવી દેવી." એ જ વાત ફરીવાર બાબુ વ્રજકિશોરે સમજાવી. લોકો મહાત્માજીની વાણી સાંભળી બહુ જ સંતુષ્ઠ થયા અને છાના-માના પોતપોતાના માર્ગે ચાલ્ય । ગયા.

પંચે એક જાહેરનામું બ્હાર પાડી લોકોને જુબાની આપવાનું આમંત્રણ કર્યું હતું એ વાત ઉપર કહેવાઈ ચૂકી છે. એ પ્રમાણે "બિહાર પ્લૅન્ટર્સ એસોસીએશન," બે કોઠીઓના મેનેજર, ૨૫ ખેડૂતો, બેતિયા રાજ્યના મેનેજર મિ. જે. ટી. વિટી, સેટલમેંટ ઑફિસર મિ. જે. એ. સ્વીની, બેતિયાના સબ–ડિવિઝનલ ઑફિસર મિ. ડબલ્યુ. એચ. લિવિસ, તિરહૂત ડિવિઝનના કમિશ્નર મિ. એલ. એફ. મોરશેડ, તથા બેતિયાના માજી સબ–ડિવિઝનલ ઑફિસર મિ. ઈ. એચ. જોન્સને પોતાની લેખિત જુબાનીઓ રજુ કરી. બિહાર પ્લૅંટર્સ એસોસીએશનને એ વિષે જે કંઈ ખાસ કહેવાનું હોય તે રજુ કરવાની સૂચના આપવામાં આવી, પણ તેનો એવો જવાબ વાળવામાં આવ્યો, કે એસોસીએશનને કંઈ ખાસ કહે-વાપણું નથી.

તા. ૧૭મીએ બેતિયામાં સાક્ષીઓની તપાસ શરૂ થઈ. પંચની બેઠક બેતિયા રાજસ્કુલના છાત્રનિવાસમાં રાખવામાં આવી હતી. નીલવરોની તરફથી મુઝફરપુરના જાણીતા વકીલ મિ. પી. કેનેડી

પંચનું કામકાજ બરાબર જોઇ શકે તેવી વ્યવસ્થા કરવામાં આવી હતી. રૈયતનાં માણસો તથા મહાત્માજીના સાથીઓને દાખલ થવા માટે જુદી ટિકીટો કાઢવામાં આવી હતી. લોકોને સમજાવવા છતાં આસપાસની ભીડ તો કાયમ જ રહી. બેઠક શરૂ થવાની હોય તે પહેલાં જ સડકની બન્ને બાજુ પર પુષ્કળ લોકો એટઠા થતા. સ્વયંસેવકોમાંથી બે જણને ખાસ ભીડ અટકાવવા માટે જ નીમવામાં આવ્યા હતા. દેખીતી રીતે તો પોલિસના બંદોબસ્ત જેવું કંઇ નજરે પડતું ન હતું, પણ સાદા પોશાકમાં પોલિસના માણસો બધે ફર્યા કરતા હતા.

બેઠક બરાબર ૧૧ વાગતાં શરૂ થઇ. એસોસીએટેડ પ્રેસ, 'અમૃતબઝાર પત્રિકા' તથા 'બંગાળી' તરફથી ખાસ પ્રતિનિધિઓ મોકલવામાં આવ્યા હતા.

સૌથી પહેલાં મિ. સ્વીનીની જુબાની લેવાઇ. આખો દિવસ તેની એકની જુબાની લેવામાં જ નીકળી ગયો. તા. ૧૮ મીએ મિ. લિવિસ અને તે પછી બપોરે મિ. વિટીની જુબાનીઓ લેવાઈ. તા. ૧૯ મીએ રૈયત તરફથી પં. રાજકુમાર શુકલ, સંત રાઉત, તથા ખેન્ધરરાયે જુબાનીઓ આપી. પં રાજકુમાર શુકલ તથા સંત રાઉત એકવાર કોઠીમાં નોકરી કરી ગયા હતા. તા. ૨૦ મીએ પંચની બેઠક મુલતવી રહી. તા. ૨૧ મીએ પરસા કોઠીના માલેક અને મેનેજર મિ. ડબલ્યુ. જે. રૌસ તથા બૈરિયા કોઠીના મેનેજર મિ. એચ. ગેલની જુબાની લેવાઈ. પંચની પાંચમી બેઠક તા. ૨૩ મીએ મળી અને તેમાં સાઠી કોઠીના મેનેજર મિ. સી. સ્ટીલ તથા બેલવા કોઠીના મેનેજર મિ એ. સી. એમનની જુબાની લેવાઇ. પંચની છઠ્ઠી બેઠક, હવે પછી મોતિહારીમાં તા. ૨૫ મીને રોજ થવાની હોવાથી મહાત્માજી તથા તેમના સાથીઓ તા. ૨૨ મીએ મોતિહારી આવી ગયા.

મોતિહારીમાં લોકોની ભીડ બેતિયા કરતાં કોઈ રીતે ન ઉતરી. અહીં પંચની બેઠક ડીસ્ટ્રીક્ટ બોર્ડની ઓફિસમાં બરાબર ૧૧ વાગે શરૂ થઈ. પહેલે દિવસે ચંપારણ્યના કલેક્ટર મિ. ડબલ્યુ. બી. હિકોક, પ્લેન્ટર્સ એસોસીએશનના પ્રતિનિધિ મિ. જે. બી. સૅમ્સન તથા રાજપુર કોઠીના મૅનેજર મિ. ઇ. એચ. હડસને જુબાનીઓ આપી. તા. ૨૬ મીએ મોતિહારી કોઠીના મૅનેજર મિ. ડબલ્યુ. એસ. ઇર્વિન, જેના નામથી વાચકો સારી પેઠે જાણીતા છે તેની જુબાની લેવાઇ. ત્યાર બાદ મહાત્માજી તથા બીજા સભાસદો પાછા બેતિયા આવ્યા. તા. ૨૭ મીએ પંચનું કામ બંધ રહ્યું. તા. ૨૮ મીએ પંચના સભાસદોએ પરસા કોઠી જઇ કેટલીક તપાસ કરી. અહીં એટલું કહી દેવું જોઇએ કે પંચ કયા ગામમાં ક્યારે જવાનું છે એ વાત બનતાં સુધી લોકોથી ખાનગી રાખવામાં આવતી. કારણ કે નીલવરોને ભય હતો કે જો આગળથી એ વાત બહાર પડી જાય તો પેલા ચળવળીઆઓ ધારેલે ગામડે એકદમ પહોંચી જાય અને લોકોને પહેલેથી જ પઢાવી રાખે. પરંતુ નીલવરોનો એ ભય કેવળ કલ્પિત અને અસ્થાને હતો એમ કહેવાની જરૂર નથી. વસ્તુતઃ હવે કોઇને પઢાવી રાખવાની કે તૈયાર કરવાની જરાય જરૂર ન હતી. જે દિશામાં પંચના સભાસદોની મોટર દોડતી તે દિશામાં કોણ જાણે ક્યાંથી એકદમ લોકો એકઠા થઈ જતા અને કોઈ પણ એક કોઠીમાં પહોંચતાં જ આસપાસના ગામડામાં વિજળીના વેગે બધા સમાચાર ફેલાઇ જતા. આથી જોતજોતાંમાં હજારો માણસો પોતાની કરમકથા સંભળાવવા હાજર થઇ જતા. કોઠીવાળાઓને, એથી ઉલટી રીતે, પહેલેથી જ ખબર આપવામાં આવતી અને તેથી કરીને તેઓ પોતાનાં કાગળપત્રો, દસ્તાવેજો તથા બીજું જે કંઇ પંચ સમક્ષ રજુ કરવાનું હોય તે આગળથી જ તૈયાર કરી રાખતા. તા. ૨૯ મીએ પંચે કુડિયા કોઠી તથા તેના ગામડામાં તપાસ કરી. મુસાફરીમાં જે કોઠીવાળાની જુબાની લેવાની જરૂર જણાતી તેને જુબાની રજુ કરવાનું કહેવામાં આવતું, અને

એ બાબત રૈયત પાસેથી પણ વિગત મેળવવામાં આવતી. એમ કહેવાયછે કે આ મુસાફરીમાં પંચના સભાસદોએ જે કંઇ જોયું તથા સાંભળ્યું તેથી કરીને તેમના દિલ ઉપર ઉંડી અસર થઇ.

તા. ૩૦ મીથી ફરી બેતિયામાં પંચની બેઠક શરૂ થઇ. મધુબની કોઠીના મેનેજર મિ. એફ. ગ્રેનવીલ તથા માલેક મિ. ડબલ્યુ. બ્રૂકની જુબાનીઓ લેવાઇ. પંચના થોડા સભાસદો મલહિયા કોઠીના ગામડામાં ગયા અને ત્યાંની હાલત પ્રત્યક્ષ નિહાળી તથા કોઠીના રજીસ્ટર વિગેરે કાગળો તપાસ્યાં. તા. ૩૧ મીએ પી.કરાહા તથા લોહિઅરિયા કોઠીના ગામડામાં જઇ તપાસ કરી. તેજ દિવસે રાતની ગાડીમાં મહાત્માજી પોતાના સાથીઓ સાથે મોતિહારી ગયા. ઓગસ્ટ માસની પહેલી તારીખે પંચનું કામ બંધ રહ્યું. તા. ૨ જીએ પંચ રાજપુર કોઠીમાં ગયું. રાજપુર કોઠીના મેનેજરે ગામડામાં આગળથી સૂચના આપી રાખી હતી એટલે ત્યાં લગભગ પાંચ છ હજાર માણસો એકઠા થયા. તા. ૩ જી અને ૪ થીએ પિપરા તથા તુરકોલિયા કોઠીમાં તપાસ કરી. આ કોઠીઓમાં પણ લગભગ ત્રણ ચાર હજારથી ઓછા માણસો નહીં આવ્યા હોય. રાત્રે મહાત્માજીએ મિ. ઇર્વિનની કોઠીની મુલાકાત લીધી અને સવારે, તા. ૫ મીએ, મિ. ઇર્વિનની રજાથી તેના રાજપુર છતૌની નામના ગામડામાં ગયા. ત્યાં લોકોને મળી, ઉલટપાલટ પ્રશ્ન પૂછી હકીકત મેળવી. લગભગ સાંજ પડેલાં ત્યાંનું કામ આટોપી બેતિયા પાછા આવ્યા. તા. ૬ ઠીએ રાજઘાટ હરદિયા કોઠીની ખબર લીધી. તા. ૧૪ મીએ છેલ્લી જુબાની જલહા કોઠીના મેનેજર તરીકે મિ. જેમ્સનની લેવામાં આવી અને તે પછી જુબાનીઓ લેવાનું કામ પૂરૂં થયું. મહાત્માજીએ રૈયતની જરૂરજોગી જુબાનીઓ અને અદાલતના ચૂકાદાઓ પંચ પાસે રજુ કર્યા.

એ તો જાણે પંચના પ્રવાસની અથવા તો જાહેર કામકાજની વાત થઇ. પણ જે દિવસે પંચનું કામ બંધ રહેતું તે દિવસે પંચની

ખાનગી બેઠકો થતી અને ત્યાં પૂરાવાઓ વિષે ચર્ચા ચાલતી. એવી રીતે કેટલીક ખાનગી બેઠકો પણ થઈ હતી. એ ખાનગી બેઠકોમાં શું કામ ચાલતું તે તે વખતે તો કોઇ જાણી ન શક્યું પણ પાછળથી જણાયું કે એ ખાનગી બેઠક વખતે તુરકૌલિયા કોઠીવાળા મિ. હિલ, પિપરા કોઠીવાળા મિ. નોરમન તથા મોતિહારી કોઠીવાળા મિ. ઇર્વિનને પણ ત્યાં બોલાવવામાં આવ્યા હતા અને શરહબેશી વિષેના રૈયત સાથેના વાંધા પતાવવા તથા સમાધાની સ્થાપવાના પ્રયત્ન પણ કરવામાં આવ્યા હતા.

કેટલીકવાર પૂછવામાં આવે છે કે મહાત્માજીએ શરહબેશી એકદમ રદ કેમ ન કરાવી અને માત્ર થોડી છૂટછાટ મૂકવા તૈયાર થયા ? મૂળ વાત એ છે કે રૈયતના માર્ગમાં મુશ્કેલીઓ પાર વગરની હતી. તેમણે પોતાનાં કાંડાં, રાજીખુશીથી કહો કે પછી જબરદસ્તીથી, પણ કાપી આપ્યાં હતાં, એટલે કે કરારપત્ર ઉપર સહીઓ થઈ ગઇ હતી. અમુક કરારપત્ર જબરદસ્તીથી અથવા તો દાવપેચથી લખાવી લેવામાં આવ્યો છે એ પૂરવાર કરવાનું કામ અત્યંત મુશ્કેલ હોય છે. સેટલેમેંટ ઓફિસરે લગભગ તમામ શરહબેશીના દસ્તાવેજ કાયદેસર કરાવ્યા હતા અને તેને અંગે લેવાયેલાં નાણાં ખાતાવહીમાં ચડી ચૂક્યાં હતાં. બંગાળ ટેનન્સી એકટની ૧૦૩ જી કલમ પ્રમાણે જે કંઈ ખાતાવહીમાં ચડે તે અદાલતે કાયદેસર છે એમ માની લેવું જોઇએ. ધારો કે તેમાં કંઇ ખોટું હોય તો તે પૂરવાર કરવાનો બોજો રૈયતને શિર રહે છે. તુરકૌલિયા કોઠીવાળા ૯ મુકદમામાં ૫ રૈયતની તરફેણમાં અને બાકીના ૪ કોઠીની તરફેણમાં ચૂકવાયા હતા, પણ એ મુકદમા પાછળ શ્રમ અને દ્રવ્યનો ભારે વ્યય કરવો પડ્યો હતો. જ્યાં એક તરફ કોઠી જેવી એક પૈસાદાર, જોરાવર અને લાગવગવાળી સંસ્થા હોય, જેના મેનેજર ભણેલાગણેલા અને બાહોશ હોય, જેના ધંધાને લગતાં દસ્તાવેજ

રીતસર જ રહેતા હોય અને બીજી તરફ ખાવાને પૂરતાં અન્ન કે વસ્ત્ર વિનાની અભણ, દબાયેલી, પામર રૈયત હોય ત્યાં આવા મુકદમાનું પરિણામ શું આવે તે ચોખ્ખું છે. આવી કજોડાની લડતમાં તો એક માત્ર ઇશ્વર ઉપરજ બધો આધાર રાખવો પડે.

છતાં ધારો કે શરહબેશીના કરાર એકદમ રદ કરાવવા જઇએ તો તેનું શું પરિણામ આવે? નીલવરો શરહબેશીના કરાર તોડવા બદલ એકદમ અદાલતમાં દોડી જાય અને એક બે નહીં, પાંચ પચીસ નહીં પણ એક સાથે ૫૦૦૦૦ મુકદમા શરૂ કરી દે. ક્ષણભરને માટે માની લઇએ કે નીચલી અદાલત તે મુકદમા કાઢી નાંખે, તો પણ નીલવરોની સત્તા અને શક્તિ જોતાં તેઓ વડી અદાલત સુધી લડયા વિના શાંત ન થાય. પરંતુ મહાત્માજી કંઇ એટલેથી જ ગભરાઇ ન જાય. તેમના દિલમાં જે એક વાત સૌથી વધારે ખટકતી તે તો વળી જુદી જ હતી. તેમને લાગ્યું કે જો આ અણબનાવની પૂર્ણાહુતિ આ પંચ મારફત ન થાય અને છેવટે મામલો અદાલતે ચડે તો તેનું પરિણામ એ આવે કે રૈયત અને નીલવરો વચ્ચેનો ક્લેશ સદૈવ સળગતો જ રહે, પરસ્પરનાં દ્વેષ અને વેર વધતાં જ જાય અને આખરે બન્ને એકબીજાના કટ્ટા દુશ્મન બની જાય.

મહાત્માજીનો ઉદ્દેશ કેવળ રૈયતનાં દુઃખ દૂર કરાવવા પૂરતો જ ન હતો. તેઓ નીલવરો અને રૈયત વચ્ચે પ્રેમનો સંબંધ જોડવા માગતા હતા, તેઓ પરસ્પરમાં મૈત્રીભાવ સ્થાપવા માગતા હતા અને બન્ને એકબીજાના પરમહિતૈષી બની રહે એવી વ્યવસ્થા કરવા ઝંખતા હતા. આ આદર્શ પાર પાડવા સૌ પહેલાં તમામ પ્રકારના ઝગડા શમાવવા જોઇએ. મહાત્માજીની લડતનો એજ ઉદ્દેશ હતો. પંચના સભાસદો પણ બંન્ને પક્ષ વચ્ચે શાંતિ–સમાધાની સ્થાપવાની વાતમાં મહાત્માજી સાથે સમ્મત હતા.

કેટલીક ખાનગી બેઠકો પછી અને મિ. જેમ્સનની છેલ્લી જુબાની તા. ૧૪ મી એ થઈ ગયા પછી પંચે પોતાનું ચંપારણ્યમાંનું કામ સમેટી લીધું. હવે પછીની બેઠક રાંચીમાં સપ્ટેંબર મહિનામાં ભરવાનું ઠર્યું. પંચના સભાસદો પોતપોતાને સ્થાને ગયા અને મહાત્માજી તા. ૧૬–૮–૧૭ ને રોજ અમદાવાદ જવા નીકળ્યા. બાબુ રાજેન્દ્રપ્રસાદ અને બાબુ રામનવમીપ્રસાદ સિવાયના બીજા કાર્યકર્તાઓ પણ પોતપોતાને ઘેર રવાના થયા.

તા. ૨૨ મી સપ્ટેંબરે મહાત્માજી અમદાવાદથી રાંચી ગયા. બાબુ વ્રજકિશોરપ્રસાદ આગળથી જ, મહાત્માજીની આજ્ઞા થતાં ત્યાં પહોંચી ગયા હતા. આ વખતે મહાત્માજીની તબીઅત એકદમ લથડી પડી. રાંચીમાં દાખલ થતાં જ તાવ શરૂ થયો. છતાં તેમણે પંચના કામકાજમાં લેશ માત્ર ઊણપ ન આવવા દીધી. રીપોર્ટ તૈયાર કરવા માટે અનેકવાર પંચ એકઠું થયું, શરહબેશી બાબત ઘણી ઘણી ચર્ચા થઇ, મિ. ઇર્વિન તથા બીજા આગેવાન જેવા ગણાતા નીલવરોને તાર કરી બોલાવવા પડયા. ખૂબ વાદાનુવાદ થયા પછી પંચે એકમત થઈ તા. ૩ જી અકટોબરે રીપોર્ટ પર સહીઓ કરી અને તા. ૪ થીએ બિહાર સરકારને મોકલી દીધો. તા ૧૮ મીએ બિહાર સરકારે પંચના રીપોર્ટ વિષે વિચાર કરી પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો. અહીં એટલું જ જણાવવું બસ થશે કે સરકારે પંચની લગભગ તમામ ભલામણો કબૂલ રાખી લીધી.

રાંચીથી મહાત્માજી પાછા ચંપારણ્ય આવ્યા અને તા. ૧૨ મી અકટોબર સુધી રોકાયા. આ વેળા પણ મહાત્માજીનાં દર્શન કરવા તથા પંચનો નિર્ણય જાણવા હજારો માણસો દૂરદૂરથી આવવા લાગ્યા. મહાત્માજીએ રીપોર્ટની મુખ્ય મુખ્ય વાતો પ્રજા

આગળ મૂકી. તેથી પ્રજાને ઘણો આનંદ થયો. એ વર્ષે બિહારના વિદ્યાર્થીઓની એક વાર્ષિક સભા ભાગલપુરમાં તા. ૧૫ મીએ મળવાની હતી, તેનું પ્રમુખસ્થાન મહાત્માજીને આપવામાં આવ્યું હતું. તેથી તેઓ તા. ૧૩ મીએ મોતિહારીથી ભાગલપુર જવા નીકળ્યા. ત્યાંથી સીધા તેઓ મુંબાઇ ગયા. આથી મોતિહારીના કાર્યાલયમાં માત્ર મુઝફ્ફરપુરવાળા બાબુ જનકધારીપ્રસાદ રહી ગયા.



( ૧૮ )

# પંચનો રીપોર્ટ



પંચે તા. ૪ થી અકટોબરે પોતાનો રીપોર્ટ સરકારમાં રજુ કર્યો અને સરકારે પંચની લગભગ સઘળી સુચનાઓ મંજૂર રાખી તા. ૧૮ મીએ એક યાદી પ્રકટ કરી. પંચનો આખો રીપોર્ટ તો અહીં આપવો ન પોષાય, પણ તેની મુખ્ય મુખ્ય સૂચનાઓ અથવા ભલામણો, જે સરકારે મંજૂર રાખી હતી અને જેનો ઉલ્લેખ યાદીમાં પણ કર્યો હતો તે ટુંકામાં નીચે આપીએ છીએ:—

(૧) ગળીના પાક સંબંધે અથવા તો બીજા અનાજ પેદા કરાવવા માટે જે તીનકઠિયા પદ્ધતિનો આશરો લેવામાં આવે છે તે સંપૂર્ણ રદ કરવી.

(૨) ગળીના વાવેતર વિષે એકરારનામાં લખાવવામાં આવે તેમાં નીચેની સરતો પળાવી જોઇએઃ—

(क) એકરારનામું રૈયતે પોતાની રાજીખુશીથી લખી આપેલું હોવું જોઇએ.

(ख) એકરાર ત્રણ વર્ષ કરતાં વધુ મુદતને માટે ન હોવો જોઇએ.

(ग) કયા ખેતરમાં ગળી વાવવી તે રૈયત પોતે જ પસંદ કરે.

(घ) ગળીનો કાચો પાક કેટલી કિંમતે વેચવો તે દરની પસંદગી પણ રૈયત જ કરે.

(ङ) ગળીનો કાચો પાક તોળ્યા સિવાય તેની કિંમત નક્કી ન કરાય. રૈયત પોતે જો કાંટાથી તોલ કરાવવા ખુશી ન હોય તો તેનું વજન કોઇ પંચ પાસે ઠરાવવું.

(૩) મોતિહારી અને પિપરા કોઠીએ જે શરહબેશી ઠરાવી છે તેમાં સેંકડે ૨૬ ટકાનો ઘટાડો કરવો. તુર્કૌલિયા કોઠીની શરહબેશીમાં સેંકડે ૨૦ ટકા ઘટાડવા.

(क) જલહા અને સીરની કોઠીમાં મોતિહારી તથા પિપરા કોઠીના હિસાબે શરહબેશી ઓછી કરવી.

(ख) જે રૈયતના ખાતામાં તીનકઠિયાની લાગત સરવેખાતાએ નક્કી કરી છે તે પણ ઉપરના હિસાબે જ શરહબેશી ભરે.

(ग) રાજપાટ કોઠી કોઇ રૈયત પાસે ગળી પેદા કરાવવાનો દાવો નથી રાખતી. તેથી ત્યાંની રૈયતે શરહબેશી ન લેવાની સરતે કોઠીને માટે ગળી વાવવાની કબૂલાત લખી આપી છે. એટલે નવા બંદોબસ્ત વખતે કોઠીએ શરહબેશીની માગણી ન કરી. ત્યાંની રૈયત હવે ગળીનું વાવેતર બંધ કરવા માગે છે; માટે તે કોઠીને પોતાની લાગતમાં વધારો કરવા અરજ ગુજારવાની તક મળવી જોઇએ.

(૪) જે રૈયતે કોઠીઓને તાવાન (રોકડ રકમ અથવા તો ખાતાં પાડી) ભરી દીધું છે તેમને તાવાનનો ચોથો ભાગ કોઠી

પાછો આપશે. જે ગામો હજી તાજેતરમાં જ પટ્ટે અપાયાં છે ત્યાંની રૈયતને તાવાનની પૂરેપૂરી રકમ મળી જશે. બેતિયા રાજ્યને સરવે-ખાતા મારફત રૈયત તરફથી જે વધારાનો કર મળે છે તે અનાજની ચાલુ મોંઘવારીને લીધે સાત વર્ષ નહીં મળે.

(૫) અબવાબ લેવો એ બિલકુલ કાયદા વિરુદ્ધ છે. ભવિષ્યમાં કોઈ પણ રૈયતે પોતાના ખાતે નક્કી થએલી મહેસુલ સિવાય જમીનદારને કાંઇ વધારે ન આપવું.

(૬) બાપદાદાની મિલ્કત તેના વારસને મળે તેમાં કોઇ જાતની ફી ન લઇ શકાય. એવી બીજી બાબતમાં એક ચોક્કસ નિયમ ઠરવો અને તે હિસાબે ફી લેવી. બેતિયા રાજ્યમાં ફીનો ચોક્કસ દર ઠરાવવાનું રેવન્યુ બોર્ડને સોંપવામાં આવશે. કાયમી પટ્ટાવાળાં ગામોમાં પણ એ જ નિયમ ચાલુ કરવા હુકમ ફરમાવવામાં આવશે.

(૭) બેતિયા રાજ્યની હદમાંથી ચર્સા મહાલ (ચામડાનાં કારખાનાં?) કાઢી નાંખવાં જોઇએ; પણ જ્યાં સુધી રામનગર રાજ્યમાં એ વિષે પૂરી તપાસ ન થાય ત્યાં સુધી એ વાત મુલતવી રાખવી.

(૮) તેલ કે ઘાસલેટ વેચવાની બાબતમાં ઇજારો આપવો એ કાયદા વિરુદ્ધ છે. એ રિવાજ એકદમ બંધ કરવો.

(૯) બેતિયા રાજ્યમાં રૈયત વૃક્ષ ઉપરનો ગામધણીનો અર્ધ ભાગ વ્યાજબી કિંમતે ખરીદી શકે છે. પણ જો એ રીતે ઝાડનો સાવ ક્ષય થઇ જતો હોય તો બેતિયા રાજ્યના મૅનેજર રૈયતની અરજીઓ બાબત વિચાર કરી અમુક હદ નક્કી કરશે.

(૧૦) ઢોરઢાંખરને ચરવા માટે ગોચર વગેરે ફાજલ રાખવા દરેક જમીનદાર, કાયમી પટ્ટાદાર તથા ટૂંકી મુદતના પટ્ટાદારને ખબર આપવામાં આવશે.

(૧૧). રૈયતના માણુસોના દંડ કરવા અને તે વસુલ કરવા એ ગેરકાયદેસર છે. રૈયતને આ બાબત ખબર આપવા અને તમામ જમીનદારો તથા પટ્ટાદારોને એ બાબત મનાઇ હુકમ આપી દેવો.

(૧૨) ગાડીના કરાર ૫ વર્ષ કરતાં વધારે મુદતના ન હોવા જોઇએ અને તે પણ રૈયતે પોતાની રાજીખુશીથી લખી આપેલા હોવા જોઇએ.

(૧૩) રૈયત મજૂરી કરવાની બાબતમાં સંપૂર્ણ સ્વતંત્ર રહેશે.

(૧૪) મહેસુલના દરેક ભરણા વખતે પાકી રસીદ આપવાની પંચે ભલામણ કરી છે. અનશે તો તેમની ભલામણ પ્રમાણે રસીદનો એક નમૂનો તૈયાર કરાવવામાં આવશે.

ફાટકોના ઇજારા બાબત ડીસ્ટ્રીકટ બોર્ડ વિચાર કરશે. પંચનો રીપોર્ટ તેમજ સરકારી યાદી બ્હાર પડી ગયા પછી તા. ૧૮–૧૦–૧૭ ને રોજ સરકારે પોતે રૈયતજોગું એક જાહેરનામું બ્હાર પાડી આખા જીલ્લામાં ફેરવી વાચ્યું. એ જાહેરનામામાં પંચની ભલામણોનો પણ સારાંશ હતો.

કોઠીના સાહેબો આ હિલચાલથી ખૂબ ખીજાયા. મોતિહારી કોઠીના મેનેજર મિ. ઇર્વિને જાહેર છાપામાં ગરમાગરમ ચર્ચા ચલાવવી શરૂ કરી દીધી. કાનપુરના 'પ્રતાપ' પત્રે ચંપારણ્ય વિષે પોતાના પત્રમાં કેટલાક લેખો પ્રકટ કર્યા હતા. એક વાર તો પ્રતાપ કાર્યાલયે એક જાહેરખબર આપી ચંપારણ્યની પ્રજાને પોતાનાં દુઃખ લખી મોકલવાની વિનંતિ કરેલી, કારણ કે પ્રતાપ કાર્યાલય પોતે ચંપારણ્ય વિષે એક પુસ્તક પ્રકટ કરવા માગતું હતું. સરકારની રાજનીતિ એ વખતે બિલકુલ અગમ્ય હતી. તેણે તે જાહેરખબર વહેંચાતી એકદમ અટકાવી દીધી.

પછી જ્યારે સરકારી છાપેલી યાદી અને તે સંબંધી જાહેરનામું પ્રકટ થયું ત્યારે પ્રતાપ કાર્યાલયે "ચંપારણ્યનો ઉદ્ધાર" એ નામે એક ન્હાનું ચોપાનિયું બ્હાર પાડયું અને ચંપારણ્યના ઘેરે ઘેર તેની નકલ પહોંચી ગઈ. નીલવરોને લાગ્યું કે મહાત્મા ગાંધીજીએ જ આ ચોપાનિયું બ્હાર પાડયું છે, અને તેમણે જ તેનો ફેલાવો કર્યો છે. પણ આ વાત સર્વથા ખોટી હતી. તેથી મહાત્માજીએ પોતે એક ખુલાસો બ્હાર પાડયો.

આવાં આવાં કેટલાંક કારણોને લીધે પંચની તપાસને લગતી લગભગ તમામ વાતો ગામે ગામ અને ઘેરે ઘેર પહોંચી ગઇ. મહાત્માજીના પ્રતાપે જ ચંપારણ્યની પ્રજાનાં દુઃખ દૂર થયાં એવી પ્રત્યેક ચંપારણ્યવાસીને ખાત્રી થઇ. તેઓ ભક્તિપૂર્ણ અંતરથી મહાત્માજીની જય પોકારવા લાગ્યા.



(૧૯)

# નીલવરોનો ખળભળાટ

પંચની તપાસનું પરિણામ બહાર આવે તે પહેલાં જ કેટલીક મુખ્ય હકીકત મિ. ઇર્વિનના જાણવામાં આવી ગઇ હતી. તેણે તા. ૭–૧૦–૧૭ ના રોજ 'સ્ટેટસમૅન' તથા 'ઇંગ્લીશમૅન' પત્રોમાં એક લાંબો લેખ મોકલ્યો અને તેમાં જણાવ્યું કેઃ–

"બેતિયા મુકામે પંચે પિપરા તથા તુરકોલિયા કોઠીના મેનેજરો સાથે મને પણ મળવા બોલાવ્યો હતો અને સારહબેશી બાબત સમાધાની કરવાની સલાહ આપી હતી. જો 'તાવાન' કાયમ રાખવામાં આવે તો સેંકડે ૨૫ ટકા જતા કરવાનું મેં નીલવરો તરફથી જણાવ્યું. ૨૫ ટકા જતા કરવાથી મારે વાર્ષિક રૂા. ૧૩૦૦૦] ની ખોટ ખમવી પડશે એ વાત પણ મેં પંચને બરાબર સમજાવી. છતાં મિ. ગાંધીએ તે વાત ન માની અને સેંકડે ૪૦ ટકા જતા કરવાની વાતને વળગી રહ્યા. રાંચીમાં પણ ફરી એજ ચર્ચા થઇ. છેવટે મેં તેમના આગ્રહને વશ થઈ સેંકડે

૨૬ ટકા બાદ કરવાનું કહ્યું. તાવાન વિષે તો અમારે કોઇ જાતની વાતચિત જ નથી થઇ. તથાપિ પંચના રીપોર્ટ પરથી જણાય છે કે તાવાનની રકમ પણ અમારે ૨૫ ટકા જતી કરવી પડશે. એનો ચોખ્ખો અર્થ એટલો જ કે મારે ૮૦,૦૦૦ રૂપીઆ જતા કરવા. × × × × આવા એકતરફી રીપોર્ટ ઉપર અમારા પ્રતિનિધિઓએ શા માટે સહી કરી તેનો ખુલાસો તો હવે પછી પરસ્પરમાં કરી લઈશું. પરંતુ હું પોતે તો એવા કોઇ નિર્ણય પાસે નમી પડવાની ચોખ્ખી ના પાડું છું, અને આ લખાણથી બની શકે તેટલી ખુલ્લી રીતે, શરહબેશી બાબત સેંકડે ૨૫ ટકાનો ઘટાડો નવા વર્ષથી પાછો ખેંચી લઉં છું અને રદ કરું છું. છતાં જો એ બાબત મને દબાવવામાં આવશે તો હું એ પૈસા આખર સુધી લડવામાં જ વાપરી નાંખીશ."

મિ. ઇર્વિનનો પત્ર તા. ૨૧ મીના 'સ્ટેટસમૅન' ના અંકમાં તથા તા. ૨૨ મીના 'ઈંગ્લીશમૅન' ના અંકમાં પ્રસિદ્ધ થયો. તા. ૨૩ મીએ સરકારે ખુલાસો બ્હાર પાડી મિ. ઇર્વિનની હકીકત ખોટી પાડતાં જણાવ્યું કે, "પંચના પ્રમુખ તથા બીજા સભાસદો વિષે જે આક્ષેપો કરવામાં આવ્યા છે તે બરાબર નથી. 'તાવાન' કાયમ રાખવામાં આવે તો જ શરહબેશીમાં ઘટાડો કરવામાં આવે એવી જે સરત થવાનું મિ. ઇર્વિન કહે છે તે ગલત છે. બિહારના ગવર્નર અને તેમની કાઉન્સિલ મિ. ઇર્વિનની એ વાત માની શકતી નથી."

મિ. ઇર્વિને ફરી તા. ૨૪–૧૦–૧૭ને રોજ એક લેખ લખાવ્યો અને તેમાં મહાત્માજી ઉપર એવો આરોપ મૂક્યો કે પંચની ભલામણો રૈયતને સંભળાવવાની રજા આપનારો ગવર્નરનો એક પત્ર મહાત્માજીએ સબડિવિઝનલ ઓફિસર મિ. લિવિસને વંચાવી દીધો હતો. એજ લખાણમાં બિહારની સરકાર રૈયત તરફ પક્ષપાત બતાવે છે એવો પણ આક્ષેપ કરવામાં આવ્યો હતો. મહાત્માજીએ

મિ. લિવિસને ગવર્નરવાળો પત્ર બતાવી દીધો હતો એ વાત તો તદ્દન બનાવટી હતી.

આગલા એક લેખમાં મિ. ઇર્વિને લખ્યું હતું કે મિ. રેની, જેઓ પંચના એક સભાસદ છે અને ચંપારણ્યમાં પહેલા કલેક્ટર તરીકે કામ કરી ગયા છે તેમણે પોતે જ પોતાની હકુમત વખતે નીલવરોને તાવાન લેવાની સલાહ આપી હતી. એની એજ વાત "Old Champaran" ના તખલ્લુસથી એક બીજા લેખકે છાપામાં છપાવી અને પૂછ્યું, કે જે રેની સાહેબ એક વેળા તાવાન લેવાની સલાહ આપતા હતા તેમણે તાવાનની રકમ પાછી વાળવાની ભલામણ ઉપર કેવી રીતે પોતાની સહી કરી ?

તા. ૨૫-૧૦-૧૭ ને રોજ સરકારી ખુલાસાનો જવાબ વાળતાં મિ. ઇર્વિને લખ્યું કેઃ—"મારા આક્ષેપ સાચા છે કે ખોટા એ બાબતનો નિર્ણય કરતા પહેલાં, જે લોકો એ વિષે સર્વાંશે જાણકાર હોય તેમને—અર્થાત્ તુરકૌલિયા કોઠી અને પિપરા કોઠીના મેનેજર, જેઓ ત્યાં હાજર હતા અને જેમણે મારી તથા મિ. રીડ વચ્ચેની વાતચિત સાંભળેલી છે તેમને કાંઈ પૂછવામાં આવ્યું છે ?"

તા. ૨-૧૧-૧૭ ને રોજ મિ. જેમ્સને 'સ્ટેટસમૅન'માં એક લાંબો પત્ર પ્રકટ કર્યો. તેમાં તેણે પંચના કામકાજ વિષે સખ્ત ટીકા કરી અને લખ્યું કે પહેલાં મિ. રેનીની સલાહથી જ તાવાનની રકમ ઉઘરાવવામાં આવી હતી. વિશેષમાં તેણે ઉમેર્યું કે સર એડવર્ડ બેકરે, ઇ. સ. ૧૯૦૯ માં, મિ. ગુરલેના રીપોર્ટ પછી નીલવરોને મળી, ગળીની કિંમતમાં વધારો કરાવી સૌના મનનું સમાધાન કર્યું હતું. તેજ પ્રમાણે આ વખતે પણ સરકારે બહુ આડંબર ન કરતાં નીલવરોને સમજાવી થોડાઘણા ફેરફાર કરાવી લીધા હોત તો ધીમે

સામે બધું થાળે પડી જાત. પણ સરકારને એ સીધી વાત ન સૂઝી. વગર ફોકટનું પંચ નીમ્યું અને મિ. ગાંધીને ચળવળ કરતાં અટકાવવાને બદલે તેને ઉત્તેજન આપ્યું. આ બધી વાત પરથી ચોખ્ખું જણાઈ આવે છે કે સરકાર નીલવરોને ન્યાય આપવા નારાજ છે અને તેથી કરીને નીલવરોનો વિશ્વાસ સરકાર પરથી ઉડી જાય એ સ્વાભાવિક છે.

રૈયતને સહજ ન્યાય મળવાનો પ્રસંગ આવતાં નીલવરો સરકારની પ્રમાણિકતા વિષે કેવો શક લાવતા અને કેવી કેવી મુંઝવણો ઉભી કરતા તે ઉક્ત લખાણો પરથી જોઈ શકાશે. સરકાર જ્યારે રૈયતને શાંતિ આપવાનો પ્રયત્ન કરતી ત્યારે નીલવરો રૈયતમાં અશાંતિ પેદા કરવાનો સરકાર ઉપર આરોપ મૂકતાં શરમાતા ન હતા.

તાવાન વિષે મિ. ઇર્વિને જે નાકું પકડયું હતું તે તેની ચોખ્ખી ભૂલ અથવા તો ગેરસમજ હતી એમ પાછળથી તેને પોતાને જ કબૂલ કરવાનો પ્રસંગ આવ્યો. સરકારે મિ. ઇર્વિનના આક્ષેપો સંબંધે બરાબર તપાસ ચલાવી. પિપરા કોઠીના મેનેજર મિ. નોર્મન, જેઓ એ વાતચિત વખતે હાજર હતા અને મિ. ઇર્વિને પણ જેમનું સૂચન કર્યું હતું તેમણે તા. ૨૭–૧૦–૧૭ ના એક પત્રમાં લખ્યું કે:—"મારી યાદદાસ્ત પ્રમાણે હું માનું છું કે પંચની જે બેઠકો દરમિયાન હું હાજર હતો તેમાં તાવાન વિષે બિલકુલ વાત થઇ નથી. તાવાનનું નામ સરખું પણ નથી લેવાયું. અલબત્ત હું એટલું તો સમજતો હતો કે સેંકડે ૨૫ ટકા તાવાનના પાછા અપાવવાની પંચ સલાહ આપશે. બેતિયામાં પંચની બેઠક મળી તે પહેલાં જ, પંચ એવી ભલામણ કરવા માગે છે એમ મને એક વાતચિત દરમિયાન કહેવામાં આવ્યું હતું. હું ધારું છું કે મિ. હિલ (તુરકૌલિયા કોઠીવાળા

અને મિ. ઇર્વિનને પણ એ વાત કહેવામાં આવી હતી. ગયા ઓગસ્ટ માસમાં રાંચીથી મેં મિ. હિલ અને મિ. ઇર્વિનને એ બાબત એક પત્ર પણ લખ્યો હતો. મેં મિ. સ્લાઇ પાસેથી જાણવા માગ્યું હતું કે શરહબેશી વિષે જે ઠરાવ થાય તેને તાવાન સાથે લેવાદેવા ખરી કે નહીં ? મને ઉત્તર મળ્યો કે શરહબેશી બાબત પંચ ગમે તે નિર્ણય ઉપર આવે, પણ તાવાન વિષેના અભિપ્રાયમાં તો પંચ મક્કમ જ રહેશે.

નીલવરોના પ્રતિનિધિ તરીકે પંચમાં નીમાયેલા મિ. રીડે તા. ૧ લી નવેંબરે લખ્યું કે: "તાવાનને અને શરહબેશીના સેંકડે ૨૬ ટકા ઘટાડાને કંઈ સંબંધ નથી એવી ખાત્રી અપાયાનું મિ. ઇર્વિને જાહેર કર્યું છે તે વાંચી હું બહુ જ આશ્ચર્યચકિત થયો છું. મને બરાબર યાદ છે કે મિ. ઇર્વિને પોતે જ બેતિયામાં મને પૂછ્યું હતું કે તાવાન વિષે કંઇ ઠરાવ કર્યો છે ? આ પ્રશ્ન ઉપરથી એટલું તો ચોખ્ખું જણાઇ આવે છે કે નીલવરો સાથે ચર્ચા માત્ર શરહબેશી પૂરતી જ હતી, તેનું એમને બરાબર ભાન હતું. મેં તેમને તેજ વેળા કહેલું પણ ખરું કે પંચે તાવાનની ૨૫ ટકા રકમ રૈયતને પાછી મળે એવી સલાહ આપવાનું ઠરાવ્યું છે. તે આ વાત સાંભળી બહુજ નારાજ થયા. પણ અંતે તેમણે કહ્યું કે રૈયતને રૂપિયા પાછા આપવા કરતાં તો બેતિયા રાજ્યને એ નાણાં આપી દેવાનું તે વધુ પસંદ કરે. મેં કહ્યું કે પંચે એ બાબતમાં પોતાનો નિશ્ચય કરી લીધો છે એટલે મારાથી હવે તે વિષે કંઇ થઇ શકે નહીં. આ બધી વાત બેતિયામાં જ થઇ હતી. જ્યારે તે રાંચી આવ્યા ત્યારે તો તાવાન વિષે કંઇ વાત જ નથી નીકળી."

મિ. રેનીએ તાવાન વસુલ કરવાની રજા આપી હતી એ વાત મિ. ઇર્વિને, મિ. જેમ્સને તથા એક બીજા નીલવરે વર્તમાનપત્રમાં

ચર્ચી હતી. સરકારે એ બાબતનો ખુલાસો કરવાનું મિ. રેનીને કહ્યું. તેણે એ આક્ષેપનો નીચે મુજબ જવાબ આપ્યો:—

"મને પૂછીને અને મારી રજાથી નીલવરોએ તાવાન વસુલ કર્યું હતું એ વાત સત્ય નથી. જો તેમણે એમ કહ્યું હોત તો કે મારી જાણ છતાં તેમણે તાવાન વસુલ કર્યું અને મેં તેમાં વાંધો ન લીધો તો તે વાજબી ગણાત. ખરું જોતાં તેમણે કોઇએ મારી સલાહ માગી નથી અને મેં એવી કોઈ સલાહ આપી પણ નથી. × × × નીલવરોને અને મારે એ બાબત જે પત્રવ્યવહાર થયો હતો તે મેં સરકારને મોકલી આપ્યો હતો અને સરકાર તરફનો જવાબ પણ મેં નીલવરોને પહોંચાડયો હતો. એક કલેકટર તરીકે મારાથી એ વિષે વધુ કાંઇ થઈ ન શકે, અને ખાનગી રીતે મેં એવી કોઇ સલાહ આપી નથી."

મિ. ઇર્વિનને હવે પોતાની ભૂલ કબૂલ કરવા સિવાય બીજો માર્ગ ન રહ્યો. તેણે તા. ૭–૧૧–૧૭ ના રોજ 'સ્ટેટસમૅન'માં ખુલાસો લખી મોકલ્યો કે:—"મિ. હિલ અને મિ. નોર્મનને પૂછતાં, તાવાન વિષે મેં કહેલી ભૂલ હું જોઇ શકયો છું. પરંતુ હું એટલું તો કહું છું જ કે મેં તાવાનની રકમ પાછી આપવાનું કદિયે કબૂલ નથી કર્યું, અને શરહબેશી ઘટાડવાની શરત પણ એ રીતે એટલે કે તાવાનની રકમ પાછી આપવી નહીં પડે એવી ધારણાથી જ કબૂલ કરી હતી."

પંચના રીપોર્ટથી નીલવરો કેટલા ઉંચાનીચા થયા હતા તે ઉપરના ઉતારાઓ પરથી સ્પષ્ટ જોઈ શકાશે. પંચની ભલામણો વિરુદ્ધ કેટલાયે લેખો અંગ્રેજી પત્રોમાં દરરોજ પ્રકટ થતા રહ્યા. એક એકસ. વાઇ. ઝેડ. નામધારી મહાશયે તો એવી ધમકી પણ આપી કે સરકારની આ પ્રકારની ખટપટથી હવે બેતિયા રાજ્યમાં કોઈ ઇજારો નહીં રાખે. દાર્જીલીંગથી મિ. કેનેથ મેકેન્ઝી નામના એક

મહાશય, જે એકવાર ચંપારણ્યમાં નીલવર તરીકે રહી ગયા હતા તેમણે લખ્યું કે:—" બિહાર સરકારે હિન્દી ભાષામાં જાહેરનામાં બ્હાર પાડી અને અજ્ઞાન રૈયતમાં ફેલાવી નીલવરોની ભારે બેઈજ્જતી કરી છે. આ હિલચાલનું કેવું ભયંકર પરિણામ આવશે એ બાબતનો સર ઈ. ગેઇટને કશો ખ્યાલ નથી. કદાચ કંઇ ખૂનાખરાબી થાય તો તેને માટે ગવર્નર, તેના સાથીઓ અને નામધારી પંચના સભાસદો જ જવાબદાર ગણાશે. પંચના ઠરાવને નીલવરો વગર આનાકાનીએ અથવા મૂંગે મ્હોંડે સ્વીકારી લેશે એમ શું બિહાર સરકાર માને છે ? શું યુરોપિયન ડીફેન્સ એસોશીએશન—ગૌરાંગરક્ષક સભા પોતાની કોમ પરના આ અન્યાય સાંખી લેશે ? હું એ પ્રશ્નોનો સાફ નકારમાં ઉત્તર આપું છું. "

બિહાર પ્લૅંટર્સ એસોસીએશનના મંત્રીને, નીલવરોના વકીલની એ બાબત જે સલાહ મળી હતી તે પણ સ્ટેટસમૅન પત્રમાં પ્રકટ થઇ. સલાહ નીચે મુજબ હતી:—"તીનકઠિયા પદ્ધતિનો જે હક્ક નીલવરો ભોગવતા આવે છે તે નવો કાયદો બનાવી, છીનવી લેવાનો બિહાર સરકારને અધિકાર છે કે કેમ એ સવાલ છે. જે કરાર જુના સ... યથી ચાલતા આવ્યા છે તે બન્ને પક્ષો એકમત થઇ તોડી ... છે. પરંતુ તેમની સલાહ લીધા વિના, કેવળ સરકારી નોટિસ માત્રથી તેમાં કશો ફેરફાર ન થઇ શકે. તાવાનના રૂપિયા વસુલ થયે ત્રણ વર્ષ કરતાં પણ વધારે વખત નીકળી ગયો છે, એટલે તે પાછા લેવા માટે અદાલતમાં દાવો કરવો વ્યર્થ છે. એવી રીતે નીલવરો પાસેથી પૈસા લેવા એ તેમને લૂંટી લઇ રૈયતને આપી દેવા બરાબર છે. "

મિ. મેકેન્ઝીના લેખને ટેકો આપતાં " સોલીસીટર્સ " નામના એક નામધારી મહાશયે લખ્યું કે યુરોપિયન એસોસીએશને તાકીદે

આ સવાલ હાથ ધરવો જોઇએ. આજે ચંપારણ્યના નીલવરોનો વારો છે તો કાલે કોઇ બીજા અંગ્રેજો ઉપર એવી આફત નહીં આવે તેની શી ખાત્રી? બીજા એક મહાશયે મિ. ઈર્વિનની હિમ્મતનાં વખાણ કર્યાં અને બિહાર સરકાર, પંચના સભાસદો તથા મહાત્માજી વિષે ખૂબ સખ્ત લખાણ પ્રકટ કર્યું. એના જવાબમાં Ruat Caelum નામના એક સજ્જને તા. ૭-૧૨-૧૭ ના સ્ટેટસમૅનના અંકમાં એક લાંબો પત્ર પ્રકટ કર્યો અને છટાદાર શૈલીમાં આખી વસ્તુસ્થિતિ રજુ કરી. તેના લેખની મુખ્ય મતલબ આ પ્રમાણે છે:–

"મારી સમજ પ્રમાણે એ બધા લેખોનો માત્ર એક જ અર્થ થઈ શકે અને તે એ જ કે મિ. ગાંધી ચંપારણ્યમાં આવ્યા તે પહેલાં ચંપારણ્યની જે સ્થિતિ હતી તે પાછી ચાલુ કરી દેવી. કારણ કે, (૧) ગળીના વાવેતરમાં રૈયતને નફો થાય છે, (૨) નીલવરો સરસ જમીનદાર છે, (૩) નીલવરો અને તેમના સગાસંબંધીઓ આજે સામ્રાજ્યની ખાતર લડી રહ્યા છે, અને (૪) અમુક નીલવરોએ બેતિયા રાજ્યની ઘણાં વર્ષ ઉપર ભારે સેવા બજાવી છે. આ સર્વ બાબતો વિષે આપણે વિચાર કરીએ. છેલ્લી ચોથી બાબત એવી છે કે જો તે વિષે કોઈ ચંપારણ્યના અનુભવીનો અભિપ્રાય માગવામાં આવે અથવા તો નીલવર સિવાયના બીજા કોઇને પૂછવામાં આવે તો તેને માત્ર એક જ જવાબ મળે કે 'નીલવરોને તેમની સેવાનો પૂરો બદલો મળી ચૂક્યો છે.' ત્રીજા મુદ્દાને આ ચાલુ પ્રકરણ સાથે કંઈ સંબંધ હોય એમ હું નથી માનતો. બીજો મુદ્દો–એટલે કે નીલવરો બહુ સરસ જમીનદાર છે, એની સાથે "જ્યાં સુધી તેમને પોતાને કોઇ જાતનું નુકસાન ન થતું હોય ત્યાં સુધી" એટલા શબ્દો ઉમેરવામાં આવે તો એ મુદ્દો એકે એક માણસ તરત જ કબૂલ

કરી લે. મેં સૂચવ્યા તે શબ્દો સિવાય કેટલાકો "અને એમાં જ નીલવરોનો ખરો સ્વાર્થ છે," એટલો ભાગ ઉમેરાવવા ઇચ્છે છે.

બાકી રહ્યો પહેલો મુદ્દો. રૈયતને ગળી વાવવાથી કેટલો લાભ છે એ સવાલનું તો નીલવરોએ પોતે જ તાવાન ઉઘરાવી, નિરાકરણ કરી વાળ્યું છે. નીલવરો પોતાની સત્તા અને જ્ઞાનનો દુરુપયોગ કરી ઘણી વધારે પડતી તાવાનની રકમ ઉઘરાવી, રૈયતને ગળીના વાવેતરમાંથી છૂટા કરવા તૈયાર છે, પણ રૈયતને આવડી મ્હોટી રકમ આપીને છૂટા થવું પાલવે તેમ નથી અને નીલવરોની સભાએ નક્કી કરેલા ભાવથી ગળી વાવવાનું પણ પોષાય તેમ નથી. પંચે તાવાન વિષે જે ભલામણ કરી છે તે ઘણી ઓછામાં ઓછી હોય એમ અમને ઘણાને લાગ્યું છે."

ઉક્ત પત્ર લખનાર કોઈ એક બહુ પ્રતિષ્ઠિત અંગ્રેજ ગૃહસ્થ છે એમ કેટલાકોનું અનુમાન છે.

નીલવરો માત્ર છાપામાં ખળભળાટ મચાવી શાંત ન થયા. તેમણે બીજી તરફ રૈયત ઉપર મુકદ્દમાઓ ચલાવી રૈયતને દબાવી દેવાનો પ્રયત્ન શરુ કર્યો. એટલામાં સરકારે તા. ૨૯-૧૧-૧૭ ને રોજ 'ચંપારણ્ય એગ્રેરિયન' બિલ ધારાસભામાં રજુ કર્યું.



( ૨૦ )

## ચંપારણ્ય એગ્રેરિયન ઍક્ટ



માન. મિ. મૌડે બિહારની ધારાસભામાં તા. ૨૯ મી નવેંબરે ચંપારણ્ય-એગ્રેરિયન બિલ રજુ કર્યું હતું એ વાત પૂર્વે કહેવાઈ ગઈ છે. એ બિલ રજુ કરતાં મિ. મૌડે પુષ્કળ બાબતો પર પ્રકાશ નાંખ્યો હતો. તેણે છેલ્લાં ૫૦-૬૦ વર્ષનો ગળીનો ઈતિહાસ કહી સંભળાવ્યો, નીલવરો અને રૈયત વચ્ચેના અણબનાવની વિગતો રજુ કરી અને સરકારી પંચોએ કરેલી ભલામણોની ઉપયોગિતા ઠસાવી. નીલવરોને આ બધું કણાની જેમ ખુંચવા લાગ્યું. નીલવરોના એક પ્રતિનિધિ મિ. જે. ડી. રીડ તો એટલા બધા ભડકી ગયા કે તેમને કાઉન્સિલમાં રહેવું અસહ્ય થઈ પડયું. તેઓ રાજીનામું આપી છૂટા થઈ ગયા. તેમનું સ્થાન મિ. જે. વી. જેમ્સને લીધું.

નીલવરોના વકીલ. મિ. પી. કેનેડીને બિહાર સરકારે થોડા વખત માટે એક સભ્ય તરીકે ચુંટી કહાડયા હતા. તેમણે અને મિ. જેમ્સને બિલની સામે વાંધો ઉઠાવ્યો; પણ મિ. મૌડે તેનો વળતો જવાબ આપી બોલતા બંધ કર્યા. આખરે એ બિલ એક ખાસ કમિટીમાં ગયું. તે કમિટીએ બિલમાં થોડો ઘણો ફેરફાર કરી સરકાર આગળ રજુ કર્યું અને તે તા. ૨૦-૨-૧૮ ના ગેઝેટમાં પ્રકટ થયું. તા. ૪ થી માર્ચે મિ. મૌડે ખાસ કમિટીનો રીપોર્ટ રજુ કર્યો; હિંદી સભાસદોએ તેમજ નીલવરો તરફના પ્રતિનિધિ મિ. કેનેડી તથા મિ. જેમ્સને કેટલાક સુધારા સૂચવ્યા. પણ સરકારે લગભગ બધા સુધારા રદ કર્યા.

બિલના પ્રથમના ખરડામાં એક એવી મતલબની કલમ હતી કે જો કોઇ સરકારી અમલદારને, કોઈ જમીનદાર પોતાની રૈયત પાસેથી અબવાબ ઉઘરાવતો જણાય તો તે અમલદાર, રૈયત તરફની કોઇ પણ જાતની ફરિયાદ વિના જ એ બાબત તપાસ ચલાવી શકે અને જો અબવાબ ઉઘરાવવાની વાત સાબીત થાય તો જમીનદારને સજા કરી શકે. ખાસ કમિટીએ આ કલમ રદ કરી. મા. મિ. ટેનરે ફરી વાર એ જ કલમ ઉમેરવાનો આગ્રહ કર્યો. સરકારે, સઘળા સરકારી સભાસદોને પોતપોતાના સ્વતંત્ર અભિપ્રાય આપવાની માગણી કરી. પરિણામે લગભગ બધા જ બિનસરકારી અને થોડા સરકારી સભાસદોએ મિ. ટેનરના ઠરાવ વિરુદ્ધ મત આપ્યો, એટલે એ સુધારો ઉડી ગયો. જેમણે એ રીતે વિરુદ્ધ મત આપેલો તેમનું કહેવું એમ હતું કે બંગાળ ટેનન્સી એક્ટની એક કલમ પ્રમાણે રૈયત જો ફરિયાદ કરે તો જ અબવાબ લેનારને સજા થઇ શકે; ચંપારણની ખાતર એ કલમ બદલાવવાની જરૂર નથી. છેવટે એ જ બેઠકમાં ચંપારણ એગ્રેરિયન ઍક્ટ મંજૂર થયો.

• એ ઍકટની મુખ્ય મતલબ નીચે પ્રમાણે છે:—

(૧) જો માલેક અને રૈયત વચ્ચે એવો કરાર થાય કે જેથી રૈયતને પોતાના માલેકની ખાતર, પોતાના ખેતરમાં અમુક પ્રકારનો જ પાક પકવવો પડે તો તે કરાર રદ ગણવો. પણ જો રૈયતે અગાઉથી પૈસા લીધા હોય અને તે ભરવાના બાકી હોય તો તે પૈસા ચૂકવી દેવા.

(૨) અમુક પ્રકારના પાકમાંથી મુક્તિ આપવાને બ્હાને જો રૈયતનું મહેસુલ વધારવામાં આવ્યું હોય તો સેંકડે ૨૦ ટકા તુરકૌલિયા કોઠીની રૈયતના જતા કરવા અને બાકીની કોઠીની રૈયતના સેંકડે ૨૦ ટકા જતા કરવા. ખેડૂતોના ખાતામાં સરવેખાતું એ બાબત સુધારો કરશે. ખેતીની બાબતમાં, જો કોઈ રૈયત પોતાના માલેકને માટે અમુક પાક પેદા કરવાને બંધાયેલી હશે તો સરવેખાતું રૈયતને તે ફરજમાંથી મુક્ત કરશે અને તેના મહેસુલ બાબત ઉપર કહી તેવી ગોઠવણ કરશે.

(૩) ખેડૂતોના ખાતામાં સુધારા કરવા સરકાર એક ખાસ અમલદાર નીમશે અને તે અમલદારનો હુકમ છેવટનો ગણાશે.

(૪) પોતાના ખેતરની અમુક પેદાશ અમુક ભાવે તોળીને આપવાની ખેડૂત પોતાના માલેક સાથે સરત કરી શકશે, પણ એથી કરીને ખેડૂતની ખેતી ઉપર માલેકનો કોઇ પ્રકારનો હક્ક રહેશે નહીં. આવી સરત ત્રણ વર્ષથી વિશેષ મુદતને માટે નહીં થઈ શકે. સરત પ્રમાણે રૈયત માલ ન આપે તો રૈયત નુકસાનીને માટે જવાબદાર રહેશે પણ અમુક માલ ન નીપજાવવા બદલ તે જવાબદાર નહીં રહે.

આ કાનૂનના પ્રતાપે ચંપારણ્યમાંથી તીનકઠિયા પદ્ધતિ સાવ નીકળી ગઈ. શરહબેશીની રકમમાં પણ ૨૦ થી ૨૬ ટકા સુધીનો ઘટાડો કરવામાં આવ્યો. રૈયતને ખુશ્કી—નીલ પેદા કરવાની છૂટ મળી પણ કોઠીવાળાના દબાણમાંથી તેમને છૂટા કરવામાં આવ્યા. આ

બાબતના ઝઘડા અદાલતમાં ન જાય એવી પણ વ્યવસ્થા કરવામાં આવી.

કોઠીવાળાઓએ જે તાવાનના રૂપીઆ લીધા હતા તેમાંથી ચોથો ભાગ રૈયતને પાછો અપાવવાની પંચે ભલામણ કરી હતી. એ ભલામણ સરકારે મંજૂર રાખી હતી. ૧૮ કોઠીઓએ જે તાવાન વસુલ કર્યું હતું તેમાંથી રૂા. ૧,૬૦,૩૦૧ાા-ાાા જેટલી રકમ બેતિયા રાજ્ય પાસેથી પાછી મળી. બેતિયા રાજ્ય સિવાયનાં બીજાં ગામોમાંથી તાવાનની રકમ પાછી ન મળી શકી. એક કોઠીના માલેકે તાવાન ઉઘરાવ્યા પછી તરત જ પોતાની કોઠી બીજાને વેચી મારી હતી, તેથી આ નવા માલેક પાસેથી તાવાન વસુલ લેવું ઠીક ન લાગ્યું.

વર્ષોનાં વર્ષો સુધી દુઃખ ખમ્યા પછી આ કાનૂનના પ્રતાપે ચંપારણ્યની પ્રજાએ જરા છૂટકારાનો દમ ખેંચ્યો; પરંતુ રૈયતને સદ્ભાગ્યવશ મળેલો આટલો ન્યાય પણ એંગ્લો-ઈન્ડિયન પત્રો સાંખી ન શકયાં. સરકારની ઉદારતામાં તેમને સરકારની દુર્બળતા સિવાય બીજું કંઈ ન દેખાયું. એ કાનૂન અને કાનૂનના અમલ વિષે 'પાયોનીઅર' પત્રે તા. ૧૩ મી માર્ચ ૧૯૧૮ ના અંકમાં લખ્યું કેઃ—

"આમાં નોકરશાહીના ખરાબમાં ખરાબ દોષ જોઇ અમને દુઃખ થાય છે. પહેલેથી છેલ્લે સુધી એમાં હેતુની શૂન્યતા નજરે પડે છે. પોતાની હંમેશની ટેવ પ્રમાણે સરકારનું દફતરખાતું (Secretariate) બધી વાત ખાનગી રાખે છે, કાયદેસર રજુ થયેલી સૂચનાઓ પર વિચાર કરવાની ના પાડે છે, પણ જ્યારે રજુ કરનાર પક્ષ પોતાની શક્તિ અને ઇચ્છાબળથી સરકારને તંગ કરે છે ત્યારે એ સૂચનાઓ સ્વીકારી લે છે. બધી વાતો ખાનગી રાખવાનો અને

બને ત્યાં સુધી લંબાવવાનો પોતાનો અર્થ સરતો હોય ત્યાં સુધી સ્થાનિક અમલદારોના અભિપ્રાયો પર સરકાર વિશ્વાસ બતાવે છે; પણ તે વિરોધી અને અડચણરૂપ થતાં જ તેને ઠોકરે ઉડાવે છે. બે પક્ષો વચ્ચેના વિવાદગ્રસ્ત વિષયને બને ત્યાં સુધી સરકાર અળગો જ રાખે છે અને જ્યારે ખૂબ સંકડામણમાં આવે છે ત્યારે જ તે હાથ ધરે છે અને એક યા બીજા પક્ષને અન્યાય કરી દે છે—આ બધા હાલની સરકારના સામાન્ય દોષો છે."

એંગ્લો-ઇન્ડિયન પત્રોમાં એવી ટીકા અને ટીપ્પણીઓ થાય એ સ્વાભાવિક છે. સરકારે ચંપારણ્યની રૈયતનાં દુઃખ પદ્ધતિસર ટાળવાનો આ પથમ જ પ્રયત્ન કર્યો હતો. મહાત્માજી જેવા વિશ્વ-વિખ્યાત સંતપુરુષે આ પ્રકરણ હાથમાં લીધું ન હોત તો આટલી સફળતા ભાગ્યે જ મળી શકી હોત. અલબત્ત, નવા કાનૂન અને સુધારાથી અંગ્રેજ નીલવરો અને તેમની પીઠ થાબડનાર એંગ્લો-ઇન્ડિયન પત્રોના મિથ્યાભિમાનને જરૂર ધક્કો લાગ્યો હશે, પણ ચંપારણ્યની પીડિત પ્રજાનાં સુખસ્વાતંત્ર્ય અને અંતરના આશીર્વાદનો વિચાર કરતાં, નીલવરોની અને વિરોધી છાપાંઓની એ ચળવળ કંઈ જ બિસાતમાં નથી.



( ૨૧ )

# સ્વયંસેવકોની સેવા



મહાત્માજી કહે છે કે ચંપારણ્યની પ્રજાનાં બધાં દુઃખોનું મૂળ તેમની અજ્ઞાનતા છે; જ્યાં સુધી પ્રજા પોતે માનસિક ઉન્નતિ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી બ્હારની કોઈ શક્તિ તેનો ઉદ્ધાર ન કરી શકે. તેઓ શરૂઆતથી જ આ સિદ્ધાંત ઉપદેશી રહ્યા હતા. જો કે હિંદુસ્થાનને માટે એ સિદ્ધાંત કંઇ નવીન નથી, પરંતુ ચંપારણ્યમાં તો હરેક પળે તેનો અનુભવ થાય છે.

ચંપારણ્યની પ્રજા બહુ જ પામર છે. મહાત્માજી કહેતા કે ઉપલક દુઃખો ભલે આપણે ટાળવાનો પ્રયત્ન કરીએ પણ પ્રજા પોતાની મુક્તિ કાયમ નિભાવી નહીં શકે, એક યા બીજી રીતે તે પરાધીનતાના પંઝામાં સપડાઇ જવાની. મહાત્માજીના પધારવાથી પ્રજામાં

એક વિચિત્ર પ્રકારની સ્વતંત્રતા અને નિર્ભયતા આવી હતી, પણ તે કાયમ રહેશે કે કેમ એ એક મ્હોટામાં મ્હોટો પ્રશ્ન હતો. તેની રહેણીકરણીમાં ઘણી સુધારણા થવાની જરૂર હતી. ગામમાં અને રસ્તાઓ ઉપર પણ જ્યાં જુઓ ત્યાં ગંદકી, ગંદકી ને ગંદકી જ નજરે તરે! લોકોમાં એટલો સંપ કે ઉત્સાહ પણ ન મળે કે બધા એકત્ર થઇ ગામનો એક ન્હાનો શો માર્ગ પણ જાતે સુધારી લે. કમનસીબે જો કોઈ રોગચાળો ચાલે તો એકે એક આખું ગામ પાયમાલ થઈ જાય; એ અસહાય અને અનાથ પ્રજાને માટે દવાનો પણ પૂરો બંદોબસ્ત ન મળે. જ્યાં સુરિયામ રસ્તા ઉપર અને ઘર પાસે ગંદકી ઉભરાતી હોય ત્યાં દવાનું તો સૂઝે જ કોને?

એટલા માટે મહાત્માજીએ નિર્ણય કર્યો કે આ લોકો ઉપરના જુલમો ઓછા કરાવવા માત્રથી દહાડો નહીં વળે, તેમને કેળવવા માટે એટલો જ ભગીરથ પ્રયત્ન કરવો જોઈએ. પંચનું કામ શરુ થયું તે પહેલાં જ તેમણે આ અજ્ઞાન રૈયતમાં કેળવણીનો પ્રચાર કરવા કેવા સ્વયંસેવકોની જરૂર પડશે એ વિષય પોતાના બ્હારગામના મિત્રો સાથે ચર્ચ્યો હતો. પંચનું કામ પૂરું થતાં જ તેઓ આરોગ્ય અને કેળવણીનો સવાલ હાથ ધરવા માગતા હતા. સ્વયંસેવકો વિષે તેમણે પોતાના એક મિત્ર ઉપર લખેલું કે:—"સ્વયંસેવકોએ બહુ મહત્વનું અને સ્થાયી કામ કરવાનું છે અને અમારા આ યજ્ઞની એ છેલ્લામાં છેલ્લી અતિ આવશ્યક પૂર્ણાહુતિ ગણાશે. અમને એવા સ્વયંસેવકોની જરૂર છે કે જેઓ પુખ્ત ઉમ્મરના, વિશ્વાસપાત્ર અને મહેનતુ હોય; વખત આવ્યે હાથમાં કોદાળી અને પાવડો લઇ નવા રસ્તા બનાવી દે, જૂના રસ્તાનો જીર્ણોદ્ધાર કરી નાંખે, ગામનો ગંદવાડ સાફ કરવા મંડી પડે, અને રૈયત તથા જમીનદારો વચ્ચેના વ્યવહારમાં રૈયતને ખરો માર્ગ દર્શાવે. જો આ પ્રમાણે માત્ર ૭ મહિના કામ ચાલે તો

મારી ખાત્રી છે કે માત્ર રૈયતનું જ નહીં, પણ સ્વયંસેવકોનું અને દેશનું પણ ભારે કલ્યાણ થઇ જાય."

પંચનું કામકાજ પૂરું કરી મહાત્માજીએ આ દિશામાં ધ્યાન આપ્યું. તેઓ મુંબઈથી આવ્યા ત્યારે પોતાની સાથે થોડા સ્વયંસેવકો લઇ આવ્યા હતા. કેળવણીપ્રચારના કાર્યમાં નીલવરો મદદ કરે એવી તેમની ઇચ્છા હતી. તમામ કોઠીઓ પોતપોતાનાં ગામોમાં એક અથવા વધારે નિશાળ ખોલે તો ઠીક એમ ધારી એ સંબંધે પ્રયત્ન પણ કર્યો. પણ કોઠીવાળા તેમાં સમ્મત ન થયા. છેવટે નીલવરો જગ્યા ન આપે તો બીજી સગવડ પડતી જગ્યાએ પાઠશાળા ખોલવાની યોજના કરી. મોતિહારીથી લગભગ ૨૦ માઇલ ઉપર બડહરવા લખનસૈન ગામ છે, અને તે બેતિયા રાજ્યની હકુમતમાં આવી જતું હોવાથી કોઠીવાળાની સત્તા ચાલતી નથી; ત્યાં એક પાઠશાળા ચાલુ કરવાનો ઠરાવ કર્યો. ત્યાંના એક સ્થાનિક સજ્જન બાબુ શિવગુલામલાલે પોતાનું એક સરસ મકાન અને બીજી જાતની અનુકૂળતાઓ આપવાની તત્પરતા દર્શાવી. એટલે તા. ૧૩–૧૧–૧૭ ના રોજ ચંપારણ્યમાં મહાત્માજીએ પહેલવહેલી પાઠશાળા ખુલ્લી મુકી. ત્યાં મુંબઇવાળા શ્રીયુત બબન ગોખલે, તેમનાં વિદૂષી ધર્મપત્ની શ્રીમતી અવન્તિકાબાઇ ગોખલે તથા મહાત્માજીના ન્હાના પુત્ર શ્રીયુત દેવદાસ ગાંધી રહેવા લાગ્યાં. થોડા દિવસ પછી સાબરમતી સત્યાગ્રહાશ્રમમાંથી શ્રીયુત છોટાલાલજી તથા સુરેંદ્રજી નામના બે સ્વયંસેવકો પણ આવ્યા, અને પાઠશાળામાં રહી કામ કરવા લાગ્યા. શ્રીયુત બબન ગોખલે વિલાયતમાં જઇ ઇંજીનીઅરીંગનો અભ્યાસ કરી આવેલા એક ગૃહસ્થ છે, અને તેમનાં પત્ની પણ વિલાયતની મુસાફરી કરી આવેલાં છે. શ્રીમતી અવન્તિકાબાઇ ચંપારણ્યમાં આવ્યાં તે પહેલાં મુંબઇ પ્રાંતમાં પણ કેળવણીપ્રચારનું જ કામ કરી રહ્યાં હતાં.

તા ૨૦-૧૧-૧૭ ને રોજ ભિતહરવા ગામમાં પણ એક બીજી પાઠશાળા ખોલવામાં આવી. આ ગામ નેપાળની તળેટી પાસે અને બેતિયાથી લગભગ ૪૦ માઈલના અંતરે છે. બેલવા કોઠી અહીંથી સાવ નજીક પડે છે. ભિતહરવા ગામમાં એક ન્હાનું મંદિર છે. તેમાં એક બાવાજી રહે છે અને મંદિર ખાતે ધર્માદામાં થોડી જગ્યા પણ છે. બાવાજીએ પેલી જગ્યાનો થોડો ભાગ પાઠશાળા માટે કાઢી આપ્યો એટલે ત્યાં જ ઝુંપડું ઉભું કરી પાઠશાળાનું કામ શરુ કરી દીધું. અહીં બેલગાંવવાળા વકીલ શ્રીયુત સદાશિવ લક્ષ્મણ સોમન, ભાઈ બાલકૃષ્ણ યોગેશ્વર પુરોહિત તથા મહાત્માજીનાં ધર્મપત્ની શ્રીમતી કસ્તુરબા અને ડૉ. દેવ ઇત્યાદિ રહેવા લાગ્યાં.

એ જ રીતે મધુવનના પ્રસિદ્ધ શેઠ ધનશ્યામદાસજીની મદદથી તેમના મકાનમાં તા. ૧૭-૧-૧૮ ને રોજ મહાત્માજીના પ્રમુખપણા નીચે સભા ભરી એક વધુ પાઠશાળા ઉઘાડવામાં આવી. અહીંઆ સત્યાગ્રહ આશ્રમવાળા ભાઇ નરહરિ દ્વારકાદાસ પરીખ, તેમનાં પત્ની શ્રીમતી મણિબ્હેન, મહાત્માજીના મંત્રી શ્રીયુત ભાઈ મહાદેવ હરિભાઈ દેસાઈ, તેમનાં પત્ની શ્રીમતી દુર્ગાબ્હેન, અને પુના મહિલા આશ્રમવાળા શ્રીયુત દિવેકર મહાશયનાં બ્હેન શ્રીમતી આનંદીબાઇ રહેવા લાગ્યાં. થોડા દિવસ સુધી ધુળિયાવાળા શ્રીયુત વિષ્ણુ સીતારામ રણદિવે અપ્પાજી અને પ્રો. કૃપાલાનીજી પણ રહી ગયા. શ્રીયુત કૃપલાનીજીને ચંપારણ્યમાં એક વાર જેલજાત્રા પણ કરવી પડી હતી.*

---

* પ્રો. કૃપલાની વિષે ભાઈ નરહરિ દ્વા. પરિખ પોતાના એક લેખમાં નીચે પ્રમાણે લખે છે:—

" ચંપારણમાં કામ કરવા મહાત્માજીને જે સ્વયંસેવકો મળેલા તેમાં તજ બિહારના ઉપરાંત ગુજરાત અને મહારાષ્ટ્રના જ સ્વયંસેવકો હતા. તેમાં

ખુદ બિહારના સ્વયંસેવકોની સંખ્યા ઘણી નજીવી ગણાય. બાબુ ધરણીધર તેમનાં ધર્મપત્ની સાથે મધુવનની પાઠશાળામાં છ મહિના સુધી રહી ગયા હતા.

---

અધ્યાપક કૃપલાની સિંધી હોઇ અપવાદ હતા. પણ હું તો તેમને ચંપારણ્યના કામ પૂરતા તો બિહારના જ સ્વયંસેવક ગણું છું. તેઓ મુઝફ્ફરપુર કૉલેજમાં ઈતિહાસના અધ્યાપક હતા, અને મહાત્માજી પ્રથમ ચંપારણ્ય ગયા ત્યારે મુઝફ્ફરપુરમાં તેમને ત્યાં ઉતરેલા. મહાત્માજીને પોતાને ત્યાં ઉતારો આપ્યા પછી થોડા જ દિવસમાં તેમને રાજીનામું આપવાની ફરજ પડી હતી. ત્યાંથી જ તેઓ મોતિહારી ગયા અને મહાત્માજી સાથે કામ કરવા લાગ્યા. એક વખત મોતિહારીમાં મહાત્માજીનું સરઘસ નીકળ્યું તેમાં એ ઘોડેસ્વાર થએલા. સામેથી કોઈ ગોરા અમલદારની મોટર આવી તેથી ઘોડો ભડકયો. આ મોટરથી બીધેલી એક ડોશી દોડતાં દોડતાં બાજુએ પડી ગઇ. પ્રોફેસરના ઘોડાએ તોફાન કર્યું તેમાં આ ડોશીને વાગ્યું એમ ગોઠવી પ્રોફેસર ઉપર પોલિસે બેદરકારીથી હાંકવાનો આરોપ મૂકી કેસ કર્યો. આમાં પેલી ડોશીને તો નહીં વાગેલું પણ પ્રોફેસરને ઘોડા ઉપરથી પડી જવાથી પગે સખ્ત ઇજા થએલી. ત્યારથી પ્રોફેસર એક ખુરસી નાંખી બંગલાના બારણા આગળ બેસી રહેતા. લોકોની ખૂબ ગર્દીથી કંટાળી મહાત્માજીએ માળ ઉપર અગાશીમાં પોતાની બેઠક રાખેલી. નકામી નકામી ફરિયાદો કરવા આવનાર રૈયતને ધમકાવીને પ્રોફેસર સ્વાવલંબનનાં વ્યાખ્યાનો આપે. લોકો દર્શન માટે બહુ જ આગ્રહપૂર્વક માગણી કરે ત્યારે દર્શન સે કયા હોગા? દર્શન કર કર તો દેશકી ખરાબી હો ગઇ, અબ મર્દ બનો. મહાત્માજી કહેતે હૈ યહ કરો, આમ સમજાવે અને જરા કડકાઇથી કહે પણ તેમની મુદ્રામાં અને વચનમાં રહેલો પ્રેમ સમજી જઇને લોક તેમની માફી માગતા. આમ સાજા થતાં સુધી પ્રોફેસરે દ્વારપાલનું જ કામ કર્યું છતાં એમના જેવા કડક દ્વારપાલને હરાવનારા પણ કોઇ કોઇ મળતા. જેને કંઈ ફરિયાદ હોય તે નોંધવાનું કામ ત્યાંના એક વકીલ બાબુ જનકધારીપ્રસાદ કરતા. મહાત્માજીની ખાસ સલાહ લેવા જેવું હોય તો જ ફરિયાદીને તેમની પાસે લઈ જવામાં આવે એમ રાખ્યું હતું. પણ એક જણ તો ધરણું ધારણ કરીને બેઠો કે 'મારે તો મારી ફરિ-

ઉપર કહ્યા તે સ્વયંસેવકો ઉપરાંત સત્યાગ્રહ આશ્રમ-( સાબરમતી ) વાળા શ્રીયુત વ્રજલાલ બીમજી રૂપાણી, કાઠિયાવાડ-ના શ્રીયુત પ્રાણલાલ પ્રભુરામ યોગી તથા સારન જીલ્લાના શ્રીયુત રામરક્ષ બ્રહ્મચારી અને બાબુ શ્યામદેવ સહાય પણ જૂદી જૂદી પા-ઠશાળાઓમાં કામ કરી રહ્યા હતા. પગારદાર શિક્ષકોની જરૂર પડતાં તેની વ્યવસ્થા પણ પાછળથી કરવામાં આવી હતી.

---

યાદ મહાત્માજીને જ સુણાવવી છે.' કેમે કર્યો સમજે નહીં. એણે તો ધૂન ચલાવી " ગાંધીજીકા બબુઆ જીવો હો રામ, મેરા મુકદમા સુનો હો રામ. " પ્રોફેસર તો હાર્યા જ પણ આને કઢાડવા તો છેવટે મહાત્માજીને પણ થાકીને નીચે ઉતરવું પડયું. કેવળ દર્શનને માટે આવેલા ઘણા લોકો કુળીઆની બહાર બેસી રહેતા-કારણ, કામ વિના તો પ્રોફેસર તેમને કુળીઆમાં બેસવા દેતા જ નહીં અને મહાત્માજી જ્યારે સાંજે ફરવા નીકળે ત્યારે દર્શન કરી પોતાને કૃતાર્થ થયા માનતા. અમારામાંથી જ્યારે જ્યારે કોઇને પળવાર મળે ત્યારે તે પ્રોફેસર પાસે જઇને બેસતો. ઇતિહાસ ઉપર તેમણે ખૂબ વિચારેલું છે. એટલે ઐતિહાસિક ઘટનાઓનાં રહસ્ય, ઐતિ-હાસિક કલ્પનાતરંગો, અને બીજી અનેક મીઠી મીઠી વાતો સાથે તેમની પાસે હમ્મેશાં મીઠી મીઠી શેરડી ચૂસવાની પણ મળે. કારણ એ ખુરસી પર બેઠા બેઠા વાંચતા ન હોય કે રૈયતને વ્યાખ્યાન ન આપતા હોય ત્યારે શેરડી જ ચૂસતા હોય. વાંચકોની જીજ્ઞાસા તૃપ્ત કરવા અહીં જણાવી દઉં કે ઘોડો હાંકવાવાળા મુકદમામાં પ્રોફેસરનો રૂ. ૨૫ દંડ અને દંડ ન આપે તો પંદર દિવસની આસનકેદની સજા થઇ હતી. પ્રોફેસર ઉપર આરોપ જો કે જુદો હતો પણ ત્યાં કામ કરતા સ્વયંસેવકોને સતાવવા અથવા ડરાવવાના ઉદ્દેશથી આ મુકદમો મંડાએલો હોઇ પ્રોફેસરનું જેલમાં જવાનું તેમના ત્યાંના કામના અંગે જ થયું ગણાય. ચંપારણ્યના કામમાં પ્રોફેસરનો સૌથી મહત્વનો ફાળો તો તેમણે મુઝફરપુર કોલેજમાં પાડેલી વિદ્યાર્થીઓ ઉપરની અસર હતી. તેમના હાથ નીચે ભણી ચૂકેલા વિદ્યા-ર્થીઓમાંથી ઘણા સ્વયંસેવકો ત્યાં મળ્યા હતા.

( યુગધર્મ પુ૦ ૧-અંક ૨ જો )

આ પાઠશાળાના ઉદ્દેશ અને તેની પઠનપાઠન શૈલી વિષે મહાત્માજીએ એક સરકારી અમલદારને નીચે પ્રમાણે જણાવ્યું હતું:—

" હું જે નિશાળો ખોલી રહ્યો છું તેમાં બાર વર્ષથી ન્હાની ઉમરના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. વધારેમાં વધારે વિદ્યાર્થીઓ એકઠા કરવા અને તેમને બધી વાતનું કામપૂરતું જ્ઞાન આપવું; એટલે કે હિંદી અને ઉર્દુ સરસ આવડે અને તે જ ભાષામાં હિસાબ, ઇતિહાસ તથા ભૂગોળનાં મૂળ તત્વો સાથે વિજ્ઞાનના સાદા સિદ્ધાન્તો અને થોડી ઔદ્યોગિક માહિતી મળે એવો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. એને માટે કોઈ તૈયાર ઘડી કાઢેલા અભ્યાસક્રમની જરૂર નથી, કારણકે હું એક નવા જ માર્ગે ચાલી રહ્યો છું. મને અત્યારની ચાલુ શિક્ષણપદ્ધતિમાં શ્રદ્ધા નથી, હું તે નાપસંદ કરું છું. એ પદ્ધતિ ન્હાનાં બાળકોની માનસિક શક્તિ અને નૈતિક શક્તિ ખીલવવાને બદલે ઉલટી દાબી દે છે. હું મારા પ્રયોગમાં તે પદ્ધતિના બધા ગુણ લઇ લઈશ અને દુર્ગુણોથી અળગા રહેવાની હરેક કોશિશ કરીશ. બાળકો, સારાં કેળવાયેલાં અને દૃઢ ચારિત્ર્ય બળવાળાં સ્ત્રી–પુરુષોનાં સમાગમમાં રહે એ વાતનું મુખ્ય લક્ષ રાખવામાં આવશે, અને એજ ખરી કેળવણી છે એમ હું માનું છું. અક્ષરજ્ઞાન એ ઉદ્દેશ સાધવામાં એક સાધનરૂપ ગણાશે. આજીવિકાનું એક વધુ સાધન મેળવવા માગતાં હશે તેવાં બાળકો અને બાળિકાઓ માટે ઔદ્યોગિક શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવશે. અહીં અમારી પાસે ભણ્યાગણ્યા પછી તેઓ પોતાનો વંશપરંપરાનો ધંધો છોડી દે એમ અમે નથી ઇચ્છતા; પણ ઉલટું તેઓ પોતાના ખેતીવાડીના ધંધામાં અને ખેડૂત જીવનમાં એ ભણતરનો વધારે સારો ઉપયોગ કરે એ જ અમારી ઇચ્છા છે. અમારા શિક્ષકો પુખ્ત ઉમરના પુરુષોના જીવનપર પણ અસર કરશે અને બનશે તો સ્ત્રીઓમાં પણ સંસ્કાર નાંખશે. ઉમર લાયક માણસોને આરોગ્ય-

રક્ષાનું સામાન્ય જ્ઞાન આપવામાં આવશે અને એકસંપીથી જાહેર હિતનાં કામો જેવાં કે સરિયામ માર્ગોનો જીર્ણોદ્ધાર તથા કુવાનાં ખોદાણુ કામ શી રીતે થઈ શકે તે બતાવશે. અમારી શાળામાં હંમેશાં કેળવાયેલાં સ્ત્રીપુરુષો જ કામ કરશે, અને તેથી બની શકશે તો તેઓ જાતે દવા વગેરેની વૈદકીય સહાયતા પણ રૈયતને પહોંચાડતાં રહેશે. "

એ ઉદ્દેશ પ્રમાણે બળહરવા પાઠશાળામાં ગોખલે મહાશયની દેખરેખ નીચે લગભગ ૧૪૦ બાળકોને કેળવણી મળવા લાગી. શ્રીમતી અવન્તિકાબાઈ ગોખલે ૪૦ બાળિકાઓ અને સ્ત્રીઓને કેળવવા લાગ્યાં. અહીં બાળકોને વણાટનું શિક્ષણ પણ આપવામાં આવતું. કુવા સાફ રાખવા તથા રસ્તા સુધારવા વિષે ગામના માણસોને તાલીમ અપાતી. શ્રીયુત ગોખલે તથા શ્રીમતી અવન્તિકાબાઇ જાતે કચરો ઉપાડવાનું કામ કરતાં હતાં તેથી લોકો ઉપર તેની ભારે અસર થવા પામી. બાળકોને કેવી રીતે નવરાવવાંધોવરાવવાં એ વિષય. પણ સ્ત્રીઓને સમજાવવામાં આવતો. આ પાઠશાળા હજીયે કાયમ છે.

ભિતહરવા પાઠશાળા જે પ્રદેશમાં સ્થપાઇ છે તે પ્રદેશ સાવ અજ્ઞાન છે. ત્યાંની હવા પણ સારી નથી. તેથી વિદ્યાર્થીઓની સંખ્યા ૪૦ થી આગળ ન વધી. પણ ડૉકટર દેવે દવાઓ આપીને તથા સફાઇ સંબંધી કેળવણી આપીને લોકો ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે. પાઠશાળા સ્થપાયા પછી થોડા જ વખતમાં એકવાર મધ્યરાત્રે ઝુંપડામાં આગ લાગી અને જોતજોતાંમાં તે બળીને રાખ થઈ ગયું. તે વખતે ડૉ. દેવ, શ્રીયુત સોમનજી, શ્રીયુત અપ્પાજી તથા શ્રીમતી કસ્તુરબા ત્યાં રહેતાં હતાં. પણ પાઠશાળાનું ઝુંપડું ગામ કે વસ્તિથી થોડું દૂર હોવાથી વખતસર મદદ ન પહોંચી શકી. ડૉક્ટર દેવના માનવા પ્રમાણે કોઇએ ઇરાદાપૂર્વક આગ સળગાવેલી હોવી

જોઇએ. પરંતુ એ બાબત વધુ ચોળીને ચીકણી કરવાથી કંઇ લાભ ન હતો તેથી વધુ વખત નહીં ગુમાવતાં ડૉક્ટર દેવ, શ્રીયુત સોમનજી તથા અપ્પાજીએ મળી એક પાકું મકાન ઉભું કરવાની તૈયારી કરી અને થોડા દિવસોમાં ઇંટના રોપણા માથે ઉપાડી એક મકાન ઉભું કરી વાળ્યું. આ મકાન હજી કાયમ છે.

બીજી વાર સ્વયંસેવકોની જે ટુકડી આવી તેમાં મહારાષ્ટ્રના શ્રીયુત નારાયણ તમ્માજી કાટગોડે અથવા પુંડરિકજી અને શ્રીયુત એક-નાથ વાસુદેવ ક્ષીરે નામના બે સ્વયંસેવકો હતા. તેઓ ભિતર-હવા પાઠશાળામાં ભારે નિર્ભયતાપૂર્વક કામ કરવા લાગ્યા. બિહાર સરકારથી ભાઇ પુંડરિકની સ્ફુર્તિ સહન ન થઇ શકી એટલે સરકારે ભારતરક્ષા કાનૂનનો આશરો લઇ ભાઇ પુંડરિકને પ્રાન્તની બહાર ચાલ્યા જવાની ફરજ પાડી.* ભાઇ પુંડરિકની પછી શ્રીયુત શંકર દેવ નામના બીજા એક મહારાષ્ટ્રીય ગ્રેજ્યુએટ આવ્યા અને તેઓ પણ થોડા મહિના સુધી અહીં રહી કામ કરી ગયા.

મધુબન પાઠશાળામાં પહેલી ટુકડીએ ભારે મહેનત લઇ લગ-ભગ ૧૦૦ થી વધુ વિદ્યાર્થીઓને તાલીમ આપી. પાઠશાળાની સાથે એક કન્યાશાળા પણ ચાલુ જ હતી અને તેમાં શ્રીમતી આનંદી-બાઇની દેખરેખ નીચે લગભગ ૪૦ બાળિકાઓ અભ્યાસ કરતી. પહેલી ટુકડીની મુદત પૂરી થતાં તેમનું સ્થાન બીજી ટુકડીએ લીધું. તેમાં શ્રીયુત એકનાથ વાસુદેવ ક્ષીરે તથા સારણ જીલ્લાના શ્રીયુત શ્યામદેવ

* ભાઈ પુંડરિકે મહાત્માજીએ સોંપેલા કામ ઉપરાંત રૈયતના માંહો-માંહેના કજીઆ પતવવાનું કામ પણ ઉપાડી લીધું અને તેમાં બહુ સફળતા મેળવી. આથી રૈયત ઉપર તેમની સરસ છાપ પડી હતી, અને તેમનો તેનાપર કાબૂ પણ ભારે હતો. બિહાર સરકારે તેમને હદપાર કરી તેમના કામની કદર બૂઝી. બિહારની પ્રાન્તિક પરિષદે તેમને અભિનંદન આપ્યું.

નારાયણજી વગેરે ભાઇઓએ થોડા મહિના બરાબર કામ ચલાવ્યું. આ પાઠશાળાના ખર્ચનો લગભગ બધો ભાર શેઠ ઘનસ્યામદાસે પોતાને માથે લઇ લીધો હતો. પણ કમનસીબે આજે તે પાઠશાળા બંધ થઈ ગઇ છે.

ઉપર કહેવામાં આવ્યું તેમ શાળાઓમાં હિન્દી તથા ઉર્દુ મારફત શિક્ષણ અપાતું. કોઇ કોઇ વાર મહાત્માજી પોતે શાળામાં આવી જાતે તપાસ કરતા અને કંઇ ખામી દેખાય તો તે સુધારવાની સલાહ આપતા. ડૉ. દેવ પણ પ્રસગોપાત શાળાઓ તપાસવા નીકળતા અને ઠેકઠેકાણે સ્વચ્છતા વિષે ભાષણો આપી દર્દીઓને દવા આપતા. સ્વયંસેવકોની પહેલી ટુકડીએ લગભગ છ મહિના ચંપારણ્યમાં રહી કામ કર્યું. પરંતુ એટલી ટુંકી મુદતમાં તેમના કામની અસર કેવળ પાઠશાળાના વિદ્યાર્થીઓ ઉપર જ નહીં, પણ મહાત્માજીએ મૂળથી આશા રાખી હતી તેમ આસપાસની તમામ રૈયત ઉપર પડી, અને તે એટલે સુધી કે ઓઝલમાં રહેનારી સ્ત્રીઓ પણ એ અસરથી ન બચી. જો એ રીતે થોડા દિવસ કામ ચાલ્યા કર્યું હોત તો માત્ર ચંપારણ્ય જ નહીં પણ બિહારના બીજા જીલ્લાઓ પણ ઘણે અંશે સુધરી ગયા હોત.

ઉપર જે હકીકત આપી છે તે ઉપરથી કોઇએ એમ ન સમજી લેવું કે મહાત્માજીએ પંચનું કામકાજ પતાવ્યા પછી જ આ કેળવણીનું કામ હાથ ધર્યું હશે. ખરું જોતાં તેમણે બિહારમાં પગલાં કર્યાં તે દિવસથી જ આ કામનું મંડાણ એક રીતે થઈ ચૂકયું હતું. મહાત્માજીના થોડા વખતના પરિચયથી જુના સંસ્કાર અને જુની દૃષ્ટિ એકદમ પલટાઇ જતી. તેઓની આગળ એક નવું જ જગત ખડું થતું અને જીવનમાં નવું બળ ઉભરાતું. જ્યારે મહાત્માજી તેમના સાથીઓ સાથે સ્વરાજ્ય વિષે વાર્તાલાપ કરતા ત્યારે તેઓ કહેતા

કે: " આ બધું સ્વરાજ્યનું જ કામ ચાલી રહ્યું છે. " આ વાતનો મર્મ તે વખતે ભાગ્યે જ સૌ સમજ્યા હશે. પરંતુ બધું કામ પતી ગયા પછી હવે જ્યારે સિંહાવલોકન કરીએ છીએ ત્યારે સ્પષ્ટ જણાય છે કે ખરેખર એ બધું કામ સ્વરાજ્યની તૈયારીને લગતું જ હતું.

મહાત્માજી મુઝફ્ફરપુરમાં આવ્યા ત્યારે નજીકના એક ગામડામાં ગરીબ ખેડૂતો અને મજૂરોના ઝુંપડામાં જઇ તેમનાં સુખદુઃખ વિષે જાતે તપાસ કરી હતી. તે વખતે જ તેમણે કહ્યું હતું કે જ્યાં સુધી આ લોકોની સ્થિતિ સુધરે નહીં ત્યાં સુધી આપણને સ્વરાજ્ય નહીં મળે. એ દીન દુઃખી અનાથ ખેડૂતોના ઉદ્ધાર અર્થે જ તેઓ ચંપારણ્યમાં રહ્યા હતા, અને તેમની જ ખાતર તેમણે આ લડત ઉપાડી હતી. તેઓ આ ધર્મકાર્યમાં બની શકે તેટલા સ્વયંસેવકો ઉતારવા માગતા હતા. પરંતુ સ્વયંસેવા કરવાના સાચા અધિકારી માણસો શોધી કાઢવા એ કંઇ સહજ ન હતું. જેમણે સેવાવૃત્તિ અર્થે સત્યનું વ્રત લીધું હોય, જેઓ નિર્ભય બન્યા હોય અને ગરીબી ગ્રહણ કરી હોય તેઓ જ ખરા સ્વયંસેવક થઇ શકે. મહાત્માજીના કેટલાક સાથીઓ જ્યારે પહેલવહેલા તેમના કામમાં મદદ કરવા ચંપારણ્યમાં આવ્યા ત્યારે પોતાની સાથે નોકરચાકર પણ લઇ આવ્યા હતા. રસોઇ કરવા માટે એક ખાસ રસોયો પણ રાખવામાં આવ્યો હતો. છતાં થોડા જ વખતમાં મહાત્માજીની ઇચ્છા પ્રમાણે નોકરોની સંખ્યા ઘટવા માંડી અને આખરે માત્ર એક નોકરથી જ કામ ચાલવા લાગ્યું. જેમણે પોતાની આખી જીંદગીમાં એક વાર પણ કુવામાંથી પાણીની એક ન્હાનીશી ડોલ નહીં કાઢી હોય, અને ન્હાયા પછી પોતાનો ટુવાલ પણ નહીં નીચોવ્યો હોય તેઓ જાતે જ કુવામાંથી પાણી ખેંચી એક બીજાને નવરાવવા લાગ્યા અને જાતે જ પોતાનાં કપડાં ધોવા લાગી ગયા. એ મહાત્માજીના સત્સંગનો જ પ્રતાપ હતો. એકાં ભાણુંતિ અડતાં જેમને એક વાર કંપારી આ-

વળી તેઓ જાતે પોતાનાં ભાણાં સાફ કરવા લાગ્યાં. આ રીતે ધીમે ધીમે બધો ખોટો સંકોચ નીકળી ગયો. સૌ પોતાનું કામ પોતે જાતે જ કરવા મંડી ગયા. ઘરમાંથી ઝાડુ કાઢવું, એંઠવાડ સાફ કરવો, વાસણો માંજવા અને બજાર કે સ્ટેશનેથી સામાનની પોટલીપોટલાં લઈ આવવા સુધીનું તમામ કામ નોકરો વિના જ ચાલવા લાગ્યું. રસોયાને રજા આપ્યા પછી રસોઇનું કામકાજ માતુશ્રી કસ્તુરબાએ પોતાને માથે લઇ લીધું અને સૌને માતાના જેટલા જ પ્રેમ તથા આનંદથી ભોજન કરાવતાં. રેલ્વેમાં ફર્સ્ટકલાસ અથવા સેકંડકલાસમાં મુસાફરી કરનારા ભાઇઓને ત્રીજા વર્ગમાં બેસતાં જે સંકોચ અથવા શરમ થતાં તે પણ દૂર થઇ ગયાં. મહાત્માજીના પ્રેમમય સ્વભાવે, સાદા પોશાકે અને અપૂર્વ આત્મત્યાગે તેમના સાથીઓ ઉપર જ નહીં, પણ બિહારના જૂદા જૂદા વર્ગના માણસો ઉપર જે અસર કરી છે તે તો ખરેખર વર્ણનથી પર છે. દક્ષિણ આફ્રિકામાંથી આવ્યા પછી મહાત્માજી પહેલવહેલી આ ચંપારણ્યની લડત લડયા, અને ઇશ્વરની કૃપાથી વિજય મેળવી, ભારતવાસીઓને દેશોદ્ધારનો એક નવો જ માર્ગ બતાવ્યો.

ચંપારણ્યની લડત તો પૂરી થઈ. પણ તેમણે ચંપારણ્યમાં રહી પોતાની હાજરીથી જે અસર કરી છે તે તો એ લડતથી ઘણી કિંમતી છે. તેનો ઇતિહાસ લખવાનું કામ ભવિષ્યનો કોઇ ઇતિહાસકાર ભલે કરે. અત્યારે તો માત્ર એટલું જ કહી શકાય કે ચંપારણ્યની લડત પછી હિંદુસ્થાનમાં એક નવો જ યુગ પ્રવર્ત્યો છે. આજે ચોમેર નવીન ઉત્સાહ અને નવીન જાગૃતિના ધમકારા સંભળાય છે. હિંદુસ્થાનના સ્વરાજ્યનું પહેલું બીજ ચંપારણ્યમાં જ રોપાયું છે. હજી તેને શાખા-પ્રશાખા કે ફળફૂલ નથી આવ્યાં. પણ કાળક્રમે એ બીજ મહાન્ વૃક્ષરૂપે પરિણમી સારા ભારતવર્ષને શોભાવશે, એ વિષે અમને

લેશ માત્ર સંશય નથી. પ્રબળ સત્તાધારી સરકારી અમલદારોના આશ્રયવાળા, વિદ્યા, બુદ્ધિ અને લાગવગમાં જેમની તુલના ન થઈ શકે એવા નીલવરોના સાઠ સાઠ વર્ષના જુલ્મો નીચે રીબાતી ચંપારણ્યની દીન, દુઃખી અને પામર પ્રજા ગૌરવયુક્ત વિજય પ્રાપ્ત કરે એને સ્વરાજ્યની ઉષા સિવાય બીજું શું નામ આપી શકાય ? ચંપારણ્યનો વિજય એ હિંદી પ્રજાની સ્વરાજ્યની લડતનો જ વિજય છે. સ્વરાજ્યના સૈનિકોપર પ્રભુના આશીર્વાદ ઉતરે અને ચિરવાંછિત સ્વપ્નાં સાચાં પડે !



# વળી પાછું ચંપારણ્ય!



[ નવજીવન, તા. ૨૨-૧૨-૨૦. ]

હિંદુસ્તાનમાં આજે કરૂણરસને ક્યાંયે ખોટ નથી. પણ તેમાંયે ચંપારણ્યમાં તો જાણે તેના અખંડ જુવાળ ચડયા રહે છે. આ દીન ભૂમિમાંના તાજામાં તાજા કરૂણ કિસ્સાનું બ્યાન રા. મહાદેવ દેસાઇએ આજે બીજીમેર આપેલું છે;+ તેથી એના હેવાલના બ્યાનમાં હું અહીં નહિ ઉતરું. આ ગામડાંઓમાં થએલા અત્યાચારો પાછળ હવે આરોપીઓ ઉપર અદાલતો સમક્ષ જે કામો ચાલશે તેના ચૂકાદાઓનું પણ મ્હને એટલું નથી લાગતું. પોલીસે પકડેલા લોકોમાંના કેટલાકને ઉભા કરેલા પૂરાવાઓપર સજાઓ થશે એ પણ નિઃસંશય છે. આખા હિંદુસ્થાનમાં કોઇ પણ ઠેકાણે બન્ને બાજુએ સૌથી વધારેમાં વધારે ખોટા સાક્ષીપૂરાવા જો ક્યાંય ચાલતા હોય તો તે ચંપારણ્યમાં. અહીં જે કિસ્સો બ્યાન કરેલો છે તે ન મનાય એવો

---

+ જુઓ પૃષ્ઠ ૨૭૩.

છતાં ચંપારણ્યમાં તે નવો નથી. ચંપારણ્યના દેહાતીઓ જેવા અનાથ અને બીકણ લોકો બીજા કોઇ પણ પ્રદેશનાં ગામડાંઓમાં મ્હેં જોયા નથી. પોલીસના નામથી જ તેઓ ફડકી ઉઠે છે, અને તેમને દેખતાંની સાથે તો ગામ છોડી ભાગવા માંડે છે; પોલીસ પણ ત્યાં એટલી જ નીતિભ્રષ્ટ બની ગઇ છે. લાંચ રૂસ્વતનો તેમનામાં પાર નથી, અને આ કિસ્સામાં બન્યું તેમ જ્યારે જ્યારે લોકોએ પોલીસના જુલમની સામે થવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે ડાયરના નામને રાખે એવા સ્થાનિક અમલદારો—જેમાં ન્યાય આપનાર મૅજીસ્ટ્રેટોનો વર્ગ ઓછો સામેલ નથી હોતો—ને હાથે જુલમ અને અત્યાચારના મારા હેઠળ તેમને પહેલા કરતાં પણ વધારે જ છુંદાવું પડયું છે; વધારે અનાથ અને નિરાધાર થવું પડયું છે.

કોઇ કોઈવાર મૅજીસ્ટ્રેટોએ અગર સરકારે પોલીસને ધમકાવી છે. પણ એવી ધમકીઓને કોણ ગાંઠે! નીચેના અમલદારોને તો એવા સરકારી ઠપકાની જાણ સરખી નથી થતી; અને તોપણ તેમને મન એનું કશું જ નથી હોતું. જુલમ અને અત્યાચાર જેવાં ને તેવાં ચાલુ રહે છે; ઉલટી એમને ભરતી આવે છે.

આવી સ્થિતિમાં લોકરક્ષણનો ઇલાજ શું? આ બગાડો, આ અધોગતિ ખસેડવી કેમ કરીને? સરકાર પાસે તપાસ કરવાની માગણી કરીને? નહિ જ નહિ. એથી તો પોલીસ જ વધુ જોરાવર બનશે. પોલીસ તો અગાઉથી જ પાણી પ્હેલી પાળ બાંધી રહી છે. ત્યારે શું દેહાતીઓએ અદાલતોનો આશ્રય લઇને? કદાપિ નહિ. મ્હારી તો ખાત્રી થઈ ચૂકી છે—અને વરસોનાં વરસ સુધીના આવા કેસોનો અભ્યાસ કર્યા પછી મ્હેં મ્હારો આ અભિપ્રાય બાંધ્યો છે કે, આવા ઝઘડાઓમાં નવ્વાણું ટકા લોક અંતે પૈસામાં તેમજ બળમાં બન્નેમાં ખુવાર જ થયા છે. વકીલો અને રૂસ્વતખોરોનાં ઘર ભરી-

ભરીને બહુ બહુ તો કોઈ રડ્યાખડ્યા દાખલામાં એકાદ નિર્દોષ માણસને તેઓ છોડવી લાવી શકયા હશે !

એટલે આ ઈલાજો આ બાબતમાં નિરર્થક છે. ખરો ઈલાજ તો એ છે કે આ પોલીસ જે મુખ્યત્વે કરીને આપણા લોકોની બનેલી છે તેમને સુધારવી; તેમને અપ્રતિકારથી જીતવી. એમની દયા ખાવી છોડીને નાહક આપણે આટલા દિવસ એમની નાલેશી કરી છે. એઓ તો એક નીતિભ્રષ્ટ અને કલંકરૂપ પ્રથાનાં ભોગ થઇ પડેલાં જંતુમાત્ર છે. હિંદી પોલીસ સ્વભાવે કરીને જ દુષ્ટ છે અને સરકાર તેમને સુધારવાને અસમર્થ છે એમ માનવાની હું ના પાડું છું. ઉલટું સરકારની અત્યારની પ્રથા જ એવી છે કે એની હેઠળ પ્રમાણિકમાં પ્રમાણિક માણસ પણ અપ્રમાણિક બન્યા વગર ન રહે. દોષ અને અપજશ ગમે તેમ થઇ જાય તો પણ પોતાને માથે ન લેવાં એ તરફ જ રાતદિવસ એના બધા પ્રયત્નોનો ઓઘ રહે છે. પ્રતિષ્ઠા અને મોભાને એણે સાતમે આસમાન ચડાવી બેસાડયાં છે, અને પોતાની જાતને તે ઇશ્વરના જેટલી અભ્રાંત અને દોષરહિત માને છે.

મતલબ કે પ્રજાની સ્થિતિનો ઇલાજ એ જ રહ્યો કે દરેક સ્થળે વસ્તિના લોકોએ પોલીસ જોડે ભાઈચારો કરવો અને એવો ભાઇચારો પેદા કરવાનો સારામાં સારો રસ્તો એ જ છે કે તેમનાથી અગર તેમના હાથમાંની સત્તાથી ડરવાનું છોડી દેવું.

અહીં બનેલા બનાવની બાબતમાં પણ હું એવી જ સલાહ આપું કે ગામના લોકોએ થએલો જુલમ ગળી જવો. જો મિત્રોની મારફત પ્રયત્ન કરીને ગએલો માલ પાછો મળે તેવું હોય તો તેટલો અવશ્ય મેળવવા મથવું. સજાઓ વગેરે જે કંઈ થાય તે ધીરજથી

ભોગવી લેવી. તહોમતદારોએ પોતાના બચાવમાં વકીલો આપવા સાફ ના પાડવી. પોતાના હેવાલ અદાલત આગળ અડગ રહીને કશું આઘુંપાછું કર્યા વગર મૂકવા. સામાવાળાઓ અર્થના ગેરઅર્થ કરે, ચીડવે, 'આરોપીની પાસે કશો બચાવ જ નથી,' એમ કહે, ગમે તેમ કહે, તો પણ ખામોશ રહી જે કંઈ પરિણામ આવે તે બધું સહન કરી લેવું ઘટે.

અને ભવિષ્યમાં ? ભવિષ્યમાં જો આવા બનાવ ફરી બનવા પામે તો અને જ્યારે બનવા પામે ત્યારે લોકોએ પોતાનો બચાવ પોતે કરી લેવો જ જોઈએ. જો તેઓ મર્દાઈપૂર્વક જુલમ સહન કરી લેવા જેટલું અને કોઈ જાનમાલ લૂંટી જાય તો લૂંટાઈ પણ જવા જેટલું શરાતન બતાવી શકે તો તો સરસ જ. એ તો એમની મ્હોટામાં મ્હોટી જીત ગણાશે; પણ એવી સહનશક્તિ બળીઓ જ બતાવી શકે; નબળાથી તેમાં નહિ પડી શકાય. તેથી એટલું બળ આવે ત્યાં સુધી તો જુલમ વર્તાવવા આવનારને લોકોએ પણબળથી પણ હઠાવ્યે જ છૂટકો રહ્યો.

જ્યારે કોઇ પોલીસનો માણસ પરહેજ કરવા નહિ પણ કોઇને રંજાડવાનો જ નિર્ધાર કરીને આવે ત્યારે એ પોતાની સત્તાની હદ ઓળંગીને આગળ ચાલ્યો જાય છે. એવા શખ્સને ચોખ્ખા લૂંટારા તરીકે ગણીને તે મુજબ તેની સાથે વર્તવાનો ગામના હરકોઇ માણસને સંપૂર્ણ હક છે. તેણે તેને લૂંટતો અટકાવવાને જોઈતું શરીરબળ બેલાશક વાપરવું એટલું જ નહિ, પણ પોતાના સ્રીવર્ગની લાજ રક્ષણ કરવાની સ્થિતિ ઉભી થઇ હોય ત્યાં તો તેણે શરીરબળ વાપરતાં બિલકુલ આંચકો ખાવો નહિ. અહિંસા ધર્મ કંઈ નામર્દ અને બાયલાઓને માટે નથી. શૂરવીર અને સમર્થને માટે જ એ ધર્મ છે. જે વીરશિરોમણિ છે તે જ આપબળે

કરીને પોતાના પ્રાણુની આહૂતિ આપશે; સામાના પ્રાણુ લેશે નહિ. એ ઘા ઝીલશે, ઘા કરશે નહિ. કારણુ એ જાણે છે કે ઈશ્વરની સૃષ્ટિને ઇજા કરવી એ અધર્મ છે. ચંપારણ્યના દેહાતીઓને માટે તો આ ધર્મ નથી એ ખુલ્લું છે. તેઓ તો કાળો ડગલો દેખે છે ત્યાંથી ન્હાસવા માંડે છે. તેઓ તો જો કાયદાથી ન ધ્રૂજતા હોય તો આજે પોલીસને મારે કે તેની જાન પણુ લે. તેઓ પોલીસની સામા ન થવામાં કશું જ પુણ્ય નથી કમાતા. ઉલટું નામર્દાઇ અને બાયલાપણાની નામોશી તેમને વરે છે. સરકારની નજરમાં અને દુનિયાની નજરમાં તેઓ સરખા જ હડધૂત થાય છે.

પણુ આટલી અધોગતિએ પહોંચેલા પ્રાંતમાં કામ કરનારાઓને તો મ્હારે એથીયે આકરી ચેતવણી આપી મૂકવી ઘટે. ન્હાનામાં ન્હાની અને નજીવીમાં નજીવી બાબતમાં પણુ લોકોને ચડાવવાની દિશાએ તેઓ જે કંઇ કરે, જે કંઇ પગલું લે, જે કંઇ સલાહ લોકોને આપે, તેમાં તેમણે ખૂબ સાવધાન રહેવું જોઇશે. જો તેઓ પોલીસને તેમની કાયદેસર ફરજ બજાવવામાં સામે થશે તો તેમનું કામ બગડશે. પોલીસ ગેરકાયદે કામ કરી રહી છે એવું પણુ તેમને કેટલીક વાર ઘડીભરને માટે લાગશે, છતાં તેમણે અવિચાર ન જ કરવો જોઇએ. દાખલા તરીકે પોલીસ વગર વારંટે કોઇને પકડે તો તેવા દાખલાઓમાં પણુ લોકોએ પોલીસની સામે ન થવું જોઈએ, તેમણે કાયદો પોતાના હાથમાં ન લેતાં તેનો જે કંઈ અમલ કરવામાં આવે તેને તત્કાળને માટે તાબે થવું જોઇએ. તેમણે યાદ રાખવું જોઈએ કે ગમે તેવા કારણુસર પણુ અદાલતનો આશ્રય ન લેવાના નિશ્ચયમાં જ્યાં સુધી આપણે મક્કમ રહીશું ત્યાં સુધી કાયદાની ધાર આપણુને વાગી શકવાની નથી. ચાલુ બનાવમાં પોલીસે પકડેલ બ્રહ્મચારી દેહાતીઓની નજરમાં સાવ નિર્દોષ હોય છતાં તેને પોલીસના હાથમાંથી જબરાઇ કરીને છોડાવી લાવવામાં લોકોએ ભૂલ જ કરી. વળી પોલીસ પાછી આવી ત્યારે તો પોલીસને જોતાંની સાથે માણુસો જે રીતે

નાઠા એ તો શુદ્ધ નામર્દાઈ જ હતી. તેમણે તો પોતાની સ્ત્રીઓ અને પોતાનાં ઘરબારનું રક્ષણ કરવા ત્યાં મારવું કે મરવું જોઈતું હતું. અલબત્ત, જરૂર કરતાં વધારે શરીરબળ વાપરવું એ તો ચોખ્ખી નામર્દાઈ છે; બહાદુર માણસ ચોરને મારી નથી નાંખતો; પકડીને માત્ર પોલીસને સોંપી દે છે. એના કરતાં પણ શૂરો હશે તે માત્ર એને પકડીને ઘર બહાર મૂકી આવશે, અને એની વાત સરખી ભૂલી જશે. સાથી શૂરો છે તે તો ચોરની દયા ખાશે, તેને સમજાવવાનો પ્રયત્ન કરશે, તેનાં ગાળ–તમાચો ખાઈ લેશે, એને હાથે મરી પણ લેશે–પણ સામો નહિ મારે. ગમે તેમ થઈ જાય તો પણ આપણે આજની બાયલા અને નામર્દની સ્થિતિમાંથી તો ઉગરી જ જવું ઘટે.

મોહનદાસ કરમચંદ ગાંધી



# આ તે શું ડાયરશાહી?



[ નવજીવન, તા. ૨૨-૧૨-૨૦. ]

× × × હવે વળી એ પેલી, દુઃખ અને અત્યાચાર જ્યાં ઘણાં વર્ષો થયાં વાસો કરી રહેલાં છે તે, ભૂમિ—ચંપારણ્યની તરફ! દોઢ વર્ષ નીલવરો ( પ્લૅન્ટર્સ ) ની સાથે લડતાં લડતાં તેમના પંજામાંથી રૈયતને ગાંધીજીએ ઘણા વર્ષના અત્યાચાર પછી મુક્તિ અપાવી. તેમનામાં તે લડતને પરિણામે કંઈક જોર આવેલું જણાતું હતું, પણ હજી ચંપારણ્યના કેટલાક ભાગમાં તો કાળા કેર વર્તી રહે છે એ નજરોનજર પેલે જ દહાડે બેતીઆથી ૧૪ માઇલ દૂર આવેલા ગામડામાં જોઇ આવ્યા. એક ધૂળ જેવી ગોલાલડાઇમાંથી આ એક કેર ઉત્પન્ન થઇ રહ્યો છે! એક સોનીને ત્યાં એક માણસે જણસ ઘડવા આપેલી ને સોનીએ ઘણા મહિના વાયદો ન પૂરો કર્યો એટલે માણસે જઈને અડંગો ઘાલ્યો. બંને વચ્ચે લાકડી ઉછળી અને કંઈક લોહીની છાંટ ઉડી. એક કરી ફરિયાદ. પોલીસે ફરિયાદીમાં બીજાનું નામ ઉમેર્યું; એ માણસને પકડવા આવ્યા, તેને ગામડાંવાળા-

ઓએ ભગાડયા, અને બીજા કેટલાક કૉન્સ્ટેબલોની આસપાસ ફરી વળ્યા. પોલીસનો મિજાજ ગયો. એટલે હાથીઘોડે સ્વાર થઇ ગામડાંઓ ઉપર ફરી ચઢાઇ. ગામડીઆઓ બીચારા તેમને જોઇને જીવ લઇને ભાગ્યા—બચ્ચાંછોકરાંને પણ ઘરમાં મૂકીને ભાગ્યા. પોલીસે અને તેમની સાથે આવેલા પરગામના ભાડુતીઆઓએ ગરીબ ગામડીઆઓના કોઠાર તોડયા, પેટીપટારા તોડયા, જે કંઇ દીઠું તે લીધું, ફાડ્યું, તોડયું, વેર્યું અને સરવાળે નિકંદન કરી ગામડામાંથી જીવ લઇને નાસતી સ્ત્રીઓ પાછળ પણ પડયા. તેમનામાંની એકનું લુગડું ઉતારી લીધું, તેના ઉપર ધૂળ નાંખી; બીજી શૌચ ગઇ હતી ત્યાં તેને મારી, હેરાન કરી! સવર્ણસેનાનાં કૃત્યોનો આ ટૂંકો હેવાલ તો ગાંધીજી અને શૌકતઅલીની સાથે ફુલવરીઆ, સીસવનીઆ અને સેઢા ત્રણ ગામ જોવા હું ગયો હતો ત્યારે તેમની ખૂબ ઉલટ તપાસ કરીને લેવાયલી જુબાનીમાંથી આપું છું. હક સાહેબ નોખી તપાસનો રીપોર્ટ તૈયાર કરી રહ્યા છે. આ સત્યાનાશ વળેલા ગામડીઆઓનાં ચોધારાં આંસુઓ જેમણે જોયાં હોય તે, મનુષ્ય હોઇ, એમ કેમ કહી શકે કે આ બધી લૂંટની નિશાની જે આજે મોજૂદ છે—તે કૃત્રિમ છે? પણ ડાયર પણ માનવજાતિમાં જ અવતરેલો હતો ને?

આ લોકોને આશ્વાસન આપીને આવ્યા પછી ગાંધીજીએ તે જ સાંજે બેતીઆમાં જે ભાષણ કર્યું તે અક્ષરે અક્ષર લેવા જેવું હોઇ અહીં આપી દઉં છું. (કેટલાક ભાગ મેં તો ટુંકાવ્યા જ છે; પણ આખું ગાંધીજીને બતાવ્યું છે.)

## બેતિયાનું ભાષણ

"ચંપારણ્ય મારે માટે નવું નથી. ચંપારણ્યમાં હું આવું છું ત્યારે ત્યારે મને એમ જ લાગે છે કે હિંદુસ્થાનમાં ચંપારણ્ય મારી જન્મ-

ભૂમિ છે, અને હું ચંપારણ્યના ભાઇઓનાં દુઃખથી દુઃખી રહું છું. આજે હું બે વર્ષે અહીં પાછો આવું છું તો પણ તમને ખાત્રી આપું છું કે તમારાં દુઃખને હું કદિ નથી ભૂલ્યો. ચંપારણ્ય જીલ્લાને થતું એટલે મને થતું દુઃખ હું હંમેશાં યાદ કરતો જ રહ્યો છું. પણ તમે તેને માટે જેટલું કરી શકો તેથી તો ઓછું જ હોય. એટલે આજે તો તમને તમે શી રીતે બચાવી શકો તે કહેવા માગું છું. ગામડાંઓમાં આજે હું જઇ આવ્યો. તે વિષે જે સાંભળ્યું હતું તેથી હું દુઃખી તો થઇ રહેલો જ હતો, પણ ત્યાં બનેલું નજરે જોઇને તો મારા દુઃખનો પાર નથી રહ્યો. જે અત્યાચાર ત્યાં થયો છે તેમાં સરકારની ભૂલ આ વખતે હું નથી જોઇ શકતો. હું જે જોઉં છું તેમાં પ્લૅંટરોની ભૂલ પણ નથી જોઇ શકાતી. આપણા પોલીસ અમલદારો, તેમના હાથ નીચેના માણસો અને દેહાતીઓ (ગામડીઆઓ) ની જ ભૂલ જોઇ રહ્યો છું. પણ આપણે આ લોકોની સામે ઇન્સાફ અદાલતમાંથી નથી મેળવવો. આપણે એ લોકો પાસે જ તેનો ઇન્સાફ લેવા માગીએ છીએ. પોલીસ આપણા ભાઇ છે, તે લોકો રૈયતનું રક્ષણ કરે, ભક્ષણ ન કરે એ તેની ફરજ છે. મેં જ્યારે સાંભળ્યું કે અહીંના દારોગા અને બીજા પોલીસ ભાઇઓ ત્યાં જઇને અત્યાચાર કરી આવ્યા ત્યારે મને અત્યંત દુઃખ થયું. તેઓએ આ કર્યું છે એમ તેઓ કદાચ કબૂલ ન કરે પણ મને લાગે છે કે દેહાતીઓએ મને જે સંભળાવ્યું છે તે બધું ખોટું ન હોય આપણામાંના મોટામોટાની ફરજ છે કે તે પોલીસને સમજાવે. હું અહીં આવેલા બધા પોલીસને કહેવા માગું છું કે તમે મારા ભાઇઓ છો તો તમને કહું છું કે સરકાર તમને ગંદું કામ સોંપે તો તે તમારાથી ન જ થઇ શકે. અમને પણ તમે તમારા ભાઇ સમજો તો અમારું કામ તમે કરો, પણ રંજાડો નહીં. સરકારના તમે નોકર છો તો સરકાર અમારી નોકર છે, અને તેથી તમારી ફરજ નથી કે સરકાર તમને કંઇ ગંદું કામ ઉઠાવવાનું કહે તે ઉઠાવો.

પણ આજના મામલામાં તો સરકારનો પોલીસને ઘર લૂંટવાનો કાંઇ હુકમ નહોતો, બીજા દેહાતીઓ પાસે લૂંટ કરાવવી એવો હુકમ નહોતો, સ્ત્રી ઉપર જુલમ કરે એવો હુકમ નહોતો. આથી પોલીસે જે કર્યું તેમાં સરકારની કાંઈ તકસીર નથી, પણ પોલીસે પોતાની મરજીથી જ શિરજોરી કરી છે. આનો રસ્તો એ છે કે સારા સારા માણુસો પોલીસને જઇને સમજાવે કે તમારી લાલ પાઘડી રૈયતના રક્ષણ માટે છે; ભક્ષણ માટે નથી. તમે જે લૂંટયું હોય તે પાછું આપો, અને ગામડાનાં માણસો પણ તમારાં છે એમ સમજી તમે તેમને તમારાં કરો.

પણ આ અત્યાચારો અટકાવવાનો રસ્તો સૂચવતાં પોલીસને સમજાવવા ઉપરાંત બીજો રસ્તો પણ છે. હું બધાં દુઃખોનું નિવારણ સત્યાગ્રહ છે એમ કહી રહ્યો છું. આ સલ્તનત મિટાવવાનો છતાં શાંતિનો ઇલાજ બતાવી રહ્યો છું. પણ શાન્તિનો ઈલાજ કરતો છતાં હું એમ નથી ઇચ્છતો કે હિંદુસ્તાનની રૈયત નામર્દ બની જાય, પરાધીન બની જાય, અને સ્ત્રીઓની રક્ષા માટે પણ નાતાકાત રહે. મને દેહાતીઓએ શું બતાવ્યું, શું સંભળાવ્યું? (અહીં ત્યાં જે જોયેલું તેનું બયાન આવી જાય છે, જે હું ઉપર આપી ગયો છું.) તેમણે લૂંટારાઓ સામે શું બતાવ્યું? કેવળ ન્હાસભાગ. મને એમ થયું કે શું હિંદુસ્થાનના લોક એટલા નામર્દ બની ગયા છે કે પોતાના માલ અને સ્ત્રીઓનું પણ રક્ષણ ન કરી શકે? શું ચોરની સામે રક્ષણ કરવાની પણ આપણામાં તાકાત નથી? ચોર લૂંટી જાય અને આપણે ભાગી જતું એ શું સત્યાગ્રહ છે? તમે તમારું ધન ચોરને લૂંટાવી દો તે જૂદી વાત છે. તમારે ન આપવું હોય તો તેને તમે સમજાવી શકો છો, ન સમજે તો તમે તેને મારી પણ શકો છો. પોલીસ અત્યાચાર કરવાને તૈયાર થાય, તેની સામે મરવાને તૈયાર થાઓ તો તમે

સત્યાગ્રહી છો, બહાદુર છો, એમ કહું. પણ તમે ઉભા ઉભા બેઇજ્જતી થવા દો તેના કરતાં તેને મારીને હઠાવો એ સારું. સત્યાગ્રહનો અર્થ એ નથી કે સ્ત્રીઓને મૂકીને ભાગી જવું, સ્ત્રીઓને પોતાની સમક્ષ નાગી કરાતી જોવી. તમે લાંબી લાંબી ડાંગો લઇને અહીં આવ્યા છો તેમને પૂછું છું કે શું તમે એને સત્યાગ્રહ સમજો છો? આપણો ધર્મ નથી શીખવતો કે નામર્દ બનવું, અત્યાચાર સહન કર્યા કરવા. ધર્મ શીખવે છે કે અત્યાચારીનું ખૂન લેવા કરતાં તેને ખૂન આપવા તૈયાર થવું એ સરસ છે. આપણે એવી રીતે ખૂન આપવા તૈયાર થઇએ તો તો આપણે દેવ બની ગયા; પણ અન્યાય જોઇને પલાયન કરીએ તો તો આપણે પશુથી પણ નપાવટ થયા. આપણે પશુમાંથી મનુષ્ય થયા છીએ. પશુના ધર્મો તો મનુષ્ય કરતો જ જન્મે છે, સમજ આવે છે એટલે તેનામાં મનુષ્યત્વ આવતું જાય છે. મનુષ્યત્વ આવતું જાય છે એટલે પશુબળનો આશ્રય તજી આત્મબળ ઉપર આધાર રાખતાં આપણે શીખીએ છીએ. પણ કોઇ પશુબળ આપણી સામે વાપરવા આવ્યો તેની સામે આત્મબળથી ઉભા રહેવાનું તો ઘેર ગયું, પણ તેનાથી ભાગી જઇએ તો તો આપણે નથી રહ્યા પશુ કે નથી રહ્યા મનુષ્ય. આપણે બાયલા–નામર્દ–બની ગયા. કૂતરો જુઓને, તે પણ સત્યાગ્રહ નથી કરતો છતાં ભાગતોયે નથી; હેરાન કરનાર સામે ભસે છે, લડી લે છે. હિન્દુસ્તાન મનુષ્યત્વ ન બતાવી શકે તો પોતાનું પશુબળ તો જરૂર બતાવી શકે છે. હવે પછી કદિ હું એવું નથી સાંભળવા માગતો કે ૧૦૦ માણસો જુવાનજોધ જેવા ઉભા હતા, ને સિપાઇ આવતા જોયા કે ભાગ્યા! તમે તેમની સામે ઉભા રહીને મરી ગયા એમ સાંભળીને તમને હું સાબાશી આપીશ. તમે તેમની સામે સારી પેઠે લઢયા એમ સાંભળીને પણ હું તમને સાબાશી આપીશ. પણ મને કોઇ કહેશે કે

"અમે શું કરીએ, અમને પોલીસ પકડીને લઇ જાય તો?" હું કહું છું કે તેવી રીતે બચીને જીવો તે કરતાં મરવું ભલું. સરકારે પણ તમને તમારી જાન અને માલના રક્ષણ માટે લડી લેવાની રજા આપી છે. કાયદામાં ચોખ્ખી છૂટ છે. કોઇ પણ ચંપારણી હવે આવે પ્રસંગે યુદ્ધ કરશે અને મારશે અથવા મરશે. મારાથી આજે સાંભળી તેવી ફરિયાદ સાંભળી નથી શકાતી!

પણ તમે મને બરાબર સમજી લો. બધીએ વેળા મારવા તૈયાર થવાનું હું તમને નથી શીખવતો. પોલીસ વૉરંટ લઈને આવે, સમન લઇને આવે ત્યારે તમે લડવા નીકળો એ તો તમારી નામર્દાઇ સૂચવે. આપણે ૫૦ માણસ ઉભા હોઇએ અને એક સિપાઇ હુકમ આપવા આવ્યો હોય તેને આપણે મારી શકીએ એમાં નવાઇ શી? તો પણ તે **હુકમને માનવો એમાં જ આપણી મર્દાનગી છે.** પોલીસનું તો પકડવાનું કામ છે. તેનું વૉરંટ અયોગ્ય હોય તો પણ પોલીસના હાથમાંથી આપણે કોઇને છોડાવી નથી શકતા. પોલીસ પકડતાં તમને મારે, ગાળો દે, તો તે પણ તમારે સાંભળી લેવી જોઇએ. પણ તમારા ઘરમાં પોલીસ આવે, તમારાં ઢોરઢાંખર લૂંટવા આવે, તમારું ધન લૂંટવા આવે, તો તમે જરૂર તેની સામે થજો અને લાઠી વાપરજો—જો તમે તમારો પ્રાણ આપવા તૈયાર ન હો તો. પણ વળી બીજી શરત કરું. તમને આવે પ્રસંગે મારવાનું કહું છું તેથી કાંઈ એમ નથી કહેતો કે તમે કોઇ ચોર આવે તેને જાનથી મારી નાંખજો. લડાઇનો પણ કાંઈ કાયદો હોય છે ને? લાઠીની સામે તલવાર ખેંચવી એ ધર્મ નથી, લાઠીની સામે મુક્કો મારવો એ ધર્મ છે. એક માણસની પાસે ૫૦ નું સૈન્ય લઇને જવું એ ધર્મ નથી, નામર્દાઇ છે. લાઠીની સામે તલવાર ખેંચવાથી, એકની સામે ૫૦ જવાથી આપણે નામર્દ બન્યા છીએ.

આ મારી શીખામણનો તમે દુરુપયોગ પણ કદાચ કરો એવી મને ભીતિ રહે છે. પણ અહીં બેઠેલા સમજુ ભાઇઓ તમને તે

વારંવાર સમજાવશે એમ ઇચ્છું છું. મને આજે હું જે જોઇ આવ્યો ત્યાર પછી જે લાગ્યું તે તમને ન સુણાવું તો હું અધર્મ કરું, મારું કર્ત્તવ્ય કર્યા વિના ચાલ્યો ગયો ગણાઉં એમ મને લાગ્યું. તમે ડરપોક ન બનો; નામર્દ કદી ન થાઓ; છતાં કોઈનું ખૂન ન કરો એ હું ઈચ્છું છું.

સરકારે એક ભૂલ કરી ખરી. સ્વયંસેવકો ત્યાં તપાસ માટે ગયા તેને ધમકાવવાનો પ્રયત્ન કર્યો, ફોસલાવવાનો પ્રયત્ન કર્યો. પણ આમ ધમકાવ્યા તમે ડરશો નહીં. સ્વયંસેવકોને માથે પણ ભારે ફરજ આવી પડી છે. તેઓએ નીડર થઈ પણ શાંતિ રાખી કામ કર્યે જવું પડશે. ”

આ ભાગનું અસહકાર વિષેના વિવેચનના ભાગ સાથેનું સાંધણ હું હવે નહીં આપું. અસહકાર કરતાં તો જરા યે બળજેરી નથી વાપરવાની એ ત્રીજી શરત જ ગાંધીજીએ બળ વાપરવા વિષે કહેતાં મૂકી એટલું જ અહીં કહી દઉં.

કલકત્તે જતાં ટ્રેનમાં,
તા. ૧૩–૧૨–૨૦. } મહાદેવ હરિભાઇ દેસાઇ



# ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી



આ મથાળા નીચે રા. નરહરિભાઈએ 'યુગધર્મ' માસિકમાં એક લાંબો લેખ લખ્યો છે, તેમાંની ઘણીખરી હકીકત આ પુસ્તકમાં આવી જતી હોવાથી અહીં ફરીથી ઉતારતા નથી; માત્ર તેમના જાતિઅનુભવની કેટલીક રહી ગયેલી વાત નીચે રજુ કરીએ છીએઃ—

વસ્તીનો મ્હોટો ભાગ ખેડૂત, સુતાર, લુહાર વગેરે કારીગરો અને મજુરોનો રહ્યો. તેમજ આ લોકોની હાલત બૂરી છે. તેનું મુખ્ય કારણ અલબત્ત તેમનું આળસ અને અજ્ઞાન જ છે. સવારમાં સાત આઠ વાગે કોઈ ગામમાં જાઓ તો પણ લોકો બધા પોતપોતાનાં આંગણામાં ન્હાની ન્હાની હુકલીઓ લઈ તે ગગડાવતાં બેસી રહ્યાં હોય. સ્ત્રીઓના હાથમાં પણ હુક્કા જુઓ. એકબીજાને મળે એટલે 'કે...આ...કે...આ...' બન્ને ઉચ્ચાર પ્લુત, એમ બોલે. 'કે આ' એટલે કેમ છો. સામો જવાબ મળે 'ભાલો બા,' ઠીક છે. આ એમનો સવારનો કાર્યક્રમ. એમને કાંઈ કામ કરવાનું તમે કહો, કોઈને કાંઈ કામ સોંપ્યું હોય તે સંબંધી પૂછો તો પહેલો જવાબ

તો એ જ સાંભળવાનો હોય કે ' બિહાન '. બિહાન* એટલે કાલે. સરકારી ઑફિસોમાં પણ બિહાન સાંભળવાનું મળે અને કોઇક વાર તો પોસ્ટ ઑફિસમાં પણ બહુ કાગળો કે એવું રજીસ્ટર કરાવવા લઇ જાઓ તો ' બિહાન ' થાય.

આવા આળસુ માણસો ગંદા ન હોય તો પણ સ્વાભાવિક રીતે ગંદા થઇ જાય. શરીર ઉપર કપડું સીવડાવીને પહેરે તે ફાટે ત્યારે કહાડે એવા પણ માણસો જોવામાં આવે. બૈરાં વાળ પણ પંદર પંદર દિવસે ઓળતાં હશે, અને વાળની લટો બહુ ઉડે નહિ એટલા માટે તાણીને એવી સખત ગુંથી નાંખે કે તેમાંથી વાળ છટકવા જ ન પામે. રોજ વાળ ઓળવા પડે તેની આળસે વાળ તણાય તે સહન કરી લે. માથામાં જૂઓ પડે તે માટે તેમણે એક જાતની માટી દવા તરીકે વાપરવાની શોધી કહાડેલી છે. જ્યારે જૂઓ પડે ત્યારે એનો માથે લેપ કરે.

પાણી પીવાને માટે કૂવા કોઇ મારવાડી કે જમીનદારના જ પાકા બાંધેલા હોય. બાકી દેહાતમાં તો કૂવાને થાળું કે એવું કાંઇ ન મળે. આસપાસ ખૂબ ગંદકીવાળો પાંચ છ હાથ ઉંડો ખાડો એ તેમનો કૂવો. કૂવાની આસપાસ કોઈ દિવસ સાફસુફ થાય નહિ તેથી કાદવ, લીલ, બધું મળીને ગંધાતો કાળો મેશ જેવો પદાર્થ કૂવાની આજુબાજુ જામી ગયેલો હોય; અને પાણી ઉંડાં નહિ એટલે કૂવાની આસપાસ ઢોળેલું પાણી બધું અંદરને અંદર ભરે. તેમના ઘરની ખાળકુંડીઓની દશા પણ ભારે ભયાનક. પણ તેની સાથે તો કદાચ અમદાવાદની સાંકડી પોળોની ખાળકુંડીઓ હરિફાઇ કરી શકે. અમદાવાદની ચણતરની હોય અને પેલી કાચી, એટલોઃ જ ફેર. ત્યાં ગામ

* પ્રાકૃત ' વિહાણ ' જે ઉપરથી ગુજરાતી વહાણું થયું છે તેને અને આ ' બિહાન ' ને કાંઇક સંબંધ લાગે છે.

એટલે ઘરો બધાં પાસે પાસે હોય એવું નથી હોતું. ચાર પાંચ ઘર અને તે લોકોની જમીન, વળી પાછાં ઘર અને તે લોકોની જમીન, એમ હોય છે. ખેતરમાં ખાતર સારૂ ઉકરડા રાખે તે પણ દરેક જણ બને તેટલો પોતાના ઘરની પાસે જ રાખે. એમની ઢોર બાંધવાની જગાથી તો કંપારી જ નહિ પણ તિરસ્કાર છૂટે. આપણે અહીં સવારના પહોરમાં કોઢારમાં છાણુવાસીદું થઇ જ જવું જોઇએ એવો નિયમ છે, ત્યાં કાંઇયે ન મળે. ગાયો કે બળદને બાંધવાની જગાએ ઉન્હાળા અને શિયાળાને દિવસે પણ ઘુંટણ સુધી પગ ખુંપી જાય એટલો છાણમૂતરનો કાદવ હોય. આને લીધે ઘણી વાર તો ગાયોની ખરીઓમાં કીડા પડેલા જોવામાં આવે. ઢોરને પાણી પાવા તથા ગોમર વગેરે ખવડાવવા જે ગમાણ હોય તે પણ કેટલેય દિવસે સાફ થાય. આને લીધે માણસની માફક ઢોરની ઓલાદ પણ બગડતી જાય છે. ગાયો આપણી મ્હોટી બકરીના જેવડી હોય છે.

આ બધી ગંદકીનું કારણ પૂછતાં એ લોકો તો પોતાની ગરીબાઇ જ બતાવે, પણ તેમનું આળસ એ મુખ્ય કારણ. હા, કપડાંની બાબતમાં ગરીબાઈ એ તેમની ગંદકીનું કારણ ખરું. કોઇ સ્ત્રીએ બહુ જ મેલું લૂગડું પહેર્યું હોય તેને એ ધોવાનું કહેવામાં આવે તો તરત કહે કે, ' મહાત્માજી અમને લૂગડાં આપશે. અમારી પાસે બદલવાનું બીજું લૂગડું નથી એટલે આને શી રીતે ધોઇએ ? ' બદલવાના લૂગડાને અભાવે ન્હાયા વિના પણ દિવસોના દિવસો આ લોકો ચલાવે છે. કોઇક સ્ત્રીને બહુ લાગી જાય તો રાતવરત પાસે નદી કે તળાવ હોય ત્યાં જઇ અધું ધૂએ કે એવું કાંઈ કરીને ન્હાય તથા ધૂએ. આમ ધોવાની ટેવ જતી રહેલી હોવાથી કોઇની પાસે બે લૂગડાં હોય તો પણ તે જાતે ધૂએ નહિ એવું થઇ ગયું છે. આટલાં ગરીબ હોવા છતાં કોઇ વખત લૂગડાં ધોવાં હોય તો ધોબીને ધોવા આપે. અમે અમારાં કપડાં સાબુ નાંખીને ધોતા હોઇએ તે

જોઇને એમને નવાઇ લાગે અને કેટલાંક તો બીચારાં સરળ ભાવે અમને પૂછે, ' ત્યારે અમને ધોતાં શીખવશો ? '

ઉપર આપણે જોઇ ગયા છીએ કે જુલ્મી કોઠીવાળાએ તો રૈયતને બે ત્રણ પૈસા જ મજુરી આપતા. પણ બીજેથી યે તેમને પાંચ છ પૈસાથી વધારે મજુરી મળતી નહિ. આટલી મજુરીમાં બીચારા શું ખાય ? તેમનો સામાન્ય ખોરાક શેકી નાંખેલા ચણાના લોટની પાણીમાં નાંખીને બનાવેલી રાબડી. તેમાં મીઠું નાંખીને પીએ. આને તેઓ સથવો કહે છે. ત્યાં ટાઢ તો ખૂબ પડે અને ઓઢવા પાથરવાનું પૂરતું ન મળે, પણ ડાંગર ખૂબ પાકે છે એટલે સુંવાળી પરાળ જોઇએ તેટલી મળે તે પાથરીને સૂએ અને તે વડે ટાઢનું નિવારણ કરે. પણ આ પરાળમાં સૂવાનું તો દુઃખમય જરાયે ન ગણાય. હું ચંપારણ્ય ગયો ત્યારે કડકડતો શિયાળો હતો અને મારી પાસે ઓઢવા પાથરવાનું પૂરતું ન હતું એટલે ચાર પાંચ દિવસ તો હું રાતે ખૂબ ઠર્યો એટલામાં મારે મોતીહારીના ખ્રિસ્તી મિશનની નિશાળ અને છાત્રાલય જોવા જવાનું થયું. છાત્રાલયમાં બધાની આ પરાળની પથારીઓ જોઈ ટાઢમાંથી મારી મુક્તિનો માર્ગ મેં શોધી કહાડયો. મુકામે આવી પરાળ મંગાવ્યું અને તેના ઉપર મારી શેતરંજી પાથરીને સૂવાનું કર્યું, ત્યારથી મણ રૂની તળાઇની મોજ અનુભવવા માંડી.

આ આળસ, ગંદકી, ગરીબાઈ અને અજ્ઞાનને લીધે લોકો રોગથી પણ બહુ પીડાય છે. ચોમાસા પછી મેલેરિયા ઉપડે ત્યારે સ્હેજ-સાજ સાધન અને કાંઇક સારવારથી બચી જાય એવા માણસો પણ મરી જાય છે.

મહાત્માજીએ જોયું કે કેવળ કાયદા પસાર થયે આ લોકોનું દળદર ફીટશે નહિ. એ કાયદાનો અમલ કરાવવા જેટલી નીડરતા

અને શક્તિ તેમનામાં આવે એ જરૂરનું હતું. પણ જ્યાં સુધી તેમનું આળસ અને અજ્ઞાન જાય નહિ ત્યાં સુધી તેમનામાંથી ભય કહાડવો એ પણ મુશ્કેલીનું કામ હતું. નીલવરોએ પોતાનો રૂઆબ એટલો તો પાડી દીધેલો કે પોતે દેહાતમાં ફરતો હોય ત્યારે રૈયત પૈકીનો કોઇ તેની સામે ઘોડા ઉપર બેસીને પસાર ન થઇ શકે. ઘોડા ઉપરથી ઉતરીને રૈયતે બાજુએ ઉભા જ રહેવું જોઇએ. એટલો વિનય ન પાળે તો માર પડે, અને ગમે તેટલા દેહાતી લોકોની વચમાં એક જ ગોરો આટલો અત્યાચાર કરી શકે. બીક ટાળવા માટે કેળવણીની જરૂર હતી. એમને સ્વચ્છતા શીખવીને તેમનું આળસ ટાળવાનો ઉપાય મહાત્માજીએ યોજ્યો. વળી કાયદા પસાર થયા છતાં રૈયતને કોઇની હુંફ કે મદદ ન રહે તો કાયદાને વેગળા મૂકી નીલવરો પહેલાંની માફક જ પોતાનો કારભાર ચલાવ્યા કરે એવો સંભવ હતો. એટલે પસાર થયેલા કાયદાનો લાભ રૈયતને મળે છે કે કેમ એ જોવાની પણ જરૂર હતી. મહાત્માજીએ પોતે ચંપારણ્યમાં રહી આ બધો બંદોબસ્ત કરવાનો વિચાર રાખ્યો. તેમણે મોતિહારીમાં પોતાનું મુખ્ય મથક રાખ્યું અને જે ગામના લોક જમીન આપે, ઝૂંપડું બાંધી આપે અને સ્વયંસેવકોને ખવડાવે ત્યાં સ્વયંસેવકો મોકલી નિશાળ સ્થાપવી એવી યોજના કરી. માત્ર ઝૂંપડા શબ્દથી સ્વયંસેવકોને રહેવા માટે શું મળતું તેનો ખ્યાલ નહિ આવે. આનું નામ છે ઝૂંપડું પણ તે એક સુંદર વસ્તુ છે. પરાળને વાંસનાં કામડામાં બાંધી તેનાં આ ઝૂંપડાં બાંધવામાં આવે છે. પરાળ ખૂબ મળે અને વાંસનાં તો ત્યાં મ્હોટાં જંગલનાં જંગલ પડ્યાં એટલે આવાં મ્હોટાં બે ત્રણ ખંડનાં ઝૂંપડાં ચાળીસ પચાસ રૂપીઆમાં થાય છે. તે બહુ જ સફાઇદાર અને દેખાવડાં બને છે. આ ઝૂંપડાં બનાવવામાં ત્યાંના લોકો બહુ પ્રવીણ થઇ ગયેલા છેઃ તેને વાંસની રૂપાળી જાળીઓ પણ મૂકે છે. અંદરનો ભાગ ગારાથી લીંપી નાંખવામાં આવે છે. શિયાળામાં ગરમ, ઉન્હાળામાં ઠંડાં અને ચોમાસામાં

અંદર બિલકુલ પાણી ન પડે એવાં આ ઝૂંપડાં હોય છે. આવું રૂપાળું ઝૂંપડું અને તેની આસપાસની સુંદર જમીન જોઇને જ મને તો એક નિશાળમાં રહેવાનું મન થઇ ગયું.

મહાત્માજીએ પોતાના આ રચનાત્મક કાર્ય માટે દેશભરમાંથી સો સ્વયંસેવકોની માગણી કરી. જે સ્વયંસેવક તરીકે ચંપારણ્યમાં જવા ઇચ્છે તેની જેલ જવાની તૈયારી હોવી જોઇએ તથા કોદાળી પાવડા લઇ સફાઇનું કામ કરવા અને મજુરી કરવાની તત્પરતા હોવી જોઇએ એ શરત હતી. તેમનો વિચાર આખા જીલ્લામાં બધી મળીને ૨૫ શાળાઓ સ્થાપવાનો હતો. પણ પૂરેપૂરા સ્વયંસેવકો મળી રહે અને બધું કાર્ય ગોઠવાઇ જાય તે પહેલાં તો તેમને ચંપારણ્ય છોડવું પડયું.

સ્વયંસેવકોએ, લોકોને દવા આપવાનું, આસપાસનાં ગામડાંમાં ફરી ત્યાંના કૂવા, ખાળકુંડીઓ અને કોઢાર સાફ કરાવવાનું, તથા લોકોને સ્વચ્છતાનો ઉપદેશ આપવાનું, બપોરે ન્હાનાં બાળક બાળકીઓને ભણાવવાનું, રાતે મ્હોટેરાઓ આવે તો તેમની સાથે વાતોચીતો કરી તેમને સમજાવવાનું તથા કોઈ નીલવર એટલામાં કાંઇ અત્યાચાર કરે તો મુખ્ય મથક મોતિહારીએ તે હકીકત નિવેદન કરવાનું, એટલાં કામ કરવાનાં હતાં. આમ મહાત્માજીની એક શાળા તે દવાખાનું, મ્યુનિસિપાલિટી, વિદ્યામંદિર, ઉપદેશગૃહ અને રાષ્ટ્રીય પોલીસ એ બધું બનતી. જો કે આ પોલીસખાતાનો અધિકાર મહાત્માજીએ જાણી જોઇને બહુ જ સંકુચિત રાખ્યો હતો.

દવામાં એરંડીઉ, ક્વીનીન અને સોડા-બાય-કાર્બ એ મુખ્યત્વે અને મ્હોટા જથ્થામાં વપરાતાં. એ ખાતું ભારતસેવકસમાજવાળા ડૉક્ટર દેવ જે આજે દેવલોક પામ્યા છે તે સંભાળતા. ગાંધીજીને ચંપારણ્ય છોડવું પડયું તે પહેલાં બધી મળીને ત્રણ જ શાળાઓ સ્થપાઇ

હતી. આ શાળાઓમાં પાંચ પાંચ છ છ દિવસને આંતરે ડૉક્ટર દેવ ફરતા. કોઇ ખાસ દરદી હોય તેને તપાસતા, સ્વયંસેવકોને રોગનાં ચિહ્નો વિષે તથા દવા વગેરે વિષે સામાન્ય સમજુતી આપતા, આસપાસના ગામમાં કરેલું તેમનું સફાઇનું કામ જોઇ જતા અને નવી નિશાળો સ્થાપવા માટે તજવીજ કરતા. વૃદ્ધ છતાં યુવાનના જેટલો તેમનો ઉત્સાહ, આનંદી સ્વભાવ અને તે ઉપરાંત સ્વયંસેવકોએ લોકો સાથે કેમ હળવું મળવું તે બાબત સહાનુભૂતિપૂર્વક આપેલી તેમની સલાહ અને તેમનું પ્રોત્સાહન, એ બધાને લીધે ત્યાંના કામમાં તેમનો ફાળો સંગીન હતો.

સ્વયંસેવકોના કામમાં સૌથી રમૂજવાળો ભાગ સફાઇના કામનો હતો. ગામમાં જઇને કૂવા, કોઠાર વગેરે સાફ રાખવાનું સમજાવીએ એટલે મહાત્માજીના માણસ હોઇ તેઓ માનપૂર્વક સાંભળે તો ખરા જ. હાથમાં તેમની ન્હાની ન્હાની હુકલીઓ લઇને બધા આસપાસ વીંટળાઇ જાય. તેમને સાફ કરવાનું કહીએ એટલે 'બિહાન' તો કહે જ. એ બિહાનની તેમને છૂટી આપીએ. બીજે કે ત્રીજે દિવસે ત્યાં જઇને જોઇએ તો ભાગ્યે જ કશું સાફ થયું હોય. બીજી વખત કહીએ ત્યારે કહે કે 'જરૂર બિહાન કરેંગે.' તે દિવસે જરા વધારે ભાર મૂકીને કહીને પાછા વળીએ. ત્રીજી વખત જઇએ ત્યારે કર્યું હોય અથવા કરતા હોય. કેટલીક વખત તો ત્રીજી વખત જઇએ ત્યારે પણ એ જ સ્થિતિ જોવામાં આવે. 'તમે ન કરવા ઇચ્છતા હો તો અમને કરવા દો' એમ કહીને પાવડા કે બીજું સાધન માગીએ તો શરમના માર્યા ઝટ આપે નહિ અને કરીશું કરીશું એમ કહે. ચોથી વખત ઘેરથી પાવડા લઇને જઇએ ત્યારે જો ન કર્યું હોય તો હાથે કરવા માંડવાનું. ધીમે ધીમે ખૂબ લોકો ત્યાં ભેગા થઇ જાય. પછી જેનું ઘર પાસે હોય એને બધા ગાળો દેવા માંડે કે કેવો માણસ છે ! મહાત્માજીના માણસો પાસે કામ કરાવે છે, કેટલો પાપમાં પડે છે !

આમ અર્ધો કલાક સુધી ગાળો દીધા પછી કોઈને વિચાર થાય કે આપણે યે કામ કરીએ. એમ કેટલાક કામે વળગે અને સ્વયંસેવકોની પાસે આગ્રહપૂર્વક કામ છોડાવે. આ એક સાધારણ અનુભવનું વર્ણન છે.

ત્યાં જે ત્રણ શાળાઓ સ્થપાઈ હતી તેમાં એકમાં પૂજ્ય કસ્તુરબા, બેલગામવાળા શ્રી. સોમણ તથા બીજા કેટલાક હતા. આ શાળામાં સગવડ ઓછામાં ઓછી હતી અને તરાઇની વધારે પાસે હોવાથી ત્યાં ઠંડી વધારેમાં વધારે પડતી હતી. આ શારીરિક અગવડો ઉપરાંત ત્યાંની પાસેની કોઠીવાળો એમન સાહેબ બધા નીલવરોમાં બહુ ખરાબ ગણાતો. એટલે જ મહાત્માજીએ પૂ. કસ્તુરબાને ત્યાં રાખ્યાં હતાં. રહેવાની ઝૂંપડી ઉપર રૂ વેરાઇને પડયું હોય એવું ઝાકળ સવારમાં બાઝી ગયેલું જોવામાં આવે. પૂ. બા ગામમાં ફરવાનું તથા દવા આપવાનું કામ કરતાં અને શ્રી. સોમણ શાળા ચલાવતા. આપણા દોસ્ત ઈર્વિન સાહેબથી આ સહ્યું ન ગયું. ગાંધી ઉઘાડે પગે ફરી, કપડાંની સાદાઈ રાખી લોકોમાં અંધ ધર્મશ્રદ્ધા પેદા કરી તેનો લાભ ઉઠાવવા માગે છે એટલું જ નહિ, પણ એ બીજી રાજકીય ચળવળો ઉપાડવા જ્યારે જ્યારે ગુજરાતમાં જાય છે ત્યારે ત્યારે પણ મિસિસ ગાંધી અહીં લોકોને ઉશ્કેરણી કરવાનું પોતાના પતિનું કામ જારી રાખે છે વગેરે ન છાજે એવી ટીકાઓ તેણે વર્તમાનપત્રોમાં કરી. રાજકીય બાબતોથી કેવળ અલિપ્ત, કેવળ ભૂતદયાથી પ્રેરાઇને જ રોગીઓને દવા આપવાનું કામ કરનારાં, દેહાતી ભાષા તો બોલી પણ ન જાણે અને હિંદુસ્તાની પણ ભાંગ્યુંતૂટયું બોલે એવાં, તથા જે આક્ષેપો ઇર્વિન સાહેબે કર્યા તે આક્ષેપો વિષે કોઈના ગુજરાતીમાં સમજાવ્યા વિના જાણી પણ ન શકે એટલા થોડા અક્ષરજ્ઞાનવાળાં બા એ આ શિષ્ટાચારશૂન્ય નીલવરને લોકોમાં ઉશ્કેરણી કરનારાં લાગ્યાં ! આ

ચર્ચાપત્ર પછી ઇર્વિન સાહેબની પ્રતિષ્ઠા ઠેઠ જ તૂટી ગઈ અને નીલવરમંડળમાં પણ તેના આવા અવિચારી અને સંકુચિત વર્તનથી તે અકારો થઇ પડયો.

બાની સાથે કામ કરનારા ભાઇ સોમણુ પણ એમને સોંપેલા કઠણુ કામને પુરા લાયક નીવડયા. તેમને વિષે તો એટલો જ પરિચય આપવો બસ થશે કે તેઓ પોતાની વકીલાત છોડીને અહીં સ્વયંસેવક તરીકે આવેલા. કામ કરવામાં તે અગવડોને લાત મારીને દૂર કરનાર અને શ્રમને તો પત જ નહિ કરનાર ખડતલ મરાઠા છે.

આ શાળા સૌથી પ્રથમ સ્થપાયેલી એટલે તેમાં મુશ્કેલીઓ ઘણી નહી હતી. લોકો સાફસુફ કરવાનું કહ્યે માનતા ન હતા. જ્યારે ભાઇ સોમણુ અને ડૉક્તર દેવ કોદાળીપાવડા હાથમાં લઇને ઉપડયા ત્યારે બધા માનવા લાગ્યા.

એક વખત તેઓ ગામડામાં ફરવા ગયેલા અને આવીને જુએ છે તો પોતાને રહેવાનું તથા જેમાં પોતાની શાળા ચલાવતા તે ઝૂંપડું બળી ગયેલું અને તેને સ્થળે રાખ સિવાય બીજું કાંઇ નામનિશાન નહિ રહેલું. કામમાં અડચણુ નાંખવાના હેતુથી કોઇ દ્વેષીએ આગ લગાડી હશે એમાં સંશય ન હતો. ભાઇ સોમણુનો તો આગ્રહ જ હતો કે શાળા એક દિવસ પણુ બંધ ન રહે. આખી રાત જાગી, પરાળ અને વાંસ મંગાવી હતું તેવું ઝૂંપડું ઉભું કરી દીધું. આવા તેમના આગ્રહી અને ટેકી સ્વભાવે ચમ્પારણ્યના કામ કરનારા અને સ્વયંસેવકોમાં તેમને વિષે ભારે છાપ બેસાડી. હાલ તેઓ પોતાના પ્રાંતમાં અસહકારનું કામ સુંદર રીતે કરી રહ્યા છે.

બીજી નિશાળમાં શ્રીમતી અવન્તિકાબાઈ ગોખલે, તેમના પતિ અને બીજા કેટલાક ભાઇઓ હતા. અવન્તિકાબાઇ લોકોને એકઠા કરવામાં, તેમના ઉપર છાપ પાડવામાં અને તેમને સમજાવવામાં તેમના સંગીતના જ્ઞાનનો ઉપયોગ ઠીક કરતાં.

ત્રીજી નિશાળમાં કર્વેના મહિલા વિદ્યાલયનાં એક બાળવિધવા બ્હેન આનંદીબાઇ તથા બીજા કેટલાક હતા. આ આનંદીબાઇની ઉમ્મર તો ૧૮-૧૯ વર્ષની હશે પણ તેમનામાં ઠરેલપણું પ્રૌઢ માણસને છાજે એવું હતું. તે પહેલાં બિહારમાં રહી ગયેલાં હોવાને લીધે દેહાતી ભાષા પણ બોલી જાણતાં, અને ગરીબ તથા દુઃખીમાં તેમના જેવાં જ થઇને ઝટ ભળી જતાં તેમને સરસ આવડતું.

આ ઉપરાંત સત્યાગ્રહાશ્રમના તથા ગુજરાતના બીજા મળીને દશેક ગુજરાતી સ્વયંસેવકો હતા. તેમાં બે ગુજરાતી બ્હેનો પણ હતી.

બિહારના કામ કરનારાઓમાં જુબાનીઓ લેવાતી હતી તે વખતે ઘણા માણસો હતા, પણ તેમાંથી કેટલાકને કુટુંબના ભરણ-પોષણની જવાબદારી અદા કરવા તથા બીજા કામસર જવું પડેલું. બાબુ રાજેન્દ્રપ્રસાદ પહેલેથી આવેલા હતા. પણ તેમને બિહાર પ્રાંતની બીજી જાહેર હિલચાલ તથા પટણા વિદ્યાપીઠનું કામ સંભાળવાનું હોવાથી તેઓ જતા આવતા. બિહારથી જે સ્વયંસેવક તરીકે ચંપારણ્યમાં જાય તેને પટણા થઇને તો જવું જ પડે અને ટ્રેનનો વખત એવો હતો કે એક રાત પટણામાં ગાળવી જ પડે એટલે બાબુ રાજેન્દ્રપ્રસાદની મીઠી મહેમાનગીરી અનુભવવાની દરેકને મળતી જ. તેમનું મધુર હાસ્ય અને પારદર્શક નિખાલસતા સહુને તેમના તરફ આકર્ષી લેતાં. તેમની ગાઢ વિદ્વતા, નિર્મળ ચરિત્ર અને બીજા ઉદાત્ત ગુણોને લીધે તે પૂજ્ય તો છે જ, પણ તેમના સરળ અને મીઠા સ્વભાવને લીધે તે પ્રિય વધારે બની જાય છે. બાબુ બ્રજકિશોર પ્રોફેસર કૃપલાનીની માફક ચંપારણ્યના કામમાં આદિથી તે અંત સુધી રહેલા. તેઓ દરભંગામાં વકીલાત કરતા બિહારની ધારાસભાના સભ્ય હતા અને ભારે આવક છોડીને આવેલા. તેમની મીઠાશ અને સરળતા પણ મોહક છે. ન્હાનાંમ્હોટાં બધાંની સાથે તે ભળી જતા.

તેમને બહુ મ્હોટેથી વાત કરવાની ટેવ છે એટલે મોતિહારીમાં જ્યારે તે હોય ત્યારે આખો બંગલો તેઓ જાગતો કરી દેતા.

ચંપારણ્યમાં કામ કરવા ગયેલા કોઇ માણસ મોતિહારીના બાબુ રામદયાલને તો ભૂલી જ નહિ શકે. એ ત્યાંના મારવાડી વેપારી અને જમીનદારના દીકરા છે. ચંપારણ્યના શ્રીમંત વર્ગમાંથી આ ચળવળમાં ભાગ લેનાર તે અને બેતીઆના એક બે મારવાડી વેપારીઓ જ હતા. મહાત્માજીના મુકામની તથા ત્યાં આવતાંજતાં માણસોની ઝીણી ઝીણી જરૂરીઆતોની તે હંમેશાં કાળજી રાખતા, અને અમુક વસ્તુની જરૂર છે એમ ખબર પડે કે માગ્યા કર્યા વિના લાવીને ત્યાં હાજર કરી દેતા. હંમેશાં તે હસતા જ જોવામાં આવે. બપોરના આશ્રમમાં આવે તે સાંજે મહાત્માજી ફરવા નીકળે ત્યારે ઘેર જાય.

ત્યાં રચનાત્મક કાર્ય કરનારાઓની ટુકડી ન્હાની ગણાય, પણ તે બહાદુર અને આગ્રહી હતી. વધુ કામ ચાલ્યું હોત તો ચંપારણ્યમાંથી જ અથવા બિહારમાંથી કેટલાક વધુ સ્વયંસેવકો મળી આવત. પણ વચમાં ખેડા જીલ્લાનો સત્યાગ્રહ ઉપડ્યો અને મહાત્માજીનું ચંપારણ્યમાં રહેવું અશક્ય થઇ પડ્યું. આવી રીતે રચનાત્મક કાર્ય કરવું એ તે વખતે આપણા દેશમાં નવી વસ્તુ હતી એટલે મહાત્માજીની ગેરહાજરીમાં વધુ શાળાઓ સ્થાપવાનું બન્યું નહિ. સ્થપાયેલી ત્રણ શાળાઓને ન ચાલવા દેવા નીલવરોએ બનતું કર્યું. પણ મહાત્માજીની ગેરહાજરીમાંય આવેલા સ્વયંસેવકો તો પોતાની મુદ્દત પૂરી થતાં સુધી ત્યાં રહ્યા જ. પહેલી ટુકડીની મુદ્દત પૂરી થઇ રહ્યા પછી બીજા કેટલાક મહારાષ્ટ્રી અને ગુજરાતી સ્વયંસેવકોને પણ મહાત્મા-

જીએ મોકલ્યા, તેમાં બેલગામના એક ભાઈ પુંડરિકે ત્યાં સરસ કામ કર્યું. મહાત્માજીએ સોંપેલા કામ ઉપરાંત રૈયતમાંના માંહોમાંહેના કજીઆ પતવવાનું કામ તેમણે આદર્યું અને તેમાં બહુ સફળતા મેળવી. આથી રૈયત ઉપર તેમની છાપ વધારે પડી હતી અને તેમનો તેના ઉપર કાબૂ પણ ભારે હતો. નીલવરોથી કે સરકારથી આ સાંખ્યું જાય તેમ ન હતું એટલે બિહાર સરકારે તેમને હદપાર કર્યા અને તેમના કાર્યની કદર બૂઝી. બિહાર પ્રાન્તિક પરિષદે તેમને અભિનંદન આપ્યું.

આમ મહાત્માજીએ ઉપાડેલું રચનાત્મક કાર્ય ચંપારણ્યમાં અધૂરૂં રહી ગયું, પણ તેમના સત્યાગ્રહથી રૈયતના દિલમાં જે પલટો થયો તે તો કાયમનો રહ્યો. નીલવરોના અત્યાચારો પહેલાં રૈયત મૂંગે મ્હોંડે સહી લેતી તે ભૂતકાળની વાર્તા જેવું બની ગયું, અને ઘણી બાબતમાં સ્વાવલંબન કરતાં રૈયત શીખી ગઇ. મહાત્માજીની અસર કેવળ ચંપારણ્ય ઉપર જ નહિ પણ આખા બિહાર ઉપર પડી. મહાત્માજી પ્રત્યેની અનન્ય ભક્તિમાં બિહારની તોલે બીજો કોઇ પ્રાંત અત્યારે પણ કદાચ ન આવી શકે, અને તેજ ભક્તિના બળ વડે અત્યાર સુધી પછાત અંધારામાં રહેલું ગણાતું બિહાર આ સ્વરાજની લડતમાં આગળ છે.



# બિહારનો પ્રવાસ



ચંપારણ્યમાં કરેલી સેવાને લીધે અને બિહારીઓના સ્વભાવને લીધે બિહારનો પ્રવાસ મારે સારૂ ઘણો જ અઘરો થઇ પડેલો છે નાનાં ગામોમાં પણ હજારો માણસો એકઠાં થઇ અવાજોથી ને ચરણ સ્પર્શથી મને અકળાવી મેલે છે. એક ઘડીની ફુરસદ મને દર્શનમાંથ ન રહેવા દે. આથી રાતદિવસ ક્યાંએ શાંતિ મેળવાય નહિ. ફરવાં તો નીકળાય જ શાનું? આવા શ્રદ્ધાળુ લોકો પાસેથી, જો થોડ પણ સારા કામદારો હોય તો જે કામ લેવું હોય તે લા શકાય. અને બિહાર તેવું કામ આપી રહેલ છે. બિહારમ કેટલાક કાર્ય કરનારા એટલા સાદા ને પવિત્ર છે ને તેમન શ્રદ્ધા શાંતિમય અસહકાર પર એવી સજ્જડ છે કે તેઓએ સમાજ પર ઉંડી છાપ પાડી છે ને શાંતિપૂર્વક ઘણું કામ કર્યું છે. જ્યાં એ વર્ષ પહેલાં થોડા જ રેંટીઆ ચાલતા હતા ત્યાં હજારો ઘરમ રેંટીઆ ચાલી રહ્યા છે, હજારો ગજ ખાદી વણાઇ રહી છે ને હજાર લોકો કેવળ ખાદી પહેરતા થઇ ગયા છે.

નવજીવન<br>તા. ૨૧-૮-૨૧.  મોહનદાસ કરમચંદ ગાંધ



# અહીં તહીં



બિહારની નોકરશાહી અકળાઇ છે. તેનાથી આ બધું સહન થાય ? ગાંધીજી ત્યાં જઇ આવ્યા ત્યારના લોકોમાં કંઈક પ્રાણ આવ્યા છે. તેઓ અસહકારમાં તો અદાલતો પણ તજીને બેઠા છે, અને નીલવરો સામે ડોળા કાઢતાં પણ ડરતા નથી ! આ નોકરશાહીથી નથી ખમાતું. પેલે દહાડે એક કિસ્સો બન્યો હતો તે અહીં નોંધવા જેવો છે. બે ખેડૂતોને એક નીલવર સાથે બગડેલું હશે. આ બંનેને બગડેલું તો હોય છે જ. નીલવર ઘોડે ચઢી જતા હતા, તેમને પેલા મળ્યા. પેલાઓએ કહ્યું હશે કે, 'ચાળા કરે છે, પણ બતાવીશું કોઇક વાર.' પેલો ગોરો ગભરાયો, ફરિયાદે ગયો–શમસુલ હુદા માજીસ્ટ્રેટ પણ ગભરાયા. તેમને થયું કે આ તે શું થવા બેઠું છે ? યુરોપિયન પ્લાંટરને મારા જાતભાઇ ધમકાવે ? અને વખત તો આવો બારીક આવ્યો છે. આમને તો કાંઇક ચાનક લાગે એવી જ સજા થવી જોઇએ. દીધી ત્રણ મહિનાની સખ્ત કેદ ! પેલા ગયા

અપીલે. જીલ્લા માજીસ્ટ્રેટે ન્યાય આપવાને બદલે કહ્યું: "હા, વખત તો જરા બારીક છેસ્તો—સજા બહાલ રાખું છું."

પણ પેલાને તો એવી સૂઝી કે ઠેઠ કોર્ટ સુધી પહોંચ્યા. ત્યાં હમણાં તાજા જ આવેલા એટલે અહીંનો પવન હજી લાગ્યો નથી ખાધો એવા મિ.બકનીલે તેમની અરજીની તપાસ કરી. તે તો આભા જ બન્યા. તેમને થયું, આ બારીક વખત તે વળી શા? અને ચાનકની સજા શી!—સજા કરતા તો દીવાના, લેટીન ઉસ્કો સહી કહેતા ભી દીવાના? તેમણે બીચારા જીવે એક સુંદર ચૂકાદામાં 'ચાનકની સજા' કેવે પ્રસંગે થાય તે ઉપર એક મજાનું ભાષ્ય લખ્યું અને ખેદ બતાવ્યો કે સજાના શાસ્ત્ર વિષે આપણા માજીસ્ટ્રેટોમાં આવું ગંભીર અજ્ઞાન પ્રવર્તે છે!

નવજીવન,
તા. ૬-૧૦-૨૧.

ભોળાશંભુ.*

---

* મહાદેવભાઇ.

# લડતનો ક્રમ

ઇ. સ. ૧૯૧૬ ડીસેંબર. લખનૌની મહાસભા વખતે બિહારના આગેવાનો તરફથી મહાત્માજીને ચંપારણ્યમાં જાતે આવી પ્રજાનાં દુઃખો તપાસવાનું આમંત્રણ.

તા. ૩-૪-૧૭ મહાત્માજીનો તાર-બિહારવાળા પંડિત શુકલજીને કલકત્તામાં આવી મળી જવાની સૂચના.

તા. ૯-૪-૧૭ મહાત્માજી કલકત્તેથી રવાના થયા.

તા. ૧૦-૪-૧૭ બાંકિપુર આવ્યા. સાંજની ગાડીમાં રવાના થઈ રાત્રે એક વાગે મુઝફ્ફરપુર પહોંચ્યા.

તા. ૧૧-૪-૧૭ બિહાર પ્લૅંટર્સ એસોસીએશનના મંત્રી મિ. જે. એમ. વિલ્સનની મુલાકાત લીધી. સાંજે સ્થાનિક વકીલો સાથે વાતચિત.

તા. ૧૨-૪-૧૭ પ્રો. કૃપલાનીવાળા છાત્રાલયમાંથી બાબુ ગયાપ્રસાદસિંહ વકીલને ત્યાં ઉતારો બદલ્યો. તિરહુત ડિવિઝનના કમિશ્નર મિ. એલ. એફ. મોરશેડને પત્ર લખી મળવાનો સમય માગ્યો.

તા. ૧૩-૪-૧૭ મિ. મોરશેડ સાથે મુલાકાત. મિ. મોરશેડે મહાત્માજીને કહ્યું:–" તમે અહીં નકામા આવ્યા છો. અમે તમને કોઇ રીતે મદદ નહીં કરી શકીએ. તમારે અહીંથી તરત જ ચાલ્યા જવું જોઈએ. " વિગેરે.

તા. ૧૪-૪-૧૭ પાસેના એક ન્હાના ગામડામાં, ગરીબ મજૂરોના ઝુંપડામાં જઇ લોકોની દશા નજરોનજર નિહાળી.

તા. ૧૫-૪-૧૭ મહાત્માજી પોતાના થોડા સાથીઓ સાથે મોતિહારી રવાના થયા.

તા. ૧૬-૪-૧૭ જસવલીપટ્ટી નામના ગામડામાં એક માણસ ઉપર કોઠીવાળાએ જુલમ કરેલો હોવાથી તે બાબત તપાસ કરવા મહાત્માજી બાબુ ધરણીધર અને બાબુ રામનવમી સાથે સવારમાં નવ વાગ્યે નીકળ્યા. માર્ગમાં બપોરના બાર વાગે ચંદ્રહિયા ગામમાં પોલિસના એક નોકરે આવી મહાત્માજીને સમાચાર આપ્યા કે "કલેકટર સાહેબ આપને મળવા બોલાવે છે.' પાછા ફરતાં માર્ગમાં જ ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટે ૧૪૪ મી કલમ પ્રમાણે ચંપારણના ડી. માજીસ્ટ્રેટની નોટિસ બજાવી. મહાત્માજીએ નોટિસની પહોંચ લખી, જીલ્લો છોડી જવાનો ઇન્કાર કર્યો. મિ. પોલોક, શ્રીયુત માલવિયજી, એન્ડ્રુઝ વિગેરેને એ બાબત ખબર પહોંચાડવામાં આવી.

તા. ૧૭-૪-૧૭ ગામડાની રૈયતની જુબાની લખવાની શરૂઆત. આવતી કાલે મોતિહારીથી સોળ માઇલ ઉપર આવેલા પરસૌની ગામે જવાનો ઠરાવ. મોતિહારીના ઉદાર પાદરી મિ. જે. ઝેડ. હોજની મુલાકાત. જીલ્લા માજીસ્ટ્રેટને મહાત્માજીનો પત્ર: "અમે આવતી કાલે તપાસ માટે ગામડામાં જવાના છીએ. કોઈ પોલિસ અમલદાર અમારી સાથે આવે તો અમને હરકત નથી." જીલ્લા માજીસ્ટ્રેટનો જવાબ: "આવતી કાલે તમારા ઉપર ૧૮૮ મી કલમ પ્રમાણે કામ ચલાવવામાં આવશે. આશા છે કે તમે મોતિહારી છોડી નહિ જાઓ."

થોડા વખત પછી સમન્સ મળ્યો કે તા. ૧૮ મીએ ૧૨ાા વાગે સબ. ડિ. ઓફિસરની કચેરીમાં હાજર થવું.

રાતભર બેસી, મહાત્માજીએ મિત્રોને કાગળપત્રો લખ્યા. અદાલતમાં રજુ કરવાની કેફિયત તૈયારી કરી.

તા. ૧૮–૪–૧૭ મહાત્માજી અદાલતમાં હાજર થયા અને કેફિયત રજુ કરી. માજીસ્ટ્રેટે ત્રણ વાગે પાછા હાજર થવાનું ફરમાવ્યું.

તે પછી પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાથે અને જીલ્લા માજીસ્ટ્રેટની સાથે મહાત્માજીની મુલાકાત થઇ. ત્રણ વાગે હાજર થતાં અદાલતે રૂ. ૧૦૦ ના જામીન આપી તા. ૨૧ મીએ ફરી હાજર થવાનું ફરમાવ્યું. મહાત્માજીએ જામીન આપવાની સાફ ના પાડી. અદાલતે જામીન વગર જવાની રજા આપી.

તા. ૧૯–૪–૧૭ રૈયતની જુબાની લખવાનું કામ મહાત્માજીએ ફરી ચાલુ કર્યું. મિ. એન્ડ્રુઝનું આગમન.

તા. ૨૦–૪–૧૭ મિ. એન્ડ્રુસ જીલ્લા કલેકટર મિ. હિકોકને મળ્યા. મિ. હિકોકે કહ્યું કે મુકદ્દમો પાછો ખેંચી લેવામાં આવશે.

સાંઝે ૭ વાગે, મુકદ્દમો પાછો ખેંચી લીધાના સત્તાવાર સમાચાર મળ્યા.

તા. ૨૧–૪–૧૭ જુબાનીઓ લખવાનું કામ ચાલુ.

તા. ૨૨-૪-૧૭ કોઠીના એક નોકરે રૈયતના એક માણુસને કોટડીમાં પૂરી રાખ્યો હતો એ વાતની બાતમી મળતાં મહાત્માજીએ એ વિષે તપાસ કરાવી. પણ મહાત્માજીના સ્વયંસેવકો ત્યાં પહોંચે તે પહેલાં પેલા માણુસને છોડી મૂકવામાં આવ્યો. સાંજે મહાત્માજી બેતિયા ગયા.

તા. ૨૩-૪-૧૭ બેતિયા જઇ બેતિયાના માજીસ્ટ્રેટ મિ. લ્વિસ અને બેતિયા રાજ્યના મેનેજર મિ. જે. ટી. વિટીને મળ્યા.

તા. ૨૪-૪-૧૭ મહાત્માજી લૌકરિયા નામના ગામડામાં ગયા અને ત્યાંના સ્ત્રીપુરૂષો તથા બાળકોને પૂછી તેમની સ્થિતિ જાણવાનો પ્રયત્ન કર્યો. બેતિયાના માજીસ્ટ્રેટની હાજરીમાં રૈયતે નીડરતાથી જુબાનીઓ લખાવી. બૈરિયા કોઠીના મેનેજર સાથે મુલાકાત.

તા. ૨૫-૪-૧૭ રાત્રે લૌકરિયાથી પગે ચાલી મહાત્માજી બેતિયા આવ્યા. ચાલવાથી પગ સૂજી ગયા.

તા. ૨૬-૪-૧૭ મહાત્માજી સિંધાછપરા નામના ગામડામાં ગયા. ગામની દયાજનક દશા જોઇ.

તા. ૨૭-૪-૧૭ મહાત્માજી બેલવા કોઠીના ગામડામાં જવા નીકળ્યા. નરકટિયાગંજ સ્ટેશને સવારમાં ઉતરી છ-સાત માઇલ ઉપર આવેલા મુરલીભરહવા જવા પગ રસ્તે મુસાફરી કરી. બેલવા કોઠીના મેનેજર મિ. એ. સી. એમનની મુલાકાત.

તા. ૨૮-૪-૧૭ બેતિયામાં મિ. લ્વિસ અને મિ. વિટી સાથે લાંબી વાતચીત.

તા. ૨૯-૪-૧૭ સાઠી કોઠીના મેનેજર મિ. સી. સ્ટીલની મુલાકાત. પરસા કોઠીના મેનેજર મિ. ગોર્ડન ફનિંગની હાજરી. સાંજે પાછા બેતિયા.

તા. ૧-૫-૧૭ મોતિહારીમાં.

તા. ૨-૫-૧૭ નીલવરોની એક સભામાં મહાત્માજીએ કેટલીક ચર્ચા કરી.

તા. ૩-૫-૧૭ જીલ્લા માજીસ્ટ્રેટ મિ. હિકોક તથા સેટલમેંટ ઓફિસર મિ. સ્વીની સાથે મસલત-સાંજે બેતિયામાં.

તા. ૬-૫-૧૭ બિહાર સરકાર તરફથી મહાત્માજીને તા. ૧૦ મીએ માન. મિ. ડબ્લ્યુ. મૌડને બાંકિપુરમાં મળવાની ભલામણ.

તા. ૮-૫-૧૭ સાંજે બાંકિપુર પહોંચ્યા.

તા. ૧૦-૫-૧૭ માન. મિ. મૌડ સાથે લગભગ બે કલાક સુધી વાતચીત.

તા. ૧૧-૫-૧૭ મહાત્માજી બેતિયા પાછા આવ્યા-ઓલહા કોઠીમાં આગ, એસોસીએટેડ પ્રેસનો છાપાજોગો તાર.

તા. ૧૨-૫-૧૭ લોકોની ફરિયાદો સાંભળી તથા પૂરાવા વિચારી મહાત્માજીએ એક રીપોર્ટ તૈયાર કર્યો.

તા. ૧૬-૫-૧૭ લોકરાહા કોઠીના ગામ સરિસવામાં મહાત્માજીએ તપાસ કરી. મિ. લિવિસ અને કોઠીના મેનેજર મિ. હોલ્ટમની હાજરીમાં રૈયતે નિર્ભયતાથી પોતાનાં કષ્ટ કહી સંભળાવ્યાં. સાંજે ૭ વાગે બેતિયા તરફ રવાના થયા.

તા. ૧૭–૫–૧૭ ઘોકરાહા રૈયતની ફરિયાદો ઉપરથી મહાત્માજીએ કોઠીના મેનેજર મિ. હોલ્ટમને એક પત્ર લખ્યો. રાત્રે દસ વાગે પરસૌનીના એક ભાગદારે આવી મહાત્માજી પાસે ફરિયાદ કરી કે–" કોઠીવાળા આજે મારી ન્હાનીશી કચેરી લૂંટી જવાની ધમકી આપે છે, માટે મને બચાવો. " બાબુ રાજેન્દ્રપ્રસાદ તથા પ્રો. કૃપલાનીને તપાસ કરવા મોકલ્યા.

તા. ૧૮–૫–૧૭ ઘોકરાહા કોઠીમાં આગ. બાબુ વિન્ધ્યવાસિનીપ્રસાદની તપાસ.

તા. ૨૭–૫–૧૭ ચંપારણ્યના કલેક્ટરને મહાત્માજીનો પત્રઃ " જ્યાં સુધી રૈયતનાં દુઃખ દૂર નહીં થાય ત્યાં સુધી હું ચંપારણ્યમાંથી નહીં ખસું. "

તા. ૨૯–૫–૧૭ બિહાર સરકારનું મહાત્માજીને રાંચીમાં હાજર થવાનું આમંત્રણ.

તા. ૩૧–૫–૧૭ મહાત્માજી અને તેમના સાથીઓને ચંપારણ્યમાંથી જલદી ખસેડવાની, સરકારને અરજ કરવાનો મુઝફરપુરની યુરોપિયન ડીફેન્સ એસોસીએશનની શાખાનો ઠરાવ.

તા. ૨–૬–૧૭ મહાત્માજીની પટણામાં પંડિત માલવિયજી તથા બીજા આગેવાનો સાથે વાતચીત.

તા. ૩–૬–૧૭ મોતિહારી કોઠીના મેનેજર મિ. ઇરવિનનો પાયોનિયરમાં લાંબો પત્ર. " પાયોનિયર " નો ફુંફાડોઃ–" બિહારની સરકારે આવા રખડતા–ભટકતા ચળવળખોરને ચંપારણ્યમાં કામ કરતા અટકાવવા જોઇએ. " વિગેરે.

| | |
|---|---|
| તા. ૪–૬–૧૭ | બિહારના ગવર્નર સર એડવર્ડ ગેટ સાથે મહાત્માજીની મુલાકાત. તપાસ માટે એક પંચ નીમવાનો ઠરાવ. |
| તા. ૭–૬–૧૭ | મહાત્માજી, શ્રી. કસ્તુરબા, ભાઈ દેવદાસ પટણામાં. |
| તા. ૮–૬–૧૭ | સાંજે બેતિયામાં. |
| તા. ૧૧–૬–૧૭ | એસોસીએટેડ પ્રેસના તાર વિષે સરકારનો ખુલાસો. જમીનદારો અને રૈયત વચ્ચેના સંબંધની તપાસ કરવા પ્રાંતિક સરકાર થોડા જ વખતમાં એક પંચ નીમશે. |
| તા. ૧૩–૬–૧૭ | પંચના સભાસદોની નીમણૂક. સરકાર તરફની જાહેર યાદી. મહાત્માજીની પંચમાં નીમણૂક. |
| તા. ૧૬–૬–૧૭ | મહાત્માજી મુંબઈ તરફ. |
| તા. ૨૮–૬–૧૭ | મહાત્માજી મોતિહારીમાં. જુબાનીઓ અને દસ્તાવેજોનું વાંચન. |
| તા. ૫–૭–૧૭ | રાંચી તરફ રવાના. |
| તા. ૭–૭–૧૭ | રાંચીમાં. |
| તા. ૧૧–૭–૧૭ | પંચની પ્રાથમિક સભા. |
| તા. ૧૨–૭–૧૭ | મહાત્માજી મોતિહારીમાં. |
| તા. ૧૫–૭–૧૭ | મહાત્માજી બેતિયામાં. |
| તા. ૧૬–૭–૧૭ | સાંજે ધર્મશાળાના ચોગાનમાં મહાત્માજીનું ભાષણ–પ્રજાને નિર્ભય બનવાનો ઉપદેશ. |
| તા. ૧૭–૭–૧૭ | બેતિયામાં પંચના કામકાજનો આરંભ. મિ. સ્વીનીની જુબાની. |
| તા. ૧૮–૭–૧૭ | મિ. લેવિસ અને મિ. વિટીની જુબાની. |

| | |
|---|---|
| તા. ૧૯-૭-૧૭ | પં. રાજકુમાર શુક્લ, સંત રાઉત તથા બેન્ધરચયની જુબાની. |
| તા. ૨૧-૭-૧૭ | પરસા કોઠીના માલેક અને મેનેજરની, અને બેરિયા કોઠીના મેનેજરની જુબાની. |
| તા. ૨૩-૭-૧૭ | સાઠી અને બેલવા કોઠીના મેનેજરોની જુબાની. રાત્રે મહાત્માજી તથા તેમના સાથી મોતિહારી રવાના થયા. |
| તા. ૨૫-૭-૧૭ | મોતિહારીમાં પંચની બેઠક. ચંપારણ્યના કલેકટર, પ્લૅન્ટર્સ એસોસીએશનના પ્રતિનિધિ તથા રાજપુર કોઠીના મેનેજરની જુબાની. |
| તા. ૨૬-૭-૧૭ | મોતિહારી કોઠીના મેનેજર મિ. ઇરવિનની જુબાની. સાંજે મહાત્માજી બેતિયામાં. |
| તા. ૨૮-૭-૧૭ | પંચના સભાસદો 'પરસા' માં-તપાસ. |
| તા. ૨૯-૭-૧૭ | પંચના સભાસદો 'કુડિયા' માં-તપાસ. |
| તા. ૩૦-૭-૧૭ | ફરી બેતિયામાં. મધુબની કોઠીના મેનેજર અને તેના માલેક બન્નેની જુબાની. થોડા સભાસદો 'મલહિયા' કોઠીમાં. |
| તા. ૩૧-૭-૧૭ | પંચના સભાસદો ધોકરાહા તથા લોહિઆરિયાના ગામડામાં—તપાસ. રાતની ગાડીમાં નીકળી મહાત્માજી મોતિહારી આવ્યા. |
| તા. ૨-૮-૧૭ | પંચની રાજપુર કોઠીમાં તપાસ. |
| તા. ૩-૮-૧૭ | પિપરા કોઠીમાં તપાસ. |
| તા. ૪-૮-૧૭ | તુરકૌલિયા કોઠીમાં તપાસ. |

તા. ૫-૮-૧૭ મિ. ઈરવિનની સમ્મતિથી મહાત્માજી તેમના જ એક ગામડામાં તપાસ કરવા ગયા. સાંજે બેતિયા પાછા આવ્યા.

તા. ૬-૮-૧૭ [illegible]ઘાટ તથા હરદિયા કોઠીમાં તપાસ.

તા. ૧૪-૮-૧૭ પંચના કામકાજની સમાપ્તિ.

તા. ૧૬-૮-૧૭ મહાત્માજી અમદાવાદ તરફ રવાના થયા.

તા. ૨૨-૯-૧૭ મહાત્માજી અમદાવાદથી રાંચી. તબિયત લથડી.

તા. ૩-૧૦-૧૭ પંચનો રીપોર્ટ તૈયાર થયો.

તા. ૪-૧૦-૧૭ એકમતે તૈયાર થયેલો રીપોર્ટ બિહાર સરકાર પાસે રજુ કર્યો.

તા. ૧૩-૧૦-૧૭ મહાત્માજી મોતિહારીથી ભાગલપુરમાં. બિહારના વિદ્યાર્થી સમ્મેલનમાં સભાપતિ તરીકે હાજરી.

તા. ૧૫-૧૦-૧૭ ભાગલપુરથી મુંબઈ.

તા. ૧૮-૧૦-૧૭ બિહાર સરકારે જાહેર યાદી બ્હાર પાડી પંચની લગભગ તમામ ભલામણો મંજૂર રાખી.

તા. ૮-૧૧-૧૭ મહાત્માજી થોડા સ્વયંસેવકો લઈ મુંબઈથી ચંપારણ્ય આવ્યા.

તા. ૧૩-૧૧-૧૭ મોતિહારીથી ૨૦ માઈલ દૂર બડહરવા ગામમાં સૌ પહેલી એક પાઠશાળા મહાત્માજીના હાથથી ખુલ્લી મૂકાઈ.

તા. ૨૦-૧૧-૧૭ બેતિયાથી ૪૦ માઈલ ઉપર ભિતહરવા ગામમાં પાઠશાળા ખુલ્લી મૂકી.

તા. ૨૯-૧૧-૧૭ ચંપારણ્ય એગ્રેરિયન બિલ વિષે ધારાસભામાં વાદવિવાદ. નીલવરોના પ્રતિનિધિ મિ. રીડનું રાજીનામું. નીલવરોનો વિરોધ.

તા. ૧૭–૧–૧૮ મહાત્માજીના પ્રમુખપણા નીચે એક સભા થઈ અને મધુબનના એક શેઠની મદદથી ત્રીજી પાઠશાળા ખુલ્લી મૂકાઈ.

તા. ૪–૩–૧૮ ‘ચંપારણ્ય એગ્રેરિયન ઍક્ટ’ મંજૂર.

## મુંબઈ પ્રાંતના સ્વયંસેવકો

| | | |
|---|---|---|
| (૧) | ડૉ. હરિ શ્રીકૃષ્ણદેવ એલ. એમ. ઍન્ડ એસ. | ધુળિયા |
| (૨) | શ્રીયુત બબન ગોપાળ ગોખલે | મુંબઈ |
| (૩) | ,, મહાદેવ હરિભાઈ દેસાઇ | અમદાવાદ |
| (૪) | ,, નરહરિ દ્વારકાદાસ પરીખ | ,, |
| (૫) | ,, વ્રજલાલ ભીમજી રૂપાણી | ,, |
| (૬) | ,, છોટાલાલ જૈન | ,, |
| (૭) | ,, દેવદાસ ગાંધી | ,, |
| (૮) | ,, સુરેન્દ્રજી | ,, |
| (૯) | ,, બાળકૃષ્ણ યોગેશ્વર પુરોહિત | ,, |
| (૧૦) | ,, સદાશિવ લક્ષ્મણ સોમન | બેલગાંવ |
| (૧૧) | ,, નારાયણ તમ્માજી કાટગોડે–“પુંડરિકજી”– | ,, |
| (૧૨) | ,, એકનાથ વાસુદેવ ક્ષીરે | ધુળિયા |
| (૧૩) | ,, વિષ્ણુ સીતારામ રણદિવે—અપ્પાજી— | ,, |
| (૧૪) | ,, પ્રાણલાલ પ્રભુરામ યોગી—લિલિંગા— | ભાવનગર |
| (૧૫) | શ્રી શંકરદેવ | પુના |

## સ્વયંસેવિકાઓ

| | | |
|---|---|---|
| (૧) | માતુશ્રી કસ્તુરબા | અમદાવાદ |
| (૨) | શ્રીમતી અવન્તિકાબાઈ ગોખલે | મુંબઈ |
| (૩) | ,, દુર્ગાબ્હેન દેસાઇ | અમદાવાદ |
| (૪) | ,, મણિબ્હેન પરીખ | ,, |
| (૫) | ,, આનંદીબાઇ | મહિલા આશ્રમ, પુના |
| (૬) | ,, વીણાપાણિ—શાહ— | પુના |

